## અર્પણ

જીવનની તડકીછાંયડીમાં એકે દિવસના અંતરાય વગર

પૂરા પચીસ વર્ષ

મને સાથ આપનાર, અને ઉત્તરાવસ્થામાં

મારી પુણ્ય પ્રેરણારૂપ

મારી સહધર્મચારિણી

સ્વ૦ રતનદેવી માહેશ્વરની

પુણ્યસ્મૃતિને



સ્વ. ગૃહદેવી રતનબાઈ માહેશ્વર

પ્રિન્ટરી અમદાવાદ

# ગ્રંથકર્તાનું નિવેદન

સને ૧૯૩૧ના મે આખર શુક્લાપૂર્ણિમાએ મારાં જીવન સાથી ધર્મપરાયણા પત્ની બાઇ રતનબાઇના દેહોત્સર્ગ પછી જાહેર પ્રવૃત્તિમાંથી મારો ઉત્સાહ ઓસરવા લાગ્યો. મુખ્યપણે તેમના ધર્મભાવ અને સમાજસેવાની ધગશની પ્રેરણાથી નાનીસરખી મૂડીપર સંતોષ માની છેક ૧૯૧૮થી જ હું ધંધામાંથી નિવૃત્ત થઇ ગયો હતો અને તે પછીનાં ૧૨ વર્ષ અમે બેઉ નાની મોટી સમાજસેવાની તેમ જ રાજદ્વારી પ્રવૃત્તિઓમા ગાળી ચૂક્યાં હતાં. ૧૯૩૦ના નિમક સત્યાગ્રહ વેળાએ પણ તેમણે તેમજ મેં કોંગ્રેસ આંદોલનમાં યથાશક્તિ ભાગ લીધો. અને જીવનભર તમામ શુભકામોમાં મને હંમેશ જિગરથી સાથ આપનાર રતનબાઇ કેવળ ક્ષયની જીવલેણ માંદગીને કારણે મારી જેલજાત્રામાં સાથ આપી ન શકેલાં.

રાષ્ટ્રીય આંદોલનોના એક પછી એક જુવાળના એ દિવસો હતા ને ૧૯૩૦ના મીઠાના સત્યાગ્રહ અંગેના જેલજુવાળ પછી મળેલી ગોળ-મેજીમાં જઇને મહાત્મા ગાંધીજી હિંદ પાછા ફર્યા તેવા જ સલ્તનતે ફરી એકવાર તેમને જેલમાં પૂર્યા. પાછળ જ બીજા દેશનેતાઓને તેમ જ મારા જેવા અદના સિપાઇઓને પણ દેશ આખામાં સ્થાનિક સત્તા-વાળાઓએ કરેલી 'યાદીઓ મુજબ' અટકાયતો કરવામાં આવી.

મારો જન્મ મુંબઇમા થએલો. જનેતાનુ સુખ ૧૨મે વર્ષે ને પિતાનું છત્ર ૧૬મે વર્ષે ગુમાવીને વિધવા કાકી તથા વડીલ બંધુની છાયામાં હું ઊછર્યો. ૧૭ વર્ષની ઉમ્મરે અંગ્રેજી સ્કૂલ છોડી તાર લખનાર તરીકે જીવનની શરૂઆત કરી અને એક પછી એક રૂ તથા તેલીબિયાંના ધંધામાં સેલ્સમેન તથા ટ્રાવેલિંગ એજન્ટ તરીકે, તેમ જ પાછળથી વીમા અને એસ્ટેટ દલાલ તરીકે વર્ષો ગાળેલાં; તેમા હિંદના એકથી વધુ પ્રાંતોમાં ફરવાનું બનતું. ત્યારથી વિશાળ દેશપર્યટનની

ઝંખનાના અંતરમાં ઘર કરી ગઇ હતી. બીજીવારની જેલ અટકાયતમાંથી છૂટયા બાદ એ જૂની ઝંખનાએ જોર પકડયું અને મેં તેને અમલમાં મૂકવાનો નિરધાર કર્યો.

૧૯૩૭ના છેલ્લા મહિનાઓથી પ્રવાસનો આરંભ કરી કન્યાકુમારી સુધી લગભગ આખું દક્ષિણ હિંદ હું ફર્યો. દ્રાવિડદેશના ભવ્ય મંદિરો જોઇ દિંગ થયો. અરુણાચલમના મહર્ષિ રમણપ્રભુનાં અને પોંડીચેરી ખાતે શ્રી અરવિંદ અને તેમનાં બહતવૃંદના દર્શનથી મારા અશાંત મનને સાંત્વન મળ્યું. આ સ્થાનોના શિષ્ટાચાર તેમ જ કાર્યપ્રણાલિકાઓની પણ મારા પર ઉંડી અસર પડી

દ્વિતીય પ્રવાસ ઉત્તર હિન્દનો કાશ્મીરના બરફાળ અમરનાથ ધામ સુધી તથા ખૈબરઘાટના લંડીકોટલ સુધી કર્યો. ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યા બાદ પરપ્રાન્તોના પ્રવાસ જાતજાતના અંકુશો અને અંતરાયોને લીધે અસહ્ય બન્યા.

એજ અરસામાં મારા બનેવી શ્રી. જેઠાભાઇ દામજીનાં પત્ની અ. સૌ. મોનબાઇ ટુંકમાં માંદગીમાં ઘેરાયાં ને તે ખબરથી હું ઘેર આવ્યો. સ્વ. રતનબાઇની પાછળ અમારા કુટુંબમાં એ આસોપાલવના વૃક્ષ સમા હતાં. સૌજન્ય, સંસ્કારિતા, નિખાલસતા, વગેરે ઉચ્ચ ગુણોથી તેમણે કુટુંબને અનુપમપણે દીપાવ્યું હતું. તમામ કાળજીભર્યા ઉપચારો કર્યા છતાં અમે એ રત્ન ગુમાવ્યું. એક બાળક પુત્રને મૂકી નાની ઉમ્મરે એમનો જીવનદીપ બૂઝાયો.

આ વસમા સંજોગોને કારણે મારા પ્રવાસક્રમમાં ખંડ પડ્યો અને હું મારા બનેવી શ્રી. જેઠાભાઇ તથા બાળક ચિ. નવીન પાસે કેટલાક મહિના રહ્યો.

બધા પ્રવાસો ટુકડે ટુકડે ૮-૯ વર્ષોમાં મેં કર્યા. બધાં મળીને આશરે ૩૦૦ જેટલાં શહેરો અને સ્થળો મેં જોયા હશે.

હિંદની ઉત્તર ગીમાપર ગગનચુંબી હિમાલય, મધ્ય પ્રદેશમાં એકથી બીજા છેડા સુધી આડો પડેલો વિંધ્યાચળ, એમ પર્વતોથી અને પૂર્વ પશ્ચિમ દક્ષિણે સમુદ્ર હોવાથી હિન્દના ઉત્તર અને દક્ષિણ હિન્દ એવા બે કુદરતી વિભાગ પડી ગયા છે. બન્નેની નૈસર્ગિક રચના એક બીજાથી અનોખી, તેમ જ સૃષ્ટિસૌન્દર્ય, હવામાન, ઇત્યાદિમાં પણ ભિન્નતા જણાઇ આવે છે. દક્ષિણ તરફ જઇએ તેમ જમીનનો પટ સાંકડો ને ઉત્તર ભણી વધીએ તેમ પહોળો થતો જાય છે. છેક ઉત્તરે બરફાળ પ્રદેશમાં ભળી જાય છે.

ઉત્તરની પ્રજા હજારો વર્ષથી પરદેશીઓના હુમલાઓનો સામનો કરતી આવી છે ને લડાયક ખમીર ધરાવે છે. શારીરિક બાંધો મજબૂત અને વર્ણે ગોરી હોઇ વિવિધ પ્રજાઓના સંસર્ગમાં આવ્યાથી પ્રમાણમાં સુધારક માનસવાળી છે ફુર્તિવાળી અને હુનર ઉદ્યોગ કળાકૌશલમા પગલાં માંડતી જાય છે. છૂત-અછૂત સ્પૃશ્યાસ્પૃશ્યના ભેદોને પણ પ્રતિદિન ભેદતી જાય છે. જ્યારે દક્ષિણની પ્રજા શ્યામવર્ણી, કદ, શરીરબળ અને હુન્નર-ઉદ્યોગમાં કમ, જૂનવાણી માનસમાં અટવાએલી અને દેવદેવીઓની માનતાઓ તથા મંદિરોના ઉત્સવો પાછળ હડિયાદોટ કરતી, વર્ણભેદોની જાળમાં ને છૂતછાત તથા દૃષ્ટિદોષમાં રાચનારી હતી. પણ મહાત્મા ગાંધીજીના પુણ્યબળે જાદુઇ લાકડી ફરે તેમ એ જૂનવાણી પ્રજાએ અસ્પૃશ્યોને દેવમંદિરો ખુલ્લાં મૂકવામા કાયદો થતા પહેલાં જ અગ્રસ્થાન લઇને આજ્વલગીના તમામ દોષનું પ્રાયશ્ચિત કરી નાખ્યુ એ ભારે સંતોષની બીના છે.

ઉત્તરમાં અનેક નદીઓનાં વહેણ બરફાળ પ્રદેશોમા ઓગળતા બરફોથી બનીને ચાલતા હોઈ તેમાથી શાખા ઉપશાખા, નહેરો વગેર નીકળીને વિશાળ ખેડાણ તેમ જ બાગાયતી જમીનોને પાણી પૂરં પાડે છે. આથી આ ઉત્તરના પ્રદેશો ધાન્ય તેલીબિયા, કપાસ અને ફળ-ફળાદિની હરિયાળીથી અનુપમ છે ખનિજ દ્રવ્યો પણ અનેક જગાએ

મોટા પ્રમાણમા નીકળે છે, દક્ષિણની નદીઓ પ્રમાણમા ટૂંકી, નહેરો જૂજ અને પ્રદેશ ડુંગરાળ હોવાથી દક્ષિણ દેશ ઉત્તર જેટલો ફળદ્રૂપ નથી ખનિજ ઓછા (જેવા કે સોના જેવા કીમતી), ધાન્ય પણ પ્રમાણમા ઓછા પાકે, પણ દક્ષિણની ડુંગરમાળાઓ, ઘાટો અને સમુદ્ર કિનારાઓનાં સૃષ્ટિસૌંદર્ય ઉત્તરની શોભાઓને પોતાની રીતે હઠાવે તેવા છે

ઉત્તર હિંદનો શિયાળો કડક, જ્યારે દક્ષિણમા થોડા પહાડી મથકો બાદ કરતા ઠંડી નહિ જેવી હોય છે બાકી બધી જગાએ ગરમી જ સખત પડે છે વરસાદ પ્રમાણમા વધુ, ને કોંકણ મલબારમા તો ઘણો વધારે એમા કોંકણ-મલબારથી એક આસામ જ ચડે. ત્યા પર્વતો ઉપરાંત ગીચ જંગલો આવેલા છે

મારા પ્રવાસોમા હું બિસ્તરો ને હેન્ડબેગ બે જ વસ્તુ રાખતો કપડાલત્તા ખપ પૂરતા જ બિસ્તરામા ફેરવતો જરૂર પડયે નવા સીવડાવી લેતો હેન્ડબેગમા ડાયરી, સ્ટેશનરી, ટોર્ચ, લોટો, રેલવે ગાઇડ, વગેરે ખાસ ઉપયોગી વસ્તુઓ જ રાખતો

હવે તો લગભગ બધા મોટા શહેરોમા અને મશહૂર સ્થળોએ રહેવા-ખાવાની હોટલો, ધર્મશાળાઓ, ડાકબંગલા, સ્ટેશનો પર રિટાયરીંગ રૂમો, વગેરે સગવડ થઇ ગઇ છે ને હિંદીભાષા જાણનારને જરીએ અગવડ પડતી નથી. વળી પોસ્ટ ઓફિસેથી આપણો નાનો સરખો ફોટોગ્રાફ ચિટકાવીને મળતી સર્ટિફિકેટ મેળવી લીધી હોય તો વગર ઓળખાણે આપણુ રજીસ્ટર કે મનીઓર્ડર પણ મળી શકે છે તેથી વધુ પૈસાનુ જોખમ સગાથે રાખી ઉજાગરા કરવાની પણ જરૂર રહી નથી

આ પુસ્તક ચારેક વર્ષ પર લખીને તૈયાર કરેલ. પણ પ્રકાશન તથા કાગળ પરના કંટ્રોલને કારણે પ્રકાશનમા ઢીલ થતી રહી આ વર્ષે કંટ્રોલ તરફથી પરવાનગી મળી અને ભારતી સાહિત્ય સઘના સચાલક શ્રીયુત ઇશ્વરલાલ ત્રિવેદીની કીમતી સહાયથી હુ આ પ્રકાશન કરી શક્યો છુ જે બદલ તેમનો પ્રથમ આભાર માનુ છુ

પૂજ્ય શ્રી સ્વામી આનંદે મારા પ્રત્યેના તેમના અપાર સ્નેહને વશ થઈને આ પુસ્તક અંગે વખતો વખત અનેક ઉપયોગી સૂચનાઓ કરી તેમજ 'પરિચય' લખવા સ્વીકાર્યું તે માટે તેમનો તથા ખાનદેશના ગ્રામસેવક અને કોંગ્રેસ નેતા શ્રી બાબુભાઈ મહેતાએ પણ આની હાથપ્રત વાંચી ઉપયોગી સૂચનાઓ કરી તે બદલ તેમનો હું અત્યંત ઋણી છું

અંતમાં હું લેખક ન હોવાને કારણે મારા આ પ્રથમ પ્રયાસના પુસ્તકમાં ઘણી ઘણી ત્રુટીઓ રહી છે એ વાતથી વાકેફ છું તે બધી દરગુજર કરી વાચકવર્ગ મને નભાવી લેશે એવી આશા રાખું છું

મુલુંડ, ભવદીય

૧૩-૮-૪૯ વીરજી ગગાજર માહેશ્વર

# પરિચય

મુલુંડ નિવાસી શ્રી વીરચંદભાઈ મૈશેરીને ૧૯૩૦ના નિમક સત્યાગ્રહના કાળથી મે નિકટપણે જાણ્યા છે સત્યાગ્રહના એ દિવસોમા મુંબઈ ઉપનગર જિલ્લાના એક આગળ પડતા જાહેરકાર્યકર્તા તરીકે સૌની જેમ હુ પણ મૈશેરી દંપતીના પરિચયમા આવેલો

ઊંડી ધર્મભાવનાવાળા પોતાના ધર્મપત્ની જોડે ત્રીસ વર્ષ લગી એકધારુ અને નિર્મળ દંપતી જીવન ગાળ્યા બાદ છેલ્લા લગભગ ૧૮ વર્ષથી તેઓ ધંધાથી તેમજ જાહેરપ્રવૃત્તિઓથી નિવૃત્ત થઈ મુમુક્ષુ, શોધક, પ્રવાસીનુ એકાકી જીવન ગાળે છે ૬૫ વર્ષનુ વય છતા આહાર, વ્યાયામ તેમ જ રહેણીમા ચોકસ અને નિયમિત, ઝીણા મોટા તમામ રોજિંદા વહેવારોમા ચીવટ અને શિસ્ત જાળવવાના આગ્રહી અને નાના બાળક પાસેથી પણ શીખવાની વૃત્તિવાળા છે. 'કાચબો જેમ અંગોને તેમ જે વિષયો થકી' તેમ સાંસારિક વિષયોમાંથી ઉત્તરોત્તર મનને આવરી લઈ કુદરત જોડે અંતરના તાર સાધવા, અને પરમેશ્વરના વિરાટ સ્વરૂપ સમા ભારતવર્ષની વિવિધતાના દર્શન કરવા તેઓ ચિરપ્રવાસી બન્યા,

ઉપરાંત, મહાપુરુષોને પગલે ચાલવાની ઇચ્છાવાળા એમણે 'वसन्तवल्लोकहितं चरन्त' ની જેમ રગને ચાલતા પરોપકાર કરવાની શક્તિ કેળવવા સારુ સાઠી વીત્યા છતા આર્યભિષક વગેરે આયુર્વેદના ગ્રંથોનુ

પરિશીલન આરંભ્યું અને વગર ખરચે ઘર આંગણે ઊગતી ને મળી આવતી વનસ્પતિની દવાઓ તૈયાર કરી ગરીબ ગામડાંની જનતામાં મફત વહેંચવાનો કીમિયો હસ્તગત કર્યો.

આ છેલ્લી સેવાના કરતા વધુ ઊંચી સિદ્ધિ અને માણસના દિલને વશ કરવાનુ એથી મોટું વશીકરણ સંસારમાં બીજું નથી. ખ્રિસ્તી મિશનરીઓએ આપણા દેશમાં તેમ જ દુનિયાના બીજા દેશોમા જે સફળતા મેળવી છે તેનો મોટો હિસ્સો તેમની આ સેવાને કાળે જાય છે એમ કહેવામા અતિશયોક્તિનો ભય નથી શ્રી વીરજીભાઈએ આ કીમિયો મેળવી લઇને પોતાના જીવન પરત્વે જેવડું આશ્વાસન મેળવ્યું છે તેવડો જ તેમણે જ્યા ગયાં ત્યાની મૂગી, સાધન વિહોણી, પીડિત જનતા પર અમોલ ઉપકાર કર્યો છે:

નથી રામ વિભૂતિ ચોળ્યે
નથી ઊંધે શિર ઝોળ્યે

શ્રી. વીરજીભાઈ જેવાને સારુ જીવન ત્યાગ અને વહેવાર, સસાર અને સન્યાસના સમન્વય રૂપ છે

પરમેશ્વરના વિરાટ સ્વરૂપને નિતનિત નિરખવાના શોખી ચિર પ્રવાસી શ્રી વીરજીભાઇ જ્યા ગયા ત્યાની નોંધના જોગ વિગતો તથા હકીકતોના તેમણે એક વહેવારી માણસની ચીવટથી ટાચણ રાખ્યા. પરિણામે દેશદર્શનની એક ખાસી એવી ગાઇડપોથી આજે તેઓ પ્રજાને ભેટ કરે છે. દરેક સ્થળ અજેની નવાસને ઉપયોગી માહિતી મળવા ઉપરાત હજાર માઇલ લાંબા પહોળા પથરાએલા આપણા વિશાળ દેશનું, તેના ઐતિહાસિક સ્થળો, તીર્થો, ધામો, સાધુ સત પુરુષો આશ્રમો ઇત્યાદિનુ અહી આપણને દર્શન થાય છે. સાક્ષરી ગ્રથ કે ગદ્ય કાવ્યની આશા તો તેમના જેવા પાસેથી કોઈ ન જ રાખે.

વાપી તા. ૨૭ માર્ચ, ૧૯૪૯ સ્વામી આનંદ

# શુદ્ધિપત્રક

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૭ | એને | અને |
| ૨૧ | ૧૦ | અરગામ | અટગામ |
| ૨૨ | ૨૪ | મનોરમા | પનોરમા |
| ૨૫ | ૧૨ | ફેનો,ફામો | ટ્રેનો,ટ્રામો |
| ૩૩ | ૬ | કાંહાપર | કાંટાપર |
| ૪૨ | ૮ | સગત્રો | સગત્ર્ડો |
| ૪૫ | ૨૪ | રેટહાઉમો | રેસ્ટહાઉસો |
| ૪૯ | ૧૮ | ત્યારે | ચારે |
| ૫૫ | ૪ | તિરુપત્નામલાય | તિરુવન્નામલાય |
| ૭૬ | ૧ | જેનું | જેવું |
| ૮૧ | ૧૬ | જેટલું | જેવું |
| ૮૨ | ૨૨ | નાશન | પાપનાશન |
| ૮૬ | ૫ | ૨ ચક્રમ | ૨તા ચક્રમ |
| ૯૩ | ૫ | જાલાકપેટ | જાલારપેટ |
| ૯૩ | ૬ | બે ગલોર | બેંગલોર |
| ૯૪ | ૧૮ | ચાહ | ચા |
| ૯૮ | ૨૦ | અહીં | અહીં મોટરબસ |
| ૧૦૦ | ૬ | ૭૦૦ | ૭૩૦૦ |
| ૧૦૫ | ૬ | બધામાંથી | બંધમાંથી |
| ૧૦૬ | ૧૬ | શરૂ | સારું |
| ૧૧૬ | ૨૩ | રાજાઓ | રોજાઓ |
| ૧૧૯ | ૨૫ | ચોપાટ | ચોવાટ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૨૪ | ૨૬ | ૨૫ ફુટ | ૧૬ ફુટ |
| ૧૨૫ | ૧૪ | સને ૧૦૩ | સને ૧૮૦૭ |
| ૧૩૦ | ૧૨ | જેંજરાબાદ | મંજરાબાદ |
| ૧૩૩ | ૧૯ | તુંગા | તુંગા |
| ૧૬૩ | ૨૭ | ડોરસોપા | ગેરસોપા |
| ૧૩૫ | ૧૩ | ચિકનીજુર | ચિકજાજુર |
| ૧૪૧ | ૨૪ | પંચમની | પૈંગીન |
| ૧૪૩ | ૨૩ | માંદોળ | માદોની |
| ૧૪૭ | ૧૩ | વઘેલી | બાંધેલી |
| ૧૫૬ | ૧૬ | વસેલું | પ્લેટો |
| ૧૫૬ | ૨૭ | પ્લોટ | પ્લેટો |
| ૧૫૭ | ૨૦ | પાઇગર | ટાઇગર |
| ૧૫૭ | ૨૩ | લોર્ડપીક | લોર્ડવિક |
| ૧૫૯ | ૯ | સ્ટેશનહાઉસ | રેસ્ટહાઉસ |
| ૧૬૨ | ૨૦ | એંકની | એંડની |
| ૧૭૧ | ૨૪ | રજવાડો | રાજવાડો |
| ૧૭૨ | ૧૩ | શીરોડ | શીરોડા |
| ૧૭૫ | ૧૪ | તરુ | જીતવા |
| ૧૮૩ | ૨૫ | ગુલબલીના | ગુલબગોના |
| ૧૮૦ | ૨૨ | દિલખાનને | આદિલખાનને |
| ૧૯૭ | ૧ | ઉડગી | ઉડગી કાંટાપર |
| ૧૯૮ | ૨૬ | ઓળખાવી | આળેખાવી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૯૯ | ૬ | મોટરગેઝ | ગીટરગેઝ |
| ૨૦૫ | ૧૧ | સ્ટેશનેની | સ્ટેશનેથી |
| ૨૦૭ | ૧૯ | ૧૮૯૦ | ૧૮૯૯ |
| ૨૧૮ | ૧૦ | મુહા | સુરી |
| ૨૪૫ | ૨૮ | પલી | પછી |
| ૨૫૨ | ૪ | પહાડે | પડાવો |
| ૨૫૩ | ૯ | ૧૪ | ૪ |
| ૨૫૬ | ૧૨ | કુસરીંગમાં | કુસરીમાં |
| ૨૭૨ | ૧૨ | ગામ | સુમતીગામ |
| ૨૭૪ | ૨૬ | સ્વચ્છ | અસ્વચ્છ |
| ૨૮૧ | ૭ | પુત્રેભેળો | પુત્રો ભેગો |
| ૨૮૧ | ૯ | લાગ્યો | લાગ્યા |
| ૨૮૨ | ૪ | જાય | ગયો |
| ૨૮૪ | ૨૩ | મનમાં | મનના |
| ૨૮૬ | ૪ | ઓફિસે | ઓફિસો |
| ૨૮૭ | ૪ | પેપરમરીન | પેપરમસીન |
| ૩૦૩ | ૧૪ | ઘોડા | ઘોડો |
| ૩૦૪ | ૨ | માંડયો | માંડયા |
| ૩૧૬ | ૨૩ | વાસણો | વાસણોની |
| ૩૧૮ | ૧૯ | હયુઝ | હયુઝે |
| ૩૨૧ | ૨ | ગેટરહાઉસ | ગેસ્ટહાઉસ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪૦ | ૧૪ | મંદિરમાં | મંદિરનું |
| ૩૪૪ | ૭ | મામી | માચી |
| ૩૪૯ | ૭ | અસવાન | અવસર |
| ૩૫૧ | ૨૬ | સસયમાં | સમયમાં. |
| ,, | ૨૬ | ૧૩૦૭ માં | ૧૩૦૭માં |
| ૩૫૨ | ૩ | કહેવાતા | કહેવાતા |
| ૩૫૩ | ૨૪ | જૂને | જૂન |
| ૩૫૪ | ૮ | પોઇન્ડ | પોઇન્ટ |
| ૩૫૫ | ૧ | ને | છે, |
| ,, | ૧૦ | કરેડોની | કરોડોની |
| ૩૫૬ | ૧ | હજારો | હજારેક |

# ૧ મુંબઈ √

એશિયાખંડની એક અલખનના અંબારમાં આળોટતી ઉત્તમોત્તમ ઉદ્યોગપુરી અને રિદ્ધિ-સિદ્ધિથી રસબસતી રાજનગરી તરીકે મુંબઈની મહત્તા જગમશહુર છે.

અરબી સમુદ્રના અગાધ જળથી અળગા, ઠેર ઠેર ખાડાઓમાં ભરાઈ રહેતા ભરતીના પાણી, ભેજવાળી જમીન, મચ્છરો અને ઝેરી કીટ-જંતુઓના ઉપદ્રવ, ગંદા વાતાવરણ અને રોગિષ્ટ હવામાનથી હર હંમેશ વિંટળાયેલા અને છૂટા છવાયા પથરાયેલા ઉજ્જડ ખડકોવાળા (૧) કોલાબા (૨) નાનું કોલાબા (૩) મુંબઈ (૪) મજગાંવ (૫) પરેલ (૬) વર્લી અને (૭) માહીમ વગેરે સાત ટાપુઓ એક કાળે માછીમારોની મામુલી વસતીથી વસાયેલા હતા. અહોરાત ઉતારુઓની અવર જવરથી ધમધમી રહેતા અત્યારના બોરીબંદર સ્ટેશનની આસપાસના કોઈ એક સ્થળે ત્યારે 'કોળી' માછીમારોની કુળદેવી 'મુંબાદેવી'નું સ્થાનક આવેલું હતું. એ 'મુંબાદેવી' પરથી જ એ સાતે ટાપુઓ એક થઈ જઈને બનેલી મહાનગરીનું નામ 'મુંબઈ' પડ્યું હોવાનું મનાય છે. પશ્ચિમવાસીઓના પગરણ પછી અરબી સમુદ્રમાં કુદરતી

ટાપુઓની વચ્ચેય સહીસલામત રહી શકાય એવા મળી ગયેલા ઉપસાગરને એમણે 'Bonbay–બોંબે ' આપેલું નામ જતે દહાડે અંગ્રેજી ભાષામાં અપભ્રંશ પામી 'Bombay–બોમ્બે' થયું અને આજે એ નામથી જ આખી યે દુનિયામાં ઓળખાય છે.

મહાનગરી મુંબઇ બન્યા પહેલાંનો આ ટાપુઓનો કડીબંધ ઇતિહાસ અપ્રાપ્ય છે, પરંતુ બારમી સદીમાં રાજા ભીમદેવની હિન્દુ રાજસત્તાનો ધ્વજ ત્યાં ફરકતો હતો એને અત્યારના 'માહીમ' નામના વિસ્તારમાં વસેલી 'મહીકાવતી' નગરીમાં રાજધાની રાખીને એ રાજ કરતો હતો, એમ તો ઇતિહાસકારો કથી રહ્યાં છે. વળી એ પણ જાણવા મળે છે કે ઇ. સ. ૧૩૪૮ માં ગુજરાતનો સુલતાન બહાદુરશાહ 'મહીકાવતી' ઉપર ચઢી આવ્યો હતો અને મુંબઇ પરની હિન્દુપત પાદશાહીનો અંત આવ્યો હતો.

પરંતુ કાળના કરાળ પંજામાં મુસ્લીમ સત્તા પણ સપડાઇ ગઇ. ઇ. સ. ૧૫૩૪ માં વસઇની સંધિ થઇ અને સુલતાન બહાદુરશાહને 'મુંબઇ' ના ટાપુઓ પરથી પોતાની આણ ઉઠાવી લઇને પોર્ટુગીઝોને શરણે થવુ પડ્યુ હતું. પોર્ટુગીઝ વાસીઓને આ ટાપુઓની મહત્તા કે ઉપયોગિતા ન જણાઇ પોતાના રાજાની કુંવરી કેથેરાઇનના લગ્ન ઇંગ્લાંડના રાજા બીજા ચાર્લ્સ સાથે થયા ત્યારે તેમણે આ ટાપુઓ લગ્નની પહેરામણીમાં આપી દીધાં. પહેરામણીની આ ભેટ હાથ કરવાને બીજા ચાર્લ્સે પાંચ મનવારો અને પાંચસો માણસો મોકલ્યા. પ્રથમ તો પોર્ટુગીઝ ગવર્નર એ અંગ્રેજ લાવલશ્કરની પરવા કરી નહીં; આખરે ઇ. સ. ૧૬૬૪ માં અંગ્રેજોને એ સુપ્રત કરવામાં આવયા. અંગ્રેજ રાજકર્તાને પણ આ ટાપુઓની કિંમત ન સમજાઇ એટલે હિન્દમાં વ્યાપાર ધંધો કરવા ઇંગ્લાંડમાં સ્થપાયેલી ઇસ્ટ ઇંડિયા કંપનીને એણે ઇ. સ. ૧૬૬૮ માં વાર્ષિક દશ પાઉન્ડ એટલે કેવળ એકસો રૂપિયાના ભાડે આપી દીધા.

પરંતુ ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું હિન્દ સાથેના વ્યાપાર-વધારાનું મુખ્ય મથક તો સુરત હતું. સુરતના નવાબ સાથે અવારનવાર અથડામણીમાં ઊતરવું પડતું જેનાથી અંગ્રેજો ખૂબ જ થાકી ગયા હતા. એટલે તેમણે 'મુંબઈ' પર પૂરતું ધ્યાન આપવા માંડ્યું. જુદા જુદા ટાપુઓ વચ્ચેનો દરિયો અને ઠેર ઠેર આવેલા ખાડા ખાબોચિયા પૂરીને જમીન સપાટ બનાવી રસ્તાઓ બાંધ્યા. કાયદો વ્યવસ્થા જાળવવા કાનૂનો ઘડયા, ન્યાય-ઇન્સાફ આપવા કોર્ટ-કચેરીઓ સ્થાપી અને વ્યાપાર-ઉદ્યોગોને ઉત્તેજન આપવા માંડ્યું. આ નીતિના પરિણામે મુંબઈની વસતીમાં દિનપ્રતિદિન વધારો થવા માંડયો. હિન્દુસ્તાનના ચારે ખૂણામાંથી સાહસિક વ્યાપારીઓ આવીને વસવા લાગ્યા. એમાં કચ્છ-કાઠિયાવાડના વ્યાપારીઓ વહાણો દ્વારા મોટી સંખ્યામાં આવવા લાગ્યા. અમારા વડવાઓ પણ વ્યાપાર ખેડીને વિધાતાનું વિધાન વ્યક્ત સ્વરૂપે જાણવાને જ જાણે જહેમત ઉઠાવીને કચ્છમાંથી મુંબઈ આવી વસ્યા હતા.

સુરતથી પોતાનું વડું મથક બદલી નાખીને અંગ્રેજો મુંબઈમાં આવ્યા અને ઇ. સ. ૧૬૮૬ થી કાયમી વસવાટ કરી રહ્યા. ચાંચિયાઓ અને આસપાસના રજવાડી તાકાતના ઉપદ્રવથી સહિસલામત રહેવાને તેમણે ઇ. સ. ૧૫૩૮ માં સમુદ્ર કિનારા પર પોર્તુગીઝોએ બંધાવેલા 'બોમ્બેકેસલ' નો ઉપયોગ કરવા માંડ્યો. આ 'બોમ્બેકેસલ' ની ઉપયોગિતા ઇ. સ. ૧૬૮૮-૮૯ માં જણાઈ આવી હતી. એ સાલમાં જ જંજીરાના સીદીઓએ મુંબઈને ઘેરો ઘાલ્યો હતો અને વલંદાઓએ પણ મુંબઈ હાથ કરવાને મથામણ કરી હતી પણ તેમને 'બોમ્બેકેસલ' ના સુરક્ષિત સ્થળમાં સહિસલામત રહી અંગ્રેજોએ હરાવ્યા હતા. મુંબઈમાં એ ઐતિહાસિક સ્થળનો ઉપયોગ હજુય સરકારના હુકમો અને ફરમાનો ઉપર થતો નજરે પડે છે.

આ મહાનગરીની મોજ માણવાને આવતા પશ્ચિમ દેશના પ્રવાસીઓને મનોહર મુંબઈની એપોલો બંદર યાને પાલવા બંદરપરની

કિલ્લાના મુખ્ય ત્રણ દરવાજાઓ—ચર્ચગેટ, બઝારગેટ, અને એપોલો-ગેટ પૈકીનો એપોલોગેટ અહીંયાં જ આવેલો હતો. સેંટ એન્ડ્રુઝ ચર્ચની પડખે જ જૂનું ખખડધજ ઊભેલું ગ્રેટ વેસ્ટર્ન હોટલનું જંગી મકાન જૂના મુંબઈની જાહોજલાલી હજુ યે જાહેર કરી રહ્યું છે. એમાં જ એક વખતે મુંબઈના ગવર્નર અને એડમીરલ રહેતા હતા, અને એમાં જ રેકર્ડરકોર્ટ, સુપ્રીમકોર્ટ અને હાઇકોર્ટ બેસતી હતી. એની સામે જ નેવલ ડોક યાર્ડ અને જૂનું કસ્ટમ હાઉસ આવેલ છે. પડખેનું કડાનબંધ ઊંચા અને પહોળા પગથિયાવાળું ટાઉન હોલનું ભવ્ય મકાન આવે છે. લોટરીદ્વારા અને ઇસ્ટ ઇન્ડિયા કંપનીની જમીન અને આર્થિક મદદથી એ મકાન ઇ. સ. ૧૮૩૩માં બંધાઇને તૈયાર થયું હતું. મુંબઇના શહેરીઓની અનેક જાહેર સભાઓનું ઐતિહાસિક સ્થાન બનવાને એને અત્યાર સુધી અનેક પ્રસંગો સાંપડ્યા છે. વળી એમાં ઉત્તમ પુસ્તકાલય અને સંગ્રહસ્થાન પણ સ્થાપવામાં આવ્યા છે.

ટાઉન હોલની પાછળ બોમ્બે કેસલ અને તેની પડખે ટંકશાળ આવેલી છે અને એ એના અધિકારીની લેખિત પરવાનગી મેળવીને જોવા જઇ શકાય છે. ટંકશાળની સામે જ પત્થરનું બાંધેલું રીઝર્વ બેન્ક બીલ્ડીંગ આવેલું છે. ટંકશાળના નાકા પરથી ફરીને બેલાર્ડરોડ પર જતાં બેલાર્ડ પીયર નજરે પડે છે. બેલાર્ડ અને નીકલરોડ જ્યાં ભેળાય છે ત્યાં જ કાળા પત્થરનું બાંધેલું પોર્ટ ટ્રસ્ટ બીલ્ડીંગ આવેલું છે. બેલાર્ડ પીયરના રોડના છેડા પર જતાં મોલ આવે છે. યુરોપ, અમેરિકાના પ્રવાસીઓને સીધા દિલ્હી જવા આવવા માટેની રેલવે લાઇન શરૂ થઇ આગળ જાય છે. મોલના દરવાજા પાસેથી બેલાર્ડરોડ પીટરરોડમાં ફંટાય છે. આ બીલ્ડીંગ્સમાંથી મુંબઇમાં ચૌદ માઇલ લાંબા અને ૭ માઇલ પહોળા બારાની બાંધણી અને વ્યવસ્થા ખાસ છે. વિશાળ ધક્કાઓ, મજબૂત નાકાબંધીઓ, યંત્રો વતી ઉઠાવી લેવાય એવા ઝૂલતા પુલ અને એકી સાથે ત્રીસ ત્રીસ આગબોટો

સહીસલામત ઊભી રહી શકે એવી સગવડવાળી પ્રિન્સેસ ડૉક, વિકટોરિયા ડૉક, એલેકઝાંડ્રા ડૉક અને સાસુન ડૉક વગેરેનો વહીવટ એ બીલ્ડીંગમાંથી કરાય છે. પ્રિન્સેસ ડૉકનો પાયો સમ્રાટ સપ્તમ એડવર્ડે ઇ. સ ૧૮૭૫ મા અને એલેકઝાંડ્રા ડૉકનો પાયો સમ્રાટ પંચમ જ્યોર્જે ઇ. સ ૧૯૦૫ મા નાખ્યો હતો

બેલાર્ડ પીયર રોડના છેડા પર જતા મોલ આવે છે યુરોપ-અમેરિકાના પ્રવાસીઓને આવવા જવા માટે જ 'પેશાવર મેલ'ની સગવડતા ભરી રેલવે ટ્રેન ત્યાંથી જ ઉપડે છે મોલના દરવાજા, પાસેથી બેલાર્ડ રોડ વીગેટ રોડમા ફંટાય છે એ પોર્ટ ટ્રસ્ટ ડૉકસની હદ ઓળંગીને એલેકઝાંડ્રા ડૉકસના રેડગેઇટ નજીક ફોર્ટ સ્ટ્રીટને જઇ મળે છે

ફોર્ટ સ્ટ્રીટમા દાખલ થતા જ મુંબઇ જેવી મહાનગરીને નિયમિત ટપાલ પહોંચાડતી 'જનરલ પોસ્ટ ઑફિસ'નુ ભવ્ય ઘુમટવાળુ મકાન આવેલુ છે આ મકાન બાંધતા દશ વર્ષ લાગ્યા હતા આ મકાનમા આવ્યા પહેલા એ ચર્ચગેટ સ્ટ્રીટમા આવેલી સેન્ટ્રલ ટેલીગ્રાફ ઑફિસની ઇમારતમા હતી જનરલ પોસ્ટ ઑફિસની પાછળ યુરોપિયનોની સારવાર માટે જ ખાસ અનામત રાખવામા આવેલી 'સેંટ જ્યોર્જીસ હૉસ્પિટલ' આવેલી છે એના વિશાળ કંપાઉન્ડમા હજુ યે જૂના ફોર્ટ સેંટ જ્યોર્જના કાંગરાઓ જોવામા આવે છે

દુનિયા ભરમા શિલ્પકળામા શ્રેષ્ઠ ગણાતુ બોરીબંદરનુ ભવ્ય અને વિરાટ સ્ટેશન પણ 'જનરલ પોસ્ટ ઑફિસ'ની પાછળ જ આવેલુ છે મહારાણી વિક્ટોરિયાના નામ ઉપરથી આ સ્ટેશન 'વિકટોરિયા ટર્મીનસ'ના નામથી ઓળખાય છે સ્ટેશન પર ઉતારુઓના આવરજાવર માટે વિશાળ તેર પ્લેટફૉર્મ બાંધેલા છે અહીંયાથી જ મેજરન્ડિયન પેનીન્સુલા રેલ્વેની સૌ ગાડીઓ હિંદના જુદા જુદા ભાગોમા નિયમિત જાય છે

વિક્ટોરિયા ટર્મીનસ બોરીબંદરની બરોબર સામે જ હોર્નબી

અને ક્રુશાંક રોડના સંગમ પરની ત્રિકોણ જમીન પર શીંગા મિનારા વાળું ભવ્ય મ્યુનિસિપાલિટીનું આલીશાન મકાન ઊભેલું છે. આ મકાનનું ખાતમુહૂર્ત હિન્દ હિતૈષી વાઈસરોય લોર્ડ રીપને સને ૧૮૮૪માં કર્યું હતું અને નવ વર્ષે તેર લાખ રૂપિયાના ખર્ચે બંધાઈ તૈયાર થયું હતું. મુંબઈ મ્યુનિસિપાલિટી શહેરની સફાઈ અને સગવડો સાચવવા ઉપરાંત પ્રાથમિક શિક્ષણની જવાબદારી પણ ઉઠાવે છે. મકાનના મોખરા પર જ મુંબઈના બેતાજ બાદશાહ ગણાતા અને મુંબઈના અનેકવાર નગરપતિ પદે નિર્વાચિત થયેલા સ્વર્ગસ્થ સર ફિરોજશાહ મહેતાનું વિરાટ પૂતળું ઊભું છે. એની જમણી બાજુએ હૉર્નબી રોડના નાકા પર હિન્દના મહાન ઉદ્યોગપતિ મર્હૂમ જમશેદજી એન. ટાટાનું પૂતળું આવેલું છે. હૉર્નબી રોડ પર આગળ વધતા યુરોપિયનોના આરામગાહ—મોખ્યે જીમખાના પાસેથી પસાર થઈને મેયો રોડ અને મહાત્મા ગાંધીરોડને જઈ મળે છે. રસ્તાઓના આ ત્રિભેટા પર જ વડોદરાના મહારાજા ખંડેરાવ ગાયકવાડે તૈયાર કરાવી આપેલું સફેદ સંગેમરમરનું મહારાણી વિક્ટોરિયાનું બાવલું એક નાના પણ સુંદર ઉદ્યાન વચ્ચે ઊભેલું નજરે પડે છે.

મેયો રોડ પર જતાં દુનિયાભરના તાર વ્યવહારને નિયમિત સાચવતી સેન્ટ્રલ ટેલિગ્રાફ ઑફિસ આવે છે. અહિંયાંથી જ દેશ પરદેશ સાથે ટેલીફોનથી વાતચીત કરી શકાય છે. આગળ વધતા જમણી બાજુ ઊંચા તાડ વૃક્ષોથી ઘેરાયેલી લીલી ઘાસવાળું ઓવલનું વિશાળ મેદાન અને ડાબી બાજુએ સરકારી જાહેરબાંધકામ ખાતું, હાઈકોર્ટ, યુનિવર્સિટી બીલ્ડીંગ, સેક્રેટરીએટ બીલ્ડીંગ્સ, રોયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ વગેરે ભવ્ય ઇમારતો આવે છે ઓવલ અને કુપરેજના મેદાનો વચ્ચેના વિશાળ ચોકમાં બેન્ડ સ્ટેન્ડ આવેલ છે અને સામે જ આઠમા એડવર્ડ—ડ્યુક ઑફ વિન્ડસરનું પ્રિન્સ ઑફ વેલ્સ તરીકેનું પૂતળું ઊભું છે. રોયલ ઇન્સ્ટીટ્યુટ ઑફ સાયન્સ જોડાઈને એકી સાથે બારસો

માણસો બેસી શકે એવો વિશાળ વ્યાખ્યાન હૉલ–સર કાવસજી જહાંગીર હૉલ ઊભેલો છે

સામે જ પ્રિન્સ ઑફ વેલ્સ મ્યૂઝિયમની જંગી ઇમારત આંખે ચઢે છે સ્વર્ગસ્થ સમ્રાટ પંચમ જ્યોર્જે પ્રિન્સ ઑફ વેલ્સ તરીકે મુંબઈની મુલાકાત લીધી હતી ત્યારે એમના હસ્તે આનો પાયો નાખવામાં આવ્યો હતો નવ વર્ષે આ જંગી ઇમારત બંધાઈને ઊભી થઈ હતી એ સમયે પ્રથમ યુરોપીય મહાયુદ્ધને અંગે એનો આરંભમાં જ હૉસ્પિટલ તરીકે ઉપયોગ થયો હતો પ્રાચીન શિલ્પકળાના નમૂના રૂપ મૂર્તિઓવાળા ગોપાસ આવેલા સુંદર બાગની વચ્ચોવચ્ચ સ્વર્ગસ્થ પંચમ જ્યોર્જનું ભવ્ય પૂતળું ઊભું છે મ્યૂઝિયમમાં પ્રાચીન કાળની કળાના નમૂનાઓ, હથિયારો, ઓજારો, મૂર્તિઓ, તામ્રપત્રો શિલાલેખો, મરેલા પશુ, પક્ષી પ્રાણીઓ અને સાપોના દેહો જતનથી સાચવેલા જોવા મળે છે

મ્યૂઝિયમથી એક સીધો રસ્તો કોલાબા તરફ જાય છે આ રસ્તા પર જ સારા યે મુંબઈ નગરને ટ્રામ બસ સર્વિસ આપતી બોમ્બે ઇલેક્ટ્રીક સપ્લાઈ એન્ડ ટ્રામવે કંપનીની ઑફિસો અને ટ્રામ તથા બસના વિશાળ ડીપો તથા પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તીઓનું અફઘાન ચર્ચ આવે છે છેક કોલાબાના છેડા પર આકાશી ગ્રહોની ગતિ, ઉષ્ણતામાન, ધરતીકંપ વરસાદના માપ, ઘડિયાળોના સમય જોવાના વિવિધ યંત્રોવાળી વેધશાળા આવેલ છે કોલાબાનો છેડો પૂરો થતાં દરિયામાં સત્તર માઈલ દૂર સમુદ્રની સપાટીથી ૧૪૬ ફૂટ ઊંચી અને સત્તર સત્તર માઈલ ચોમાસામાં પ્રકાશ ફેંકતી દીવાદાંડી બાંધેલી છે

પાછા વેલિંગ્ટન ફાઉન્ટન પાસે આવીને ઉત્તર તરફ મહાત્મા ગાંધી રોડ પર જતાં એલ્ફીન્સ્ટન કૉલેજ, સર સાસૂન ડેવીડ ઇન્સ્ટીટ્યુટ એન્ડ લાયબ્રેરી, મરેન્ડમેન્શન વગેરે મોટી હવેલીઓ અને ઇમારતો આવે છે અહીંયાં જ ત્રણ રસ્તાના સંગમ પર કાળા ઘોડા પર બેઠેલા સમ્રાટ સપ્તમ એડવર્ડનું પૂતળું હતું છે અહીંથી આગળ

પથનાં ડાબા હાથ ઉપર ભોગળે યુનિવર્સિટી ગાર્ડન્સ, ૨૮૦ ફૂટ ઊંચું અને ૨૮૨ પગથિયાંવાળું રાજાબાઈ ટાવર, કોન્વોકેશન હોલ આવે છે. રાજાબાઈ ટાવર મુંબઈના એક વખતના મહાન વેપારી શેઠ પ્રેમચંદ રાયચંદે પોતાના માતુશ્રીના સ્મરણમાં બંધાવી આપ્યું છે. એથી સહેજ આગળ જતાં ફ્લોરાફાઉન્ટન આવે છે. સામે જ બેન્ક ઓફ ઇન્ડિયાની ઊંચી ઇમારતના ફૂટ પાથ પર હિન્દના દાદા દાદાભાઈ નવરોજજીનું પૂતળું ઊભું છે. એનાથી આગળ જતાં વચ્ચે ફંટાતા સર ફિરોજશાહ મહેતા રોડના મોખરે સર જે. એન. પીટિટ ઇન્સ્ટીટ્યુટ એન્ડ લાઇબ્રેરી. વ્હાઇટ વે લેડલો એન્ડ કં. લિ. અને બીજી અનેક વેપાર ધંધા કરતી કંપનીઓની જંગી ઇમારતો ભવ્ય દૃશ્ય ખડું કરતી ઊભી છે. સર ફિરોજશાહ મહેતા રોડ પર મુખ્યત્વે વીમા કંપનીઓ આવેલી છે.

બાટિયા બાગ પાસે આવતા જ પાછા મુંબઈ મ્યુનિસિપલહોલ અને બોરીબંદરના વિશાળ મકાનો નજરે પડે છે. એ હોર્નબીરોડ પર એંગ્લો ઇન્ડિયન પત્ર 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા,' અન્જુમને ઇસ્લામ હાઇ સ્કૂલ, સીડનહામ કોલેજ ઓફ કોમર્સ એન્ડ ઇકોનોમીક્સ, જે. જે. સ્કૂલ ઓફ આર્ટ્સ વગેરે આવે છે. સામે જ ક્રાફર્ડમારકીટ દેખાય છે. સુંદર ટાવરવાળું મકાન બંધાયા પહેલાં અહીંયાં કસાઇખાનું હતું. મ્યુનિસિપલ કમિશ્નર મી. આર્થર ક્રાફર્ડે ઇ. સ. ૧૮૬૫ માં એ કસાઇખાનું બાંદરામાં ખસેડયું અને પછી ત્યાં તાજા શાકભાજી, ફળફૂલ, કરિયાણું, હોઝીયરી અને ઘરગથ્થુ હરેક ચીજો મળી શકે એવી મારકીટ બંધાવી એટલે એ એના નામથી જ પ્રસિદ્ધ છે. ક્રાફર્ડમારકીટથી ધોબી તલાવ તરફ જતા રસ્તા પર જ મહાનગરી મુંબઈમાં કાયદો અને વ્યવસ્થા જાળવતી પોલીસનું વડું મથક, ગોકળદાસ તેજપાલ હોસ્પીટલ અને સેંટ ઝેવીયર્સ સ્કૂલ આવેલાં છે.

ધોબીતલાવના ટ્રામવે જંક્શનની સામે જ મેટ્રો સિનેમાનું એરકન્ડીશન અને સર્વ સોઇવાળું મકાન ઊભું છે. એ મહાત્મા ગાંધી રોડ પર ઊભું છે. મહાત્માગાંધી રોડ પરથી પાછા સીધા ફ્લોરાફાઉન્ટન

જતાં વચ્ચે ફ્રેટાના રસ્તાની પૂર્વમાં નજર નાખતાં જૂના મુંબઈના ખ્રિસ્તીઓનું પ્રાર્થના મંદિર સેંટ થોમસનું કેથેડ્રલ દેખાય છે. અહીંયાં જ જૂના મુંબઈના કિલ્લાના મુખ્ય ત્રણ દરવાજાઓ પૈકીનો ચર્ચગેટ દરવાજો આવેલો હતો. કેથેડ્રલથી આગળ જતાં એલ્ફીન્સ્ટન ગાર્ડન અને સર્કલ અને એની પેલીમેર ટાઉનહૉલ નજરે પડે છે. એલ્ફીન્સ્ટન સર્કલમાં આપણી દેશી બેન્ક-દેના બેન્ક, બાન્તબેન્ક અને અન્ય વેપારી પેઢીઓની ઓફિસો આવેલી છે. ત્યાંથી પાછા ફરીને પશ્ચિમ બાજુ ફ્લોરાફાઉન્ટન વટાવીને આગળ જતાં જમણી બાજુએ સેન્ટ્રલ ટેલીગ્રાફ ઓફિસનું મકાન આવે છે. આગળ જતાં સુંદર વૃક્ષ ઘટાથી છવાયેલા આ ચર્ચગેટ સ્ટ્રીટની બન્ને બાજુ હિન્દના પનોતા પુત્રો, અને મુંબઈના નાગરિકો સ્વર્ગસ્થ ગોપાલ કૃષ્ણ ગોખલે વગેરેના તેમજ ગવર્નરના પૂતળાઓ દૃષ્ટિએ પડે છે. સામે જ 'ઇરોસ થિયેટર' પણ ઉન્નત મસ્તકે આકાશ સાથે વાતો કરતું નજરે પડે છે એની સામે જ રસ્તાની પેલી મેર બી. બી. એન્ડ સી. આઈ. રેલવેનું ચર્ચગેટ સ્ટેશન અને એ રેલવેની વહીવટી કચેરીઓ આવેલી છે. આ રસ્તાપર આગળ જતા ક્રિકેટ જંગો, કુસ્તીના પ્રયોગો અને અન્ય મનમમતના સમારંભો યોજવાને અતિશય ઉપયોગી 'બ્રેબોર્ન સ્ટેડીયમ' આવેલું છે. આ સ્ટેડીયમ જગતભરના સ્ટેડીયમોમાં અગત્યનું સ્થાન ભોગવે છે. એથી આગળ જતા જ અરબી સમુદ્રના જળ મુંબઈ નગરીના પાદ પ્રક્ષાલન કરતું નજરે પડે છે. ઠેઠ કોલાબાથી ચોપાટીના કિનારા પર સુંદર પાકી પત્થરની પાળ બાંધેલી છે, અને એ સડક મરીન ડ્રાઈવના નામે ઓળખાય છે. અહીંયાં મુંબઈના માનવીઓ ખુલ્લી હવા ખાવાને સવાર સાંજ મોટી સંખ્યામાં ઊલટી પડે છે.

મુંબઈના કોટ વિભાગમાં જ-એપોલો સ્ટ્રીટ અને હમામસ્ટ્રીટના મોઢ પર હમેશા કરોડો રૂપિયાની કિંમતના સોદા, જમીનગીરીઓ અને શેરોના સોદાથી ગાજતું શેરબજાર આવેલું છે. રવિવાર અને તહેવારોના દિવસો સિવાય અહીંયાં કામકાજના વખતે વેપારીઓ,

સાહસો અને દલાલોની દોડધામથી ઉત્તેજિત વાતાવરણ જાગેલું જણાય છે. શેરબજારની આસપાસ ઇમ્પીરિયલ બેન્ક, બેન્ક ઓફ બરોડા, અલ્હાબાદ બેન્ક, દેનાબેંક આવેલ છે. અહીંયાં જ રાજા બહાદુર બંસીલાલ મોતીલાલ મેન્શન જૂની બાંધણીના નમૂનારૂપ આવેલ છે. આ મેન્શનમાં મુંબઇના ગવર્નરો ઇ. સ. ૧૭૪૫ થી ૧૮૨૯ સુધી રહેતા હતા. હમામ સ્ટ્રીટના બીજા છેડા પર મેડોઝ સ્ટ્રીટ આવેલ છે. આ આખો ય લત્તો સોલિસિટરો, એડવોકેટોની ઓફિસોથી વસાયેલો છે. મેડોઝસ્ટ્રીટ અને એસસ્ટ્રીટના નાકાપર સેન્ટ્રલબેન્ક ઓફ ઇન્ડિયા આવેલ છે.

ક્રાફર્ડમારકીટથી ઉત્તર તરફ આવેલો મુંબઇનો વિભાગ બહારકોટ કહેવાય છે. અહીંયાં જ હિન્દના જુદા જુદા પ્રાંતોની વિવિધ વેશ પરિધાન કરેલી વિવિધ જાતિની પચરંગી જનતા જોવામાં આવે છે. ક્રાફર્ડમારકીટ એ જુદા જુદા દેશો વસાહતોમાં જતાં પાંચ ચોરી રસ્તાઓનું સંગમસ્થાન છે. મારકીટની સામે જ શેખ મેમણ સ્ટ્રીટ શરૂ થાય છે. આ સ્ટ્રીટમાં જ કાપડની જંગી મારકીટો–મંગળદાસ મારકીટ, દુભાષ મારકીટ, મુળજી જેઠા મારકીટ, લક્ષ્મીદાસ મારકીટ આવેલ છે. જુમા મસ્જિદ વટાવીને આગળ જતાં આ સ્ટ્રીટ ઝવેરીબજારનાં નામે ઓળખાય છે અને ત્યાં સોના, રૂપા, હીરા, માણેક વેચવાની ભવ્ય દુકાનો આવેલી છે. સોનારૂપાની જબ્બર લેવેચ કરતુ બુલિયન એક્સચેંજ વટાવીને આગળ જતાં મુંબાદેવીનું ગગનચૂંબી મંદિર આવે છે. મહાજન એસોસિએસન હોલ, મારવાડી બજાર થઇને ઇસ્ટ ઇન્ડિયા કોટન એક્સચેંજ હોલ પાસે શેખ મેમણ સ્ટ્રીટની સમાપ્તિ થાય છે. જુમા મસ્જિદ પાસે શેખ મેમણ સ્ટ્રીટને વિંધીને પશ્ચિમ તરફ ફંટાતો રસ્તો પ્રિન્સેસસ્ટ્રીટ દવા વેચનારાઓ તથા પુસ્તક વિક્રેતાઓની દુકાનો જ મોટા ભાગે ધરાવે છે. આ રસ્તો પશ્ચિમ તરફ મરીનલાઇન્સ રેલવે સ્ટેશન પાસેના ક્વીન્સરોડને ગળી જઇને અટકે છે.

ક્રાફર્ડમારકીટ પાસેથી શરૂ થતા બીજા રસ્તાઓ અબ્દુલ રહેમાન

જ સ્ટ્રીટ, નાગદેવી સ્ટ્રીટ, લોહાર ચાલ અને કરનાક બંદરરોડ છે. આ રસ્તાઓ મિલજીનસ્ટોર, રેશમી વણિયાઓ, ચીની રમકડાં વગેરે વેચવાની દુકાનોથી ભરચક છે.

ધોબીતળાવથી સીધા ઉત્તરમાં જતો ભારી રસ્તો કાલબાદેવીરોડના નામે ઓળખાય છે, કારણકે એ રસ્તા પર રામોલકની વાડીની પાસે જ મહાકાળીનું જૂનું મંદિર આવેલું છે. આ રસ્તા પર ભાટિયા મહાજનવાડી, સ્વદેશી માર્કેટ, ઇન્ડિયન કોટન એક્સ્ચેન્જ હૉલ; કરિયાણા બજાર વગેરે આવેલાં છે. કોટન એક્સ્ચેન્જ હૉલની સામે દેખાતો રસ્તો ભુલેશ્વરના નામે ઓળખાય છે. ભુલેશ્વર મહાદેવના પ્રાચીન મંદિર ઉપરથી આ રસ્તો ભુલેશ્વરના નામે ઓળખાય છે. આ રસ્તામાં અનેક દેવમંદિરો જુદા જુદા સંપ્રદાયોના આવેલાં છે. એટલે દેવદર્શન નિમિત્તે તેમ જ આ રસ્તામાં જીવનની જરૂરિયાતની બધી ચીજો મળતી હોવાથી અહીંયા માણસોની ભારે ગીરદી હમેશના માટે રહ્યા કરે છે. આ રસ્તાના કાલબાદેવીરોડ પરના નાકે મ્યુનિસિપલ શાક માર્કેટ અને બીજા નાકે કેથેડ્રલ સ્ટ્રીટ આવેલ છે. આ વિભાગ કબૂતરખાનાના નામે ઓળખાય છે. કબૂતરખાનાથી સીધા પાંજરાપોળ રોડના નાકા પર માધવબાગમાં દાખલ થવાનો પાછળનો દરવાજો આવેલો છે. માધવબાગમાં શ્રી લક્ષ્મીનારાયણના દુર્લભ દર્શન થાય છે. મંદિરનો વિશાળ સુંદર અને સ્વચ્છ ચોક વ્યાખ્યાનો, સભાઓ અને લગ્ન સમારંભો માટે અવારનવાર ઉપયોગમાં લેવાય છે. માધવબાગના મુખ્ય પ્રવેશદ્વારમાંથી બહાર નીકળતા જે રસ્તો આવે છે તે સી. પી. ટેન્કના નામે સુપ્રસિદ્ધ છે. અહીંયા પહેલાં કાવસજી પટેલનું તળાવ હતું. પાસે જ હીરાબાગની ધર્મશાળા દેશપરદેશના ઉતારુઓની સગવડ સાચવતી ખડી છે. અહીંથી જ ગીરગામબેકરોડ પણ હવે વિઠ્ઠલભાઇ પટેલરોડ શરૂ થઇ પ્રાર્થના સમાજ, સેન્ડહર્સ્ટરોડ અને લેમિંગ્ટન રોડ વીંધી ઓપેરાહાઉસ જઇ અટકે છે.

ક્રાફર્ડમાર્કેટથી કરનાકબંદર જતાં રસ્તાને દંડાબંદી મહમદઅલીરોડ

આવે છે, અને તે રોડ ભીંડીબજાર જઈને અટકે છે. આ રસ્તાપર માચના વાસણ અને ચીની માટીના વાસણની જથાબંધ દુકાનો આવેલી છે. આગળ જતા જમણા હાથ પર જતો રસ્તો માંડવીસ્ત્રીટ છે. અહીંયા કચ્છથી આવીને વસેલા વ્યાપારીઓ અનાજ, સૂકો મેવો અને બીજી અનેક જાતની વસ્તુઓનો મોટા જથ્થામા વેપાર કરે છે અહીં-થી જ દાણા બજાર, ભાતબજાર, ખાંડ બજાર, ખારેકબજાર, દરિયાણા બજાર અને જગનું કેમીકલનુ મોટુ બજાર-વડગાદી આવેલ છે

માનકજી રોડ ભૂલેશ્વરથી આગળ વધી પાયધૂની જઈ અટકે છે. આ રસ્તા પર ગ્રાંટરોડ, મુમ્બાદેવીનુ તળાવ, ગોડીજીનુ જૈનમંદિર અને પાયધુની આવેલ છે. મુંબઈના સાત ટાપુઓ પુરાઈને એક નહોતા થયા ત્યારે અન્ય ટાપુઓ પરના નિવાસીઓ નદીની ખાડીમા થઈને આવતા હોય પોતાના માર્ગમાંથી ખરડાયેલા પગ આ સ્થળે ધોતા હતા અને એ ઉપરથી જ આ સ્થળ ત્યારથી પાયધૂનીના નામે જ ઓળખાતુ આવે છે.

પાયધૂનીથી શરૂ થતો ઈબ્રાહીમ રહીમતુલ્લા રોડ આગળ જતા ભીંડીબજારમા ભળી જાય છે જૂના જમાનામા અહીંયા ભીંડીના ઝાડો જૂથબંધ ઊગતા હતા એટલે જ ત્યા વસાયેલો વસ્તી ભીંડીબજાર નામે ઓળખાવા લાગ્યાનુ મનાય છે અહીંયાથી ઉત્તરમા જતો સીધો રસ્તો પરેલરોડના નામે જે જે. હોસ્પીટલ, ભાયખલા, વિક્ટોરિયા બાગ થઈને દાદર, માટુંગા અને શીવ સુધી અનેક નામે ધારીને જાય છે માહીમ વગેરે ટાપુઓ પરથી આ બાગમા આવનારાઓ માટે અહીંની જગ્યા દાદરરૂપ નીવડતી હોવાથી વખત જતા ત્યા વસાયેલો ભાગ દાદરનામે જ ઓળખાવા લાગ્યો. આગળ જતા આવતા માટુંગાની શબ્દોત્પત્તિ માટે એમ કહેવાય છે કે અહીંયા જ મહિકાવતી નગરીમા રાજ્ય કરતા હિન્દુપત પાદશાહ રાજા ભીમદેવના લશ્કરના હજારો હાથીઓ બાંધવાના હાથીખાના આવેલા હતા હાથીને સંસ્કૃતમા માતંગ કહેવાય છે એટલે માતંગ સ્થાન અપભ્રંશ બનીને અત્યારે માટુંગા બની ગયેલ

છે. આજે માટુંગા મદ્રાસીઓ, કચ્છીઓ અને કાઠિયાવાડીઓનું મુખ્ય નિવાસ ધામ બન્યુ છે. માટુંગાના ફીસ્સસર્કલ વિભાગને વટાવીને આગળ જતો રસ્તો શિવ જઈ પહોંચે છે અહીંની એક ઉન્નત ટેકરી પર હજુયે જૂના જમાનાનો બુરજ જિર્ણ હાલતમાં ઊભો છે. આ ટેકરીના ઢોળાવ પર જ વાદરાની ખાડીના પાણી એકવાર રેલાતા હતા. અત્યારે એ વધુ ભરતી પુરાતા દૂર ગયા છે

જે જે હોસ્પીટલ સામાન્ય રીતે ગાટલીવાલા હોસ્પીટલ નામે સર્વ વિદિત છે એના કમ્પાઉન્ડમા જે ગ્રાંટ મેડિકલ કોલેજ આવેલી છે એને અડકીને જતો બાજુના ટેકરોડ ડેર મઝગાંવ જાય છે મુંબઇના જુના જુના ટાપુઓમા મઝગાવનો ટાપુ મધ્યમા આવેલો હતો એટલે જ ત્યા વસાયેલો લત્તો મધ્યગ્રામ કિંવા મઝગાવના નામે જ ઓળખાતો આ યો છે

ભીંડીબજારથી પશ્ચિમમા ફાટતો રસ્તો અને એ પાસેનો લત્તો નળ બજારના નામે ઓળખાય છે કારણ કે મુંબઇમા પાણીના પ્રથમ નળ આ લત્તામા જ નખાયા હતા આ રસ્તા પર જ મહાદેવનુ ગૌળમંદિર આવે છે. એની આસપાસ દેશી દવા વેચનારા ગાંધીઓના દુકાનો ઉન્નત હાટી બજાર આવેલ છે આમળ વધતા એ રસ્તો સેન્ડહર્સ્ટ રોડના નામે ઓળખાઇ ચોપાટીના સાગરજળ પાસે જ પૂરો થાય છે. આ રસ્તાપર વનિતા વિશ્રામ, શેઠ ભગવાનદાસ નરોત્તમદાસ ગોકળ નિવાસ વગેરે આવે છે

સેન્ડહર્સ્ટ રોડના ચોપાટીના પુલ પાસે થઈ દક્ષિણ તરફ પસાર થતો મોટો રસ્તો કિવન્સરોડના નામે જાણીતો છે આ રસ્તા પર જ રોક્ષી થિયેટર, હિન્દુઓની સ્મશાન ભૂમિ-નાના ચકરીનીવાડી, મુસ્લીમોનુ કબ્રસ્તાન, હિન્દ સરકારના ટેલીફોન ખાતાઓની જંગી ઇમારત, ઓલ ઇન્ડિયા રેડિયોનુ બ્રોડકાસ્ટીંગ સ્ટેશન, ચર્ચગેટ સ્ટેશન અને બી.બી. એન્ડ સી. આઇ રેલ્વેની વડી વહીવટી કચેરીઓ આવેલા છે. ઓવલના આહ્લાદક મેદાનને અડકીને આગળ જતા એ બેન્ડસ્ટેન્ડ પાસેના

વિશાળ ચોકને જઈ મળે છે.

ચોપાટીના સાગર કાંઠા પર સ્વર્ગસ્થ લોકમાન્ય તિલકનું કાળાપત્થરનું ખડું બાવલું ઊભું કરેલું છે. ત્યાં ઊભા રહીને પશ્ચિમમાં દૃષ્ટિ કરતાં ગિરિમાળા નજરે પડે છે અને એ જ મલબાર હીલના નામે ઓળખાય છે. આ ગિરિ ઉપર જ વાલકેશ્વર, બાણગંગા અને હેંગીંગ ગાર્ડન આવેલાં છે. આ પર્વત માળાની દરિયાને અડકી રહેલી તળેટીમાં જ મુંબઈના ના. ગવર્નરનો બંગલો આવેલો છે. વાલકેશ્વર મહાદેવનું માહાત્મ્ય ઘણું છે. એમ કહેવાય છે કે જાનકીજીની શોધમાં નીકળેલા ભગવાન શ્રી રામચંદ્રજીને એક બ્રાહ્મણે શંકરની સ્થાપના કરવાથી સીતાજીની શોધ શીઘ્ર મળશે એવી સલાહ આપી હતી એટલે રામચંદ્રજીએ વાલુ એટલે રેતીનું મહાદેવનું લીંગ કરીને સ્થાપના કરી. એની પૂજા માટે એટલામાં કયાંય મીઠું જળ મળે તેમ ન હોવાથી લક્ષ્મણજીએ બાણ મારીને જમીનમાંથી જાહ્નવી પ્રગટાવ્યા. આજે પણ એ સર્વ ભાવિક જનોની ભક્તિનો ઉદય કરી રહ્યાં છે.

આ પર્વત પર જ હેંગીંગ ગાર્ડન આવેલ છે. આની નીચે તળાવ છે એટલે તેને ઝૂલતો બાગ અગર તો હેંગીંગ ગાર્ડન કહેવામાં આવે છે. અહીંયાં જ સારાયે મુંબઈ શહેરનું સિંહાવલોકન થઈ શકે છે. પહાડ ઉપરથી નીચે ઊતરતાં ગીરગામ રોડ શરૂ થાય છે. આ રસ્તાનું મૂળ નામ ગિરિગ્રામ હોય એમ ઘણા લોકો માને છે. આ રસ્તો મુંબઈનો એક ધોરી રસ્તો છે; અને તે કાંદાવાડી, ઠાકુરદ્વાર, ચીરાબજાર થઈને ધોબી-તળાવ આગળ પૂરો થાય છે. આ રસ્તામાં દક્ષિણીઓ-મહારાષ્ટ્રીય જનતા મોટા પ્રમાણમાં રહે છે

વોર્ડન રોડ અને નેપીયનસી રોડ પર દરિયા કાંઠે શ્રી મહાલક્ષ્મી માતાનું ભવ્ય મંદિર આવેલું છે. મહાલક્ષ્મીના મંદિર પાસે મુંબઈના ઉપનગરોમાં જવાનો ધોરી રસ્તો 'વર્લી' રોડ આવે છે. આ ભાગનું નામ વર્લી પડવા માટે એમ જણાવાય છે કે મરાઠી ભાષામાં

'ઉપર' શબ્દ માટે 'વર' નો પ્રયોગ થાય છે, એટલે મુબઇના ઉપરના ટાપુઓ પર અહી યાંથી જ જવાતુ હશે એટલે આ ભાગ વર્લી નામે વિદિત થયેલ છ.

અહી યાંથી મહાલક્ષ્મી સ્ટેશન તરફ જતા રસ્તાપર ઘોડદોડનું મેદાન–રેઈસકોર્સ આવે છે. મહાલક્ષ્મી સ્ટેશનની પેલી મેર જતા સાત રસ્તા અગર જેકબ સર્કલ આવે છે જેકબ સર્કલ વટાવીને આગળ જતાં ભાયખલા આવે છે આ ભાયખલા વિભાગમાં જ વિકટોરિયા ગાર્ડન્સ અને આલ્બર્ટ મ્યૂઝિયમ આવેલા છે.

વિકટોરિયા ગાર્ડન્સને જનતા રાણીના બાગના નામે ઓળખે છે. અહીંયા સિંહ, વાઘ, હાથી, ઊંટ, વાદગ, તરસ, કાંગારૂ, હરણ, સાબર વગેરે તરેહ તરેહના હિંસક પશુ પ્રાણીઓ તેમજ પાણીમા જીવતા રહેતા જલચરો જોવા મળે છે આલ્બર્ટ મ્યૂઝિયમ પ્રાચીન હિંદની કલા કારીગરીના ઉત્તમ નમુનાઓ, તામ્રપત્રો વગેરેથી સમૃદ્ધ છે.

માઝેગાના વિસ્તારમા વસાયેલી મહાનગરી મુબઇ સારાયે હિન્દુસ્તાનના વેપાર ધંધાનુ વડું મથક છે, એટલુંજ નહિ પરંતુ રાજકારણની વિવિધ વિચાર ધારા પ્રસરાવતું ધામ પણ છે વ્યાપાર ઉદ્યોગના ધીકતા ધામ સમા આ શહેરમા જાત જાતના ઉદ્યોગો, ધધાઓ અને વેપાર ચાલે છે. કાપડની મિલો, અન્ય કારખાનાઓ અને ખાસ બજારો એની લખલૂટ દોલતમા દિન પ્રતિદિન વધારો કરી રહેલ છે અને એથી જ મુંબઇએ ચોરાશી બદરના વાવટાની યોગ્ય ઉપમા પ્રાપ્ત કરી છે

## જુહુ

જુહુનો દરિયાકાંઠો લોકોને બહુ આકર્ષે છે અહીનુ સમુદ્રસ્થાન આરોગ્યરક્ષક મનાય છે. કાંઠા પરના નારિયેળીના વૃક્ષોના ઝૂંડોનો દેખાવ બહુ રમણીય લાગે છે. મુબઇથી બાર માઇલ થાય છે અને બી. બી. એન્ડ સી. આઇ રેલવેના સાતાક્રુઝ સ્ટેશનથી આશરે બે માઇલ થાય છે. બસ સર્વિસ ચાલે છે.

## વેસાવા

વેસાવા બીચ બી. બી. એન્ડ સી. આઇ. રેલવેનાં અંધેરી સ્ટેશનથી સુમારે ત્રણ માઇલ દૂર છે. અહીં પણ સમુદ્ર-સ્નાન સારુ ઘણા લોકો આવે છે. હિન્દુ તથા ખોજાઓ માટે સેનિટેરિયમની સારી સગવડ છે.

વેસાવાના હવાપાણી વખણાતા હોવાથી સમુદ્ર કિનારે કેટલાંક બંગલાઓ બાંધેલાં છે. અહિં આગળ પીકનીક કોટેજો જરૂર પૂરતી સગવડ સાથેના ભાડેથી મળી શકે છે.

હિન્દના દાદા દાદાભાઈ નવરોજજીએ નિવૃત્તિ જીવન અહીં રહીને વિતાવ્યું હતુ. ના. સમ્રાટ જ્યોર્જ પંચમ દિલ્હી રાજ્યાભિષેક માટે હિન્દમાં આવ્યા હતા ત્યારે તેમને મળવાને વેસાવા તેઓ ગયા હતા.

## જોગેશ્વરીની ગુફાઓ

બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના જોગેશ્વરી સ્ટેશનની નજીકમાં આ ગુફાઓ આવેલી છે. મોટરબસો પણ જાય છે.

ગુફાઓ પૂર્વ-પશ્ચિમ ૨૪૦ ફૂટ અને ઉત્તર-દક્ષિણ ૨૦૦ ફૂટ ઊંડી કોતરેલી છે ઉત્તમ કોતરણી તથા તરેહતરેહની આકૃતિઓથી સુશોભિત કરેલી છે અને એ ૧૨૦૦ વર્ષની જૂની લેખાય છે.

## કેનેરી કેવ્ઝ

આ ગુફાઓ બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના બોરીવલી સ્ટેશનથી બે માઇલ થાય છે ગુફાઓની સંખ્યા ઘણી છે. મૂળ બુદ્ધ સાધુઓ સારુ એ કોતરેલી હોય એમ લાગે છે.

ચૈત્ય નામની મોટી ગુફાની મધ્યમાં ૨૩ ફૂટ ઊંચી બુદ્ધ ભગવાનની મૂર્તિ છે. દરબાર નામની ગુફામાં બે પથ્થરના લાંબા બાંકડા છે. અને સાધુઓ એમાં એકત્ર થાય ત્યારે બેસવા માટે કોતરેલાં હોય એવી કલ્પના આવી શકે છે.

પોર્ટુગીઝોના સમયમાં બુદ્ધ સાધુઓનું ગુફામાં રહેવું જબ્બર-

દસ્તીથી બંધ કરી દેવામાં આવ્યું હતું અને ચૈત્ય ગુફાનો આકાર બદલી નાખીને ખ્રિસ્તી ચર્ચના રૂપ બનાવ્યો હતો અને એને સેંટમીચલ નામ આપ્યું હતું.

## વસઈનો કિલ્લો

વસઈનો ઐતિહાસિક કિલ્લો જોવાલાયક છે. પોર્ટુગીઝોની ભૂતપૂર્વ જાહોજલાલી અને સત્તા પર એ અચ્છો પ્રકાશ પાડે છે. જૂનું પોર્ટુગીઝોના વખતનું શહેર લગભગ પડી ભાંગેલ છે, તોપણ તેના ખંડિયેરો પરથી એના ઠાઠમાઠ અને વૈભવનો સારો ખ્યાલ આવે છે.

દરિયા બાજુ એક મોટો દરવાજો છે. જેના મોટા સાગવાની અને લાખડી કમાડો પર તા ૨૦મી નવેમ્બર ૧૭૨૦ કોતરેલ છે. અંદરની બાજુ એક મોટા કેથેડ્રલ અને બીજી કેટલીક ઇમારતોના ખંડિયેરો પડેલાં છે.

## વજ્રેશ્વરી

બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના વસઇ સ્ટેશનથી અઢાર માઇલ થાય છે. આ જૂનું ઐતિહાસિક તેમજ ધાર્મિક સ્થળ છે અને ગરમ પાણીના કુંડોના લીધે ઘણા પ્રખ્યાત છે. શ્રી રામેશ્વરના મંદિરના કુંડો બહુ મશહૂર છે. વળી ત્યાં તાનસા નદીમાં કેટલાંક કુંડો છે અને તેનો ઉપયોગ તમામ કોમ કરી શકે છે.

આ કુંડોમાં નહાવાથી સંધિવા, લોહીનું દબાણ, ચામડીનાં દરદો વગેરે ઘણે ભાગે મટી જાય છે. વળી પાસે જ રતનાબાદ હેલ્થહોમ નામે કુંડ છે. જેમા માટરોડ પર ઉરનવાલા સ્ટ્રીટમાં રહેતા ડૉ. એમ. આર. કોટાવાલાની સલાહથી દાખલ થઇ શકાય છે.

## ઘોડબંદર

આ ઐતિહાસિક સ્થળ બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના બોરીવલી સ્ટેશનથી સાત માઇલ દૂર આવેલું છે. એક નાની ટેકરી પરથી વસઇની ખાડી અને વસઇના કિલ્લાના ખંડિયેરોનો દેખાવ મોહક લાગે છે.

## અંબરનાથ

જી. આઇ પી. રેલવેના અબરનાથ સ્ટેશનથી નજીક આવેલ છે. પગપાળેથી પણ જવાય છે કલ્યાણ સ્ટેશનથી બસ જાય છે, અને પાચ માઇલ થાય છે મદિર ઘણું જૂનુ અને ચાલુક્ય કળાનુ જોવાલાયક છે.

## પવાઇ, તુળસી અને વિહાર

આ તળાવો જોવા ઇચ્છનારને જી આઇ પી રેલવેના કુરલા સ્ટેશને આવવુ પડે છે કારણ કે ત્યાંથી વાહન મળી શકે છે

તાનસાનુ તળાવ જોવા સારુ કસારા તરફ જતી જી આઇ પી. રેલવે રસ્તે અસગામ સ્ટેશને ઊતરી ત્યાથી ગાડુ કે બીજુ વાહન ભાડે કરીને જઇ શકાય છે. વિહાર તથા તાનસાના દૃશ્યો સુંદર છે.

## એલીફન્ટા અથવા ઘારાપુરી

આ ટાપુ મુબઇથી ૭ માઈલ દૂર દરિયામા આવેલ છે, લોચ કે ફેરીબોટમા એક દિવસમા જઇને પાછા આવી શકાય છે એ અસલ મૌર્યવંશનુ મુખ્ય મથક હતુ અને જૂના શહેરની નિશાનીઓ હજુ પણ ત્યા અસ્તવ્યસ્ત પડેલા સ્તભ તથા શિવની મૂર્તિઓના ખડેરો પરથી મળી આવે છે એ ગુફા મૂળ બ્રાહ્મણ સમયની હોવાની કહેવાય છે

## માથેરાન

મુબઇ ઇલાકામા હવાખાવાનુ આ એક સુપ્રસિદ્ધ સ્થળ છે કોલાબા જિલ્લાના કર્જત તાલુકામા દરિયાની સપાટીથી લગભગ ૨૫૦૦ ફુટ ઊચા ઇએ, ખીચોખીચ જગલ અચ્છક શીતળ તે ગીના મથાળે એ આવેલુ છે. અનેક બગલાઓ બાધેલા છે શાકાહારી અને બિન શાકાહારી પ્રવાસીઓ માટે લોજીગ, બોર્ડીંગ હોટલો વગેરેની સારી સગવડ છે સેનિટેરિયમની પણ વ્યવસ્થા છે નાની સરખી બજાર તેમજ માર્કેટ બાધેલી છે. વાહનમા રિક્ષાઓ તથા ઘોડાઓ મળી શકે છે રાત્રે વીજળીના દીવાઓ ઝગઝગાટ કરે છે

વસનાટસારુ આ ટેકરીની પડેલ વહેની શોધ થાણાના કલેક્ટરે આશરે બાણું વર્ષ ઉપર નેરળ ગામ પાસેથી ઉપર ચઢીને કરી હતી ટેકરી ઉપર ઊંચા વિવિધ વૃક્ષો અને વનશ્રીની ઘટા ભરચક અને દૃષ્ટિપ્રિય છે ઉનાળામા સખત તાપમા એ ટેકરીનુ રક્ષણ કરે છે સુધરાઇ ખાતુ હોવાથી સડકો સ્વચ્છ રહે છે. પાણીના નળાની વ્યવસ્થા છે ઘણા વર્ષો પૂર્વે નેરળથી ઘોડા ઉપર ચઢીને અથવા પગપાળે જવાતુ હતુ પણ હવે તો ત્યાથી ઠેઠ ટેકરીના મથાળા સુધી માથેરાન રેલવે જાય છે પગરસ્તે આઠ માઇલ અને રેલ માર્ગે અગિયાર માઇલ કે ખીણોની ધારો પર વાંકાચૂકા આંટા મારતી ફર પગે ઊંચાને ઊંચી ચઢતી રેલવે દૂરથી રમકડા જેવી લાગે છે નેરળનુ સ્ટેશન કલ્યાણ પછી અને કર્જત પહેલા મુબઇ પુના રેલવે પર આવે છે

એપ્રિલ–મે મહિનામા માથેરાનની ટેકરી પ્રવાસીઓથી ઊભરાઇ જાય છે અને હોટલોમા જગ્યા સુદ્ધા મળવી મુશ્કેલ થાય છે માથેરાન આ વખતે સ્નેહ સમેલનો જલસાઓ, મહેફિલો, ઘોડાની શરતો વગેરેથી ધમધમી ઊઠે છે સવાર સાજ સડકો પર લગાર મારતા હો કે ઘૂમવાને ગયા હો નજીકની કોઇ ખુલ્લી જગ્યામા બેસી વિશ્રાંતિ લેતા હો કે પોઇન્ટ વગેરે જોવા દૂર દૂર નીકળી ગયા હો, તમને અનેકવિધ પોશાકમા સજ્જ થયેલા અને બહેક બહેક કરી મૂકતા યુવક યુવતિઓના યુગલો હાથમા લાકડી કે બીજાના હાથમા હાથ મેળવીને જતા જણાય છે

ઘોડા પર સવારી કરવી એ માથેરાનની મુખ્ય મોજ ગણાય છે રિક્ષા સિવાય અહીંયા બીજા કોઇ પણ વાહન મળતા નથી એટલે બાળકો, યુવકો તેમજ વૃદ્ધો એકાદ વેળા પણ ઘોડાપર બેસીને સવારી કરવાની હોંશ માણે છે ડુંગરની ટોચ એટલે પોઇન્ટ માથેરાનની ટેકરીપર એવા અનેક પોઇન્ટો છે જેવા કે મેનોરમા ગાર્બટ, લુઇઝા, પોર્ક્યુપાઇન, એલેક્ઝાન્ડ્રા એકો, હાર્ટ ઓલીમ્પીયા, શાર્લોટ વગેરે ચારલોટલેક, માનેટ સ્પ્રીંગ, રામબાગ, રગની આદિ સ્થળો ફરવા, હરવા અને સવારી માટે સુપ્રસિદ્ધ છે

માથેરાન રેલવે ઓકટોબરમા ચાલુ થઇ જુન આખરમાં બંધ થાય છે. સીઝનમાં સવાર સાંજ બે વખત અને અન્ય સમયે માત્ર સવારે એક વખત આ ટ્રેન આવ જાવ કરે છે.

## ખોપોલી

બોરઘાટની તળેટીમાં કોલાબા જિલ્લાના કર્જત તાલુકામાં આવેલું છે. કર્જત સ્ટેશનથી ખોપોલી સુધી જી. આઇ. પી. રેલવેની શાખા જાય છે.

અહીંયાં વીજળી ઉત્પન્ન કરવાનું તાતા કંપનીનું મોટું કારખાનું છે પાણીને અતિ વેગવાન બનાવી યંત્રોને એથી ગતિમાન કરી વીજળી પેદા કરીને મુંબઇને પૂરી પાડવામા આવે છે. આ કારખાનું જોવા જેવું છે

કર્જત જંકશન પર વેઇટીંગ રૂમ અને રિફ્રેશમેન્ટની સગવડ સારી છે તથા એ તાલુકાનું મુખ્ય મથક હોઇ મામલતદારની કચેરી, ધર્મશાળા વગેરે પણ છે. સૃષ્ટિસૌન્દર્ય સુંદર અને મનોહર છે ઘાટ પર રેલવે નાખવાની પ્રથમ મોજણી સને ૧૮૫૦ મા થઇ અને કામની શરૂઆત ૧૮૫૫ મા થઇ અને ૧૮૬૩ ના જૂન મહિનામા વ્યવહાર ચાલુ થયો એકદર સોળ માઇલની લાંબી, ૨૬ બોગદાઓ અને આઠ પુલો પસાર કરીને એ લાઇન આગળ વધે છે. કર્જત પાસે જમીનની લેવલ ૧૯૬ થી શરૂ થાય છે અને બોરઘાટના મથાળે ૨૦૨૭ ફૂટ થાય છે જેથી ઊંચાઇ ૧૮૩૧ ની થતી જાય છે. કર્જત પાસેથી ઘાટની શરૂઆત થાય છે ખીણો અને તેની અંદર દેખાતા નાના નાના ગામડાઓ, ખેતરો, વિવિધ જાતના વૃક્ષો, ડુંગરાઓ પરથી પડતા પાણીના ઝરાઓ, ધોધો, વહેતી નદીઓ વગેરે દૃશ્યો ઉતારુઓને ખૂબ આનંદ આપે છે.

## ખંડાલા

મુંબઇ તરફ જતા લાનોલી પછી ખંડાલા સ્ટેશન આવે છે. આ સ્થળ પણ બોરઘાટના મથાળે આવેલુ હોઇ બે હજાર ફૂટ ઊંચું છે. હવાપાણી પણ સારા છે

અહીં ડુંગરાઓની જે હારો દેખાય છે તે જ સહ્યાદ્રિ કહેવાય છે.

અને અહીંયાં પુના જિલ્લો પૂરો થાય છે. ખંડાલા પછી ખંડાલાનો ઘાટ અથવા બોરઘાટ લાગે છે. આ ઘાટમાં સુમારે નાના મોટા ૨૫ બોગદા આવે છે, જેમાં એક અડધા માઇલ જેટલો લાંબો છે. અહીંયાં જંગલમાં અનેક ઉપયોગી વનસ્પતિ નીપજતી હોઈ દશ્ય અતિ મનોહર અને ચક્ષુઓને સુંદર લાગે છે.

અહીં એક ઊંચી ટેકરી પર બાંધેલા તળાવમાંથી નળો દ્વારા પાણી નીચે લઇ જઇ તેના જોરથી ખોપોલીનું વીજળીનું તાતા કંપનીનું કારખાનું ચલાવવામાં આવે છે. એ જોવાલાયક છે. આ સિવાય ટાયગર પાથ તથા રાજમાચીનો કિલ્લો જોવા લાયક ગણાય છે. નાના સાહેબ પેશ્વા પુનામાં રાજ કરતા હતા ત્યારે તેનો કાકાઈ ભાઇ સદાશિવરાવ ભાઉ એક લડાઇમાં છૂટો થઇ ગયો હતો. એ પછી કેટલાક સમયે પોતે સદાશિવરાવ ભાઉ છે એમ કરીને તેમજ કેટલાક લોકોને સાથ મેળવીને તેણે પેશ્વા સાથે લડાઇ કરી અને રાજમાચીનો કિલ્લો જીતી લીધો. છેવટે આ ખોટા સદાશિવરાવ ભાઉનો પરાભવ થયો અને તેને હાથીના પગે બાંધીને પેશ્વાએ ઠાર કરાવ્યો.

## લોનોલી કે લોનાવલા

પુના જિલ્લાના માવલ તાલુકામાં બોરઘાટની ટોચપર આ સુંદર સ્ટેશન હોઇ ઉનાળામાં હવા ખાવાનું મથક છે. લોજીંગ બોર્ડિંગ અને હોટેલોની, સેનિટેરિયમ અને બંગલાઓની સારી સગવડ છે.

આ સ્થળ દરિયાની સપાટીથી સુમારે ૨૨૦૦ ફૂટ ઊંચું હોવાથી ઉનાળામાં હવા ઠંડી માલમ પડે છે અને શ્રીમંતો તેમજ યુરોપિયનો ત્યારે ત્યાં ઊભરાય છે. અહીંયાં જી. આઇ. પી રેલવેનું કારખાનું છે.

પ્રદેશ ડુંગરાળ અને ઊંચો નીચો હોઇ રસ્તાઓ ચઢાણ-ઉતરાણ વાળા છે અને તેના પર વીજળીક બત્તીઓ ગોઠવેલી છે. નળો દ્વારા પાણી પૂરું પાડવાની પણ વ્યવસ્થા છે. સુધરાઇ ખાતું, પોલીસ થાણું, ટપાલ તારઓફિસ, સ્કૂલો વગેરેની પણ સગવડ છે. મિશન ગૃહોમાં રહેવા કરવાની ગોઠવણ છે.

ચોમાસામાં વરસાદ ૧૨૫ થી ૧૫૦ ઈંચ પડે છે અને શિયાળો સખ્ત લાગે છે. ડુંગરાઓની ધારો તેમજ છેડાની ટોક પરથી ઊંડી ખીણ અને તેમાં વસેલા ગામડાઓ તથા બોરઘાટમાં કોરેલા બોગદાઓમાં સર્પાકારે ઘડીકમાં અંદર પ્રવેશતી અને ઘડીકમાં બહાર આવતી રેલગાડી અને ડુંગરાઓ પરથી પડતા પાણીના ધોધો તથા તેની પર ઊગી નીકળેલ વનશ્રી વગેરે અદ્ભુત દૃશ્યો જોવા મળે છે

સ્ટેશનથી બે માઇલ પર એક મોટો બંધ બાંધીને સુંદર તળાવ બાંધેલુ છે અને તેમાંથી શહેરને પાણી આપવામાં આવે છે આ સિવાય બીજા બે તળાવો-ભાગડવાડી અને પનવન પણ જોવા જેવા છે આ તળાવોમાંથી નળો દ્વારા ડુંગરની ઉત્તરાણ પરથી પાણી નીચે લઇ જઇ તેના જોશ અને વેગથી યંત્રોને ગતિમાન બનાવી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે વીજળીના પ્રવાહથી શ્રીમુંબઇના ગીરણીઓ, ટ્રેનો ટ્રામો તથા કારખાનાઓ ચલાવવામાં આવે છે અને શહેરને દીવાઓની રોશની મળી શકે છે

## કાર્લાની ગુફાઓ અને લોહગઢ

પુના જિલ્લાના માવળ તાલુકામાં લોનાવલાથી કે મળવલી સ્ટેશનથી આ સ્થળોએ જવાય છે હિન્દુસ્તાનમાં સારામાં સારી લેખાતી બુદ્ધ ગુફાઓમાં એની ગણતરી થાય છે એક ગુફા તો બહુ સુંદર અને મોટી કે તેની કમાનની ઊંચાઇ ૫ થી ૬ પુરુષ ગણાય છે જે પર આ ગુફાઓ કોરેલી છે તે ડુંગરની તળેટીમાં કાર્લાનામનું એક-ગામ છે તથા ડુંગર પર ચઢવા સારું ખુરશી મળી શકે છે આ ગુફાઓ ઇસવીસન II આરંભમાં શાતીવાહન રાજાના શાસન કાળમાં થઇ છે એમ જણાવાય છે

આ ગામ પાસે ક્ષયની ઇસ્પિતાલ છે એ મોટી વિશાળ જમીનપર બાંધેલી છે નાના નાના પાકા કોટેજો દરદીઓ સારુ અલગ અલગ બાંધેલા છે અહીંની હવા ક્ષયના દરદીઓ માટે સારી ગણાય છે સ્વર્ગસ્થ ડૉ ભાનચંદ્રના શ્રમના પ્રશંસનીય પરિણામરૂપ છે

લોહગઢનો કિલ્લો ઊંચા ડુંગરપર બાંધેલો છેઃ અગાઉ રાજકેદીઓને રાખવા માટે પેશ્વાઓ એનો ઉપયોગ કરતા હતા. એ કિલ્લો લાનોલીથી છ માઇલ થાય છે અને લાનોલીથી મરવલીની મુસાફરી કરતાં આગગાડીમાંથી જોઇ શકાય છે. મરવલી સ્ટેશન પાસેથી પગપાળે જવાય છે રસ્તો ચઢાણનો છે અને છેલ્લે કેટલાંક પગથીઆ ચઢીને તેમજ દરવાજાઓ વસાર કરીને ઉપર જવાય છે. ઉપર એક હિન્દુ દેવાલય અને એક મસ્જિદ છે. આસપાસનો પ્રદેશ તથા સામે આવેલ વિશાપુરનો કિલ્લો જોઇ શકાય છે. એ કિલ્લા પર એક ગુફા છે અને લોહગઢ જવાનો રસ્તો પાસેથી જ જાય છે.

આ કિલ્લો પેશ્વાના બુદ્ધિશાળી અને મશહૂર પ્રધાન નાના ફડનવીસના હુકમથી બંધાતો હતો. ત્યારે તેના ગણેશ દરવાજાના બૂરજનો પાયો ટકતો જ ન હતો તેથી એ વખતની અજ્ઞાનતાને લઇ એક પતિ-પત્નીનું બલિ અપાયું હતું. આ પ્રસંગે સાબળે નામના માણસે પોતાના જ્યેષ્ઠ પુત્ર અને પુત્રવધૂને બલિમાં આપવાથી તેને લોહગઢની પટેલાઇ નાના ફડનવીસે આપી હતી, જે હજુ પણ તેના વંશજો ભોગવી રહ્યા છે.

## તલેગામ

મુંબઇ તરફ જતી રેલવે સડક પર પુના જિલ્લાના માવળ તાલુકામાં આ ગામ આવેલું છે અહીંયાં કાચનું કારખાનું છે અને તેમાં ચીમનીઓ, બરણીઓ, ફાનસોના ગ્લોબો વગેરે બને છે. આ કારખાનું પૈસા-ફંડ કમિટિ તરફથી ચલાવવામાં આવે છે.

અહીંયાં એક રાષ્ટ્રિય શાળા છે જેનું નામ સમર્થ વિદ્યાલય રાખેલું છે અને તેમાં વણાટ, સુતારી, ખેતીવાડી, છપાઇ, ઇજનેરી વગેરે કામ શીખવવામાં આવે છે. કારખાનું સ્ટેશનથી એક માઇલ દૂર અને શાળા અડધો માઇલ દૂર છે.

## પુના

મહારાષ્ટ્રનું આ મુખ્ય શહેર મુળા અને મુઠા નદીઓના સંગમથી

થોડેક દૂર-મૂળા નદીની દક્ષિણે વસેલુ છે. જી આઇ પી તથા એમ એસ. એમ. રેલવેનુ એ એક મોટુ જંક્શન છે. સ્ટેશન પર રિટાયરીંગ રૂમ્સ વગેરેની સારી સગવડ છે. નજીકમા જ મોટા અને સગવડવાળા શાકાહારી તેમજ બિન શાકાહારી લોજીંગ બોર્ડીંગ અને હોટેલોની પણ વ્યવસ્થા છે જી આઇ. પી રેલવે મુંબઇથી આવી વોડ જંકશન થઇ શોલાપુર, નાઢી, રાયચુર તરફ જાય છે. જ્યારે એમ. એસ. એમ. રેલવે અહીથી નીકળી વાહાર, મીરજ, બેલગામ, લોંડા, ધારવાડ, હુબલી તરફ જાય છે.

શહેરની અંદરના રસ્તા સાકડા અને વસતી ગીચ છે, છાવણી તથા નવા વસાયેલા પગ-શિવાજીનગર (ભાબુરડા) વગેરેની સડકો પહોળી અને મકાનો છૂટા છે એકંદરે વસતી સુમારે ત્રણ લાખની અંદાજ છે. પેશ્વાઓની જૂની રાજધાની અને મહારાષ્ટ્રનુ મુખ્ય શહેર હોઇ સર્વ-તરેહનો મોટો રોજગાર ધમધોકાર ચાલે છે. માટીના રમકડા, ધાતુના વાસણો, રેશમી તથા જરી કાપડ, કાગળ વગેરે અહી બને છે. ફ્રૂટ, શાકભાજી, પાન વગેર મોટા પ્રમાણમા પેદા થાય છે.

ચોમાસામા વરસાદ નાસિક છય પડે છે જુનાથી સપ્ટેમ્બર પર્યંત પુનાની મોસમ ગણાય છે અહીના હવાપાણી ઉત્તમ લેખાય છે એ વેળા મુંબઇ સરકાર અને તેની ઓફિસો પુનામા ફેરવવામા આવતી હોઇ તેમજ ધારાસભાની બેઠક મળતી હોવાથી અહ્વે કૌન્સિલ હોલ, ગવર્નર માટે ગણેશ ખીણના બંગલો અને અમલદારો માટે મોટા મોટા બંગલાઓ બાધેલા છે. જિલ્લા તથા તાલુકાને લગતી સરકારી કચેરીઓ, પોલીસ થાણું, તાર, ટપાલઓફિસો, સુધરાઇ ખાતુ, સાસુન હોસ્પિટલ અને લશ્કરી છાવણીને લગતા મોટા મકાનો પણ બાંધેલા છે મુંબઇ ઇલાકાના રાજા, મહારાજા, સરદારો અને શાહુકારોએ પણ સુંદર બંગલાઓ ચણેલા છે. ઘોડ દોડની શરત પણ એજ ઋતુમા શરૂ થાય છે અને તે માટે મોટુ રેઇસકોર્સ મેદાન ઊભુ કરેલુ છે. શહેરમા પાણીના નળો તથા ઇલેક્ટ્રીક બત્તીઓ વગેરે નાખેલા છે. લોકમાન્ય તિલક આ શહેરના જ વતની હતા.

શહેરની અંદર રોજગારના ખાસ મથકો બુધવાર તથા શુક્રવાર પેઠ અને લક્ષ્મીરોડ, શનિવાર, રવિવાર, મંગળવાર, ગુરુવાર પેઠ આદિ બીજા સ્થળોમાં ગોરે બાગે વસવાટ માલમ પડે છે. પુનાની રે મારકેટ બહુ મોટી છે. લોર્ડ રે નામના ગવર્નરના નામ પરથી એ મારકેટનું નામ રે મારકેટ પડ્યું છે. અને એ શુક્રવાર પેઠમાં આવેલી છે.

પ્રાથમિક, માધ્યમિક કેળવણીની અનેક સંસ્થાઓ, ખેતીવાડી, સીવીલ એન્જિનીયરીંગ, લૉ ટ્રેનિંગ વગેરે આર્ટસ તથા સાયન્સને લગતી અનેક કોલેજોની પણ અહીં સગવડ છે. એરંડવણેમાં હિન્દુ વુમેન્સ યુનિવર્સિટી અથવા સ્ત્રીઓ માટેની કોલેજો અને પાંચ માઇલ પર આવેલ હિંગણે બુદ્રુકમા સ્ત્રીઓ તેમજ છોકરીઓ સારુ અનાથ બાલિકાશ્રમ, સ્ત્રીઓની ટ્રેનિંગ કોલેજ—અધ્યાપિકાશાળા, મરાઠી પ્રાથમિક શાળા તથા છોકરીઓ સારુ અંગ્રેજ હાઇસ્કૂલ વગેરે સંસ્થાઓ પ્રો. કર્વેએ સ્થાપેલી છે.

અહીંના જોવા લાયક સ્થળોમાં શનિવાર વાડો–પેશ્વાઓનો રાજવાડો, શિવાજી મહારાજનું ઘોડાપરનું પૂતળું. મીટીયોરોલોજીકલ ઓબઝરવેટરી, સંગમ, પરણ, બંડ ગાર્ડન્સ, યેરવડાની સુરંગ, એરોડ્રમ, મેન્ટલ હોસ્પીટાલ, ભાંડારકર રિસર્ચ ઇન્સ્ટીટ્યુટ, પાર્વતી, ચતુઃશૃંગી, સિંધિની છત્રી એમ્પ્રેસ ગાર્ડન, ઇન્ડસ્ટ્રીયલ, મ્યુઝિયમ, પ્રભાત સ્ટુડિયો, ટાકિનકોલ, સેવાસદન નામની સ્ત્રીઓની સંસ્થા વગેરે છે. શિવાજી નગરમાં બાંધેલું કોંગ્રેસનું મકાન ભવ્ય અને સુંદર છે. એની અગાસી પરથી આખુ પુના શહેર અને અસપાસના નદી, ડુંગરાઓ વગેરેનું અદ્ભુત દશ્ય નજરે પડે છે.

ઓબઝરવેટરી પાસેથી જમણા હાથની સડકે પુના સ્ટેશન તરફ જતાં સંગમ આવે છે. આ શહેર પૂર્વે નાનું એવું હતું અને પુણ્યપુરી અથવા પુણ્યપત્તન એનું નામ હતું. મુળા અને મુઠાના સંગમ પાસે પુણ્યેશ્વરનું દેવાલય હતું; જેના નામ પરથી ઉકત નામ પડેલું હતું. ૬૦૦ વર્ષ પૂર્વે આ ગામ મુસલમાનોના તાબામાં જતા તેમણે પુણ્યે-

શ્વરનું દેવાલય તોડી પાડીને ત્યાં એક દરગાહ બાંધી છે જે મોટા શેખ સલ્લ્યાનાની દરગાહ તરીકે ઓળખાય છે. પુણ્યેશ્વર પાસે બીજું નારાયણેશ્વરનું દેવળ હતું. ત્યાં પણ મુસલમાનોએ દરગાહ બાંધી છે જે નાના શેખસલ્લ્યાની દરગાહના નામે ઓળખાય છે. ઇ. સ. ૧૫૯૫ માં અહમદ નગરના બીજા નિઝામશાહે શિવાજીના દાદા માલોજી ભોંસલે ને સરદારી આપી પુણા અને સુપેપ્રાંત તથા શિવનેરી અને ચાકણ કિલ્લા આપ્યા હતા અને તે ૧૮૧૮ માં પેશ્વાઇની પડતી થઇ ત્યાંસુધી તેમના એટલે મરાઠાઓના હાથમાં હતા.

સ્ટેશન નજીક રેલવે સડક પર બાંધેલો પુલ ઓળંગીને વાડિયા કોલેજ પાસેથી ડાબા હાથની સડકે થોડુંક ચાલતા ધરણ અને બંડગાર્ડન્સ આવે છે. અહીં નદી વચ્ચે પહોળી પાળ આરપાર બાંધીને પાણી રોકવામાં આવેલું છે. ચોમાચામાં પૂર આવે છે ત્યારે એ બંધ પરથી ખૂબ જોસમાં અને વેગથી નદીમાં પડતા પાણીનું દશ્ય આકર્ષક તથા જોવા જેવું હોય છે. ધરણપાસે નાનો સરખો પણ સુંદર બાગ બનાવેલો છે. અહીં ફીટઝર્લાંડ પુલ ઓળંગીને આગળ જતાં ટેકરી પર બાંધેલો શેઠી ઠાકરસીનો બંગલો, થોડુંક ચાલતા શેઠ ફીકાભાઇ પ્રેમચંદ તરફથી બંધાવેલું સેનિટોરીયમ, અને એ પછી એરોડ્રમ, યરવડા જેલ અને મેન્ટલ હોસ્પીટલ વગેરે આવે છે.

પૂના શહેરની બહાર દક્ષિણમાં પાર્વતી નામનું ખેડું છે અને તેની પાસે પર્વતી નામની ટેકરી છે. એ ટેકરી ઉપર પાર્વતી દેવીનું દેવાલય છે કે જે નાના સાહેબ પેશ્વાએ બંધાવેલ છે. ઉપર ચડવા માટે પગથીઆ બાંધેલાં છે. ટેકરી પરથી પુના શહેરનું દશ્ય ખૂબ રમણીય અને મનહર લાગે છે. આ દેવાલયના શિખરપરના કળશને સોનાનો ઢોળ ચઢાવેલો છે. દેવળમાં શંકરની શુદ્ધ ચાંદીની બનાવેલી મૂર્તિ છે મૂર્તિનું વજન ૬૭૩૪॥ તોલા હોવાનું કહેવાય છે. આ દેવળમાં પાર્વતી તથા ગણપતિની મૂર્તિ સુમારે ૧૨૦૦ તોલા સોનાની હતી તે ૧૯૩૨ ની સાલમાં ચોરાઇ ગઇ છે.

મુંબઈ–રાયચુર ફાંટા પર કેડગામ સ્ટેશન આવે છે, ત્યાંથી ૭ માઇલ થાય છે સ્ટેશનથી પણ બસ મળી શકે છે.

કેડ ગામમાં પંડિતા રમાબાઇનું ખ્રિસ્તી આશ્રમ અને વિધવાશ્રમનું મકાન વિશાળ જગ્યામાં આવેલ છે.

નારાયણ બેટ નદીથી વિંટાળાયેલા ડુંગરાઓ વચ્ચે ટાપુ સમાનું છે. નારાયણ સ્વામી નામના સંતનો અહીં વસવાટ હતો. એક મોટું દત્તમંદિર, કીર્તન તથા વ્યાખ્યાનશાળા, બે મોટી યાત્રિકો માટેની ધર્મશાળાઓ અને શ્રીમંત ભક્તોએ પોતાના રહેઠાણો માટે ત્યાં પચાસેક બંગલાઓ બાંધેલા છે. અહીંયાં પોસ્ટઓફિસ પણ છે.

શ્રી દત્તમંદિર સુંદર બાંધેલું છે. તેની સામે રસ્તાની પેલી મેર બે ધર્મશાળાઓ છે. થોડેક દૂર કીર્તન તથા વ્યાખ્યાન શાળા છે, જેમા શ્રી કૃષ્ણની નાની મૂર્તિ સ્થાપેલી છે. નારાયણ સ્વામીને ઝૂલવા માટે પિત્તળનો હિંડોળો છે અને શાળાને રંગીન ફોટાઓથી સુશોભિત કરેલ છે. પાસે જ નારાયણ સ્વામી માટેનું વસવાટ ગ્રહ છે.

યાત્રાળુઓની અવરજવર ચાલુ રહેતી હોવાથી ધર્મશાળા ચિકાર રહે છે. તેમના માટે ભોજન શાળાની વ્યવસ્થા પણ છે. ભોજનના બદલે કોઇને કાંઇ આપવું હોય તો તે સ્વીકારવામાં આવે છે એ નાના જેવા બેટમાં મકો સારી અને મકાનો બધા પાકા અને ખૂબ સૂરત બાંધેલાં છે.

નારાયણ સ્વામીનો બાંધો ઠીંગણો અને ચહેરો હસમુખો છે. ભક્તજનોની તેઓ છૂટથી મુલાકાત લે છે. શરીર પર સાદા વસ્ત્રો પહેરે છે અને તાંબૂલ ચાવે છે ભક્તો તેમના ચરણના અંગૂઠાની ચંદન દૂધ, પુષ્પ, વગેરેથી પૂજા કરે છે, તથા શિર પર પુષ્પ, તુળસી પત્ર ચઢાવી ગળામા પુષ્પોની માળા પહેરાવે છે. શ્રીફળ અથવા અન્ય ફળો ધરવામાં આવે તે હાથમાં લઇ પાછા આપવામાં આવે છે. એ ક્રિયાકાંડ માટે તેઓને નિત્ય પ્રભાતે પોતાના વસનીદારના પગથિયા પર બેસવું પડે છે.

## બારસી

મુંબઇ ઇલાકાના સોલાપુર જિલ્લામાં બારસી તાલુકાનું મુખ્ય શહેર છે, અને જી. આઇ. પી. રેલવેના મુંબઈ–રાયચુર કાંઠાપર આવેલાં કુરદુવાડી જંકશનથી બારસી લાઇટ રેલવેમાર્ગે લાતુર તરફ જતાં વચમાં આવે છે. વસતી ત્રીસ હજારની લેખાય છે.

પેદાશમાં મુખ્યત્વે અનાજ, તેલીબીયાં, કપાસ વગેરે છે. ૧૧–૧૨ જિન પ્રેસો, ત્રણ સ્પીની ગ-વિવિંગમિલ્સ, ત્રણ ઓઇલ મિલો વગેરે અહીંયાં છે.

શહેરમાં મ્યુનિસિપાલિટી છે. રસ્તા કેટલાક પહોળા અને કેટલાક સાંકડા છે. વીજળીની બત્તીઓ તથા પાણીના નળોની સગવડ છે.

મ્યુનિસિપાલિટીના મકાન પાસે એક પુરાણું મોટું મંદિર છે અને સામે મેદાન છે.

જૈન દેરાસર, જૈન પાઠશાળા છે. મહાવીર મંડળ તરફથી વ્યાયામ શાળા અને લાયબ્રેરી ચલાવવામાં આવે છે.

## પંઢરપુર

મુંબઈ ઇલાકાના સોલાપુર જિલ્લામાં પંઢરપુર તાલુકાનું આ મુખ્ય શહેર છે, શહેરની વસતી બત્રીસ હજારની ગણાય છે. એમ. એસ. એમ. રેલવેની મીટર ગેજ લાઇનના મીરજ જંકશન તરફ કુરદુવાડીથી જતી બારસી લાઇટ રેલવેપર ચંદ્રભાગા–ભીમા નદીના કાંઠે આવેલું આ એક પ્રખ્યાત મોટું તીર્થસ્થળ છે.

શહેરમાં ધર્મશાળાઓ તથા હોટલોની સગવડ સારી છે. શહેરમાં ડ્રેનેજ આવ્યું છે. હાઇસ્કૂલ તથા વીજળીની બત્તીઓની વ્યવસ્થા પણ છે. બજારનો રસ્તો સાધારણ અને બીજા રસ્તા સાંકડા છે, મકાનો બે મજલા પર્યંતના છે.

પેદાશમાં જુવાર, બાજરી, ભોંયશિંગ, તુવેર, કપાસ વગેરે છે કપાસ લોઢવાના કારખાના આવેલા છે.

નદીનો પટ બહુ પહોળો અને ઊંડો છે. અને નદીના કાંઠા પર ઘણા મોટા ઘાટો તથા દેવસ્થાનો બાંધેલા છે એટલે આખો દહાડો ચંદ્રભાગા નદી પર યાત્રાળુઓની ભારે ધમાચકડી માલમ પડે છે કેટલાક બોટમાં બેસી નદીમા સહેલગાહે તો કેટલાંક સામે કિનારે આવેલા દેવ મન્દિરોમાં દર્શનાર્થે જાય છે પુંડરિકનુ મંદિર તથા બીજી કેટલીક સમાધિઓ અને પાદુકાઓ માધવવાટ સામે છે. થોડે છેટે ગોપાલપુરમા જનાબાઇ વગેરે સંતો અને મહાત્માઓના મંદિરો છે.

પઢરીનાથનુ મદિર શહેરના મધ્ય ભાગમાં આવેલ છે. આ મંદિર મોટા વિસ્તારમા બાંધેલું છે તેને ફરતી કાળા પત્થરની ઊંચી દીવાલો ચણી લીધી છે આગળ પાછળ બે મોટા ઊંચા પ્રવેશદ્વારો મૂકેલા છે અને પગથીઆ ચણેલાં છે બેચાર નાના દરવાજાઓ પડખામાં મૂકેલાં છે.

મુખ્ય મંદિરમા પાંડુરગની ઊભી મૂર્તિ શ્યામ વર્ણની છે. યાત્રાળુઓ તેમના ચરણોપર મસ્તક નમાવીને દર્શન કરે છે. મંદિરમાં ભીડ થવા ન પામે એટલા માટે વચ્ચે દરવાજામાં સાંકળ ગોઠવેલી છે અને એક બાજુથી અદર જઇને દર્શન કરી બીજી બાજુથી બહાર નીકળી શકાય છે.

મુખ્ય મંદિર ઉપરાંત અદર રૂકિમણી, રાધાજી, મહાલક્ષ્મી આદિના મદિરો છે. બીજા પણ કેટલાક દેવોની મૂર્તિઓ છે મંદિરની અન્ને પડખે મોટું ખુલ્લું ચોગાન છે ભાવિક ભજનિકો મંજીરા સાથે ભજન ગાતા અને ગોળ કૂદીમા ફરતા કથાકિર્તન વગેરે આખો દહાડો કરતા ત્યાં નજરે પડે છે અહીં દક્ષિણાનો આગ્રહ જેમ ઓછો માલમ પડે છે તેમ ભિક્ષુકવર્ગની સતામણી પણ ઓછી નજરે પડે છે.

મંદિરમાં નૈવેદ્ય તરીકે સાકર, પેંડા તથા ફળ વગેરે મુકાય છે

અને અછૂતોને પ્રવેશ કરતા રોકવામાં આવે છે. મંદિરની આસપાસ અને નદી તરફ જતાં બન્ને પડખે સુગંધી દ્રવ્યો, અગરબત્તીઓ તથા પૂજાનો સામાન વગેરે વસ્તુઓ વેચવાની દુકાનો આવેલી છે.

અહીંયાં એક અનાથાશ્રમ સને ૧૮૭૮ થી ચાલે છે. એમાં હાલ ત્રણસો જેટલા નાના મોટા અનાથ બાળક બાળકીઓને ઉછેરવામાં આવે છે. આ ઉપરાંત એમાં સુવાવડ સારુ આવેલી વિધવાઓને તેમજ સરકારે મોકલી આપેલી ગુનેગાર સ્ત્રીઓને-આશ્રય આપવામાં આવે છે. આ ખાતાનું કામ ઘણું સુંદર છે અને મુલાકાત લેવા જોગ છે. બાળકોનો વોર્ડ જોઇ શકાય છે, જ્યારે સ્ત્રીઓના વોર્ડની મુલાકાત પર પ્રતિબંધ છે

બાળકોને ભણાવવા માટે મ્યુનિસિપાલિટીની સ્કૂલોમાં મોકલવામાં આવે છે અને યોગ્ય ઉંમરે તેમને આશ્રમ બહાર પરણાવી દેવામાં આવે છે. અનાથનું નામ તેને દાખલ કરતી વખતે તે નોંધી લેવામાં આવે છે અને પાછા સોંપવામાં આવતા નથી. તેમજ આશ્રમના બાળકોનાં અંદરો અંદર લગ્નો પણ થતા નથી. આજ સુધીમાં અનેક બાળકો આશ્રમમાં ઉછરીને વિદ્યાભ્યાસ કરીને કામ-ધંધે વળગી ગયા છે. અનેક લગ્નગ્રંથીથી જોડાઈને સુખી જીવન પણ ગુજારે છે.

## સોલાપુર

મુંબઇ ઇલાકાના સોલાપુર જિલ્લાનું મુખ્ય શહેર છે, અને જી. આઇ.પી. રેલવેના મુંબઇથી રાયચુર તરફ જતા મુખ્ય ફાટાપર આવેલું છે.

શહેરમાં જિલ્લાની બધી ઓફિસો, કચેરીઓ, સ્કૂલો, દવાખાનું, હૉસ્પીટલ વગેરે તથા એક મ્યુનિસિપલ જાહેર બાગ પણ છે. પ્રવાસીઓ માટે કેમ્પ તરફ ડાક બંગલો છે. શાકાહારી લોજીંગ-બોર્ડીંગ હોટલની પણ ગોઠવણ છે.

સોલાપુર એક અગત્યનું મોટું વેપારી મથક છે. અહીંયા જાણીતી

સ્પીનીંગ અને વીવીંગ મિલો પણ આવેલી છે, પાંચ માઈલપર એક મોટું તળાવ બાંધેલું છે. તેમાંથી ખેતરને પાણી પૂરું પાડવામાં આવે છે.

સોલાપુરનો કિલ્લો બિજાપુરના રાજાઓએ સુમારે ચારસો વર્ષ પર બાંધેલો છે અને તેના ફરતી ખાઇ છે. એ સ્ટેશન નજીક છે

## રાયચુર

નિઝામ સરકારના હૈદ્રાબાદ સંસ્થાનમાં આવેલું છે; અને જી આઇ.પી રેલવે તથા એમ. એસ એમ રેલવેની બ્રોડગેઝ લાઇનનું જંકશન સ્ટેશન છે. અહીંથી મદ્રાસ તરફ રેલવે જાય છે.

પેદાશમાં અનાજ, તેલીબીયાં તથા કપાસ છે. અને એથી જિન, પ્રેસ અને ઓઇલ મિલ વગેરે કારખાનાઓ પણ છે.

પ્રાચીન શહેર તરીકે એની ગણતરી થાય છે પંદરમી અને સોળમી સદીમાં દખ્ખણના હિન્દુ મુસલમાન રાજ્યો વચ્ચેની ચાલુ લડાઇનું એ મથક બની ગયું હતું.

રાયચુરનો કિલ્લો જૂનો છે. તેને બહાર તેમજ અંદર એમ બે દીવાલોથી મજબૂત બનાવેલ છે. દક્ષિણ તરફ ૨૯૦ ફૂટ ઊંચાઇના ખડકથી એ રક્ષાયેલો છે, કિલ્લાની પશ્ચિમ તરફની દીવાલમાં દરવાજા પાસે એક લેખ છે. ખડકના મથાળે આશરે એકવીસ ફૂટ લંબાઇની તોપ પડેલી છે.

## ગુંટાકલ

રાયચુરથી મદ્રાસ જતી અને મચ્છલીપટ્ટથી મારમાગોવા જતી રેલવે લાઇન પર આ એમ. એસ એમ રેલવેનું મોટું જંકશન છે. અહીં-યાંથી રેલવેની એક લાઇન બેંગલોર તરફ જાય છે. સ્ટેશન પર રીટાયરીંગ રૂમ અને હિન્દુ રીફ્રેશમેન્ટની સારી સગવડ છે.

## ગુટી

ઊંચા ખડકો વચ્ચે લાંબી પટીમાં પાઘડીપને વસાયેલું આ શહેર

મદ્રાસ જતી એમ. એસ. એમ. રેલવે સડક પર આવેલુ છે અને અનંતપુર જીલ્લાના ગુટી તાલુકાનું મુખ્ય મથક છે. શહેર રેલવે લાઇનથી બે માઇલ દૂર છે સ્ટેશન પર વાહનો મળી શકે છે અને સડક સારી હોવાથી ત્યા આસાનીથી જઇ શકાય છે.

શહેર બે વિભાગમા—જૂનુ શહેર કોટમા અને નવુ શહેર કોટની બહારમા વસાયેલુ છે મકાનો બહુધા બેઠી અને અસલી બાંધણીના છે. હિન્દુઓની વસતીનુ પ્રમાણ વિશેષ છે શહેરના છેડે આવેલા કાળા પત્થરના ઊંચા ખડકપર કિલ્લો બાંધેલો છે અને એ ' ગુટી રોક 'ના નામે ઓળખાય છે આ કિલ્લો શહેરને મધ્યમા રાખી ચાર બાજુએ આવેલા તેમ જ એક બીજા સાથે જોડાયેલા વિવિધ ગોળાકાર ખડકોના ઝુમખાના શિખરોને બાંધકામથી સાંધી નાખીને ત્રણો મજબૂત બાંધવામા આવ્યો છે ઉત્તર સરહદ પર સૌથી ઊંચો અને નપસણો એક ખડક છે. એના પરથી શહેરમા ચાલતો બધો વ્યવહાર અને દૂરનો પ્રદેશ નિહાળી શકાય છે આનાથી શહેરનું સારુ રક્ષણ પણ થાય છે એની ઉપર ઉત્તરોત્તર એક બીજાથી ઊંચા બાંધકામો કરી ચૌદ દર વાજાનો વ્યૂહ રચી એવો તો એને મજબૂત કરવામા આવ્યો છે કે માત્ર દુષ્કાળ કે ગનીમ જ એને નમાવી શકે તેમ છે

એની વધારેમા વધારે ઊંચાઇ દરિયાની સપાટીથી ૨૧૭૧ ફૂટ છે, છતાંય એપ્રિલ અને મે મહિનામા ત્યા અતિશય ગરમી લાગે છે. જમીનની સપાટીથી એની ઊંચાઇ ૯૮૯ ફૂટ છે શિખર પર કેટલાક કૂવા અને પાણીના ઝરણા હોઇ મકાનો ચણાયા છે આ મકાનોમા અગાઉ રાજદ્વારી કેદીઓને પૂરવામા આવતા હતા એક ઊંચો બુરજ જ્યાંથી લગભગ ત્રણસો ફૂટનો સીધો ઢોળાવ જોઇ શકાય છે તેના પર ચૂનાથી એક મકાન બાંધેલુ છે અને તે મોરારીરાવની બેઠક ગણાય છે એ અહીં મરાઠા સરદારો આવીને એમતા અને શેતરંજ રમતા, અને સાથે સાથે શહેરમા ચાલી રહેલો વ્યવહાર જોતા તેમજ દૌલતાબાદની શિક્ષા પામેલા કેદીઓનુ નીચેના ટેકરીઓ સાથે અફળાઇને

મૃત્યુ થાય એવા ઇરાદાથી એને બાજુમાં જ આવેલી ટેકરી પરથી ધકેલી દેવામાં આવતાં. અને એવા પ્રસંગ આવતાં ત્યાંથી બેઠા બેઠા તેઓ નિહાળતા.

ટેકરીના અડધા રસ્તે મોટા ખડકની બાજુમાં બહાર નીકળી આવેલી જમીનની સારી જેવી બાંધ પર બરાકો બાંધેલી નજરે પડે છે. આ બરાકો પહેલાં યુરોપિયન પલટણોના રસાલા માટે વપરાતી હતી, પણ હાલ એ ખરાબ થતી રહી છે. ખડકના તળિયે અને નીચી ટેકરીઓથી તદ્દન ઢંકાઇ ગયેલા કિલ્લો છે. અહીંયાં યુરોપિયન કબર સ્તાન આવેલું છે. અહીંયાં જ તા. ૭ મી જુન ૧૮૨૭ ના રોજ આ જીલ્લાના કલેક્ટર અને પાછળથી મદ્રાસના ગવર્નર બનેલા સર થોમસ મનરોને દાટવામાં આવ્યો હતો સર થોમસમનરો તા. ૬ ઠ્ઠી જુન ૧૮૨૭ ના રોજ સાંજે પટ્ટિકોંડામાં કોલેરાથી મરણ પામ્યો હતો. પાછળથી તેના અવશેષો મદ્રાસ લઇ જવામાં આવ્યા હતા અને ત્યાં સેંટજ્યોર્જ ફોર્ટમાં સેંટ મેરીના દેવળમાં ગાળવામાં આવેલાં છે.

ગુટી શહેરમાં હાથશાળો પર વણાટકામ થાય છે. સ્ટેશન પાસે જ ચામડાં કેળવવાનું કારખાનું છે.

## તાડપત્રી

મદ્રાસ જતી એમ. એસ. એમ. રેલ્વે લાઇન પર ગુટી પછી આવતું આ શહેર સ્ટેશનથી બે માઇલ દૂર છે. સ્ટેશન પર વાહન મળી શકે છે. જૂનું શહેર, કોઇ રસ્તા સાંકડા છે; અને મકાનો બેઠાં, ઢંગ ધડા વિનાના અને બહુધા કાચી બાંધણીના છે. વસતી વીસહજારની કહેવાય છે અને મુસલમાનોનું પ્રમાણ મોટું છે.

શહેરના પાદરમાં નદી પાસે બે પ્રાચીન મંદિરો છે. એ મંદિરો કાળા પત્થરના કોઇ અંદરનું શિલ્પકામ આકર્ષક છે, તથા થાંભલા આખા પત્થરના હોય આંગળાથી ટકોરો મારતાં જ બીડના જેવો અવાજ આપે છે.

શહેરમાં હાથવણાટનું કામ થાય છે અને સાડીઓ વણાય છે.

## કડપા

તાડપત્રીથી એકસાઠ માઈલ ઉપર પનાર નદીના કિનારે વસેલું આ શહેર મદ્રાસ પ્રલાકાનું જિલ્લાનું સદર મથક છે. દ્રાવિડી લોકો આ શહેરને કડપી કહે છે. શહેરની વસ્તી ૨૫૦૦૦ની છે અને મુસલમાનોનું પ્રમાણ વધારે છે. શહેરમાં જિલ્લા કોર્ટ અને કલેકટરની કચેરી છે. શહેરના પૂર્વે ગૂગળેલ કુંડ છે. અહીંયાં ગરમી સખત પડે છે.

અહીંયાં કપુરીપાન અને કવેટાના જેવા પપડખુસો શિયાળામાં ઘણા પાકે છે અને મુંબઇ તેમ જ બીજે સ્થળે નિકાસ કરાય છે.

આ જિલ્લામાં અથિરલા ગામ આગળ નદીના કિનારે એક તળાવ છે અને એમ કહેવાય છે કે પરશુરામે તેમાં સ્નાન કર્યું હતુ.

## તિરુપતિ

મદ્રાસ પ્રલાકાનું આ સુપ્રસિદ્ધ તીર્થક્ષેત્ર એમ. એસ. એમ. રેલવેની મદ્રાસ તરફ જતી મુખ્ય લાઈન ઉપર આવેલા રેનિગુંટા જંકશનથી પકાલા તરફ જતાં રેલવે ફાંટા ઉપર આવેલું છે. તિરુપતિના ઇસ્ટ અને વેસ્ટ એમ બે રેલવે સ્ટેશનો છે. તિરુપતિ ઇસ્ટ સ્ટેશન શેતરવું યાત્રાળુઓ માટે સગવડ ભરેલું છે કારણ કે એ શહેરની નજીક છે. ધર્મશાળાઓમાં મંદિરની નવી ધર્મશાળા હરેક પ્રકારની સગવડવાળી અને સ્વચ્છ છે. ભોંય તળિયે આવેલી કોટડીઓ કે વાસણ કુસણ વગેરેનું કંઇ પણ ભાડું લેવામાં આવતું નથી અને પહેલા મજલે ઓરડાઓમાં રાચરચીલું હોવા છતાં ય માત્ર રોજનું આઠ આના ભાડું રાખેલું છે. શહેરની વસતી ૨૦ થી ૨૫ હજારની કહેવાય છે.

તિરુપતિને લોકો ત્રિપદી પણ કહે છે. અહીંયા તિરુપતિના મહંતનો મઠ તથા મંદિર સ્ટેશન નજીક જ આવેલાં છે; અને લક્ષ્મીજીનું મંદિર બે માઇલ અને વેંકટેશ્વરનું મુખ્ય પ્રસિદ્ધ મંદિર જે ડુંગર પર આવેલું છે તેની તળેટી શહેરથી એક માઇલ થાય છે. વાહનો મળી

શકે છે. તળેટી પાસે કેટલીક હોટલો છે અને ડુંગર પર ચઢવાને ડોળીઓ મળી શકે છે. ભાવિક યાત્રિકો અહીં આવેલા કપિલ તીર્થમાં સ્નાન કરીને ડુંગર ચઢે છે. મંદિર સુમારે સાત માઇલ થાય છે. પહેલો ચઢાવ ઘણો આકરો છે અને પત્થરના હજારેક પગથિયાં ચઢવા પડે છે. એ પછીનું ચઢાણ સાધારણ કોઈ ક્યાંક સપાટ રસ્તો આવે છે, પાંચેક માઇલ પછી સખત ઉતરણ આવીને પાછો ઊંચો ચઢાવ ચઢવો પડે છે. અહીં આગળ પણ પાયરીઓ બાંધેલી છે. એ પછી ત્યાંથી બે માઇલનો મંદિર પર્યંતનો રસ્તો સપાટ છે. રસ્તાના અમુક અંતરે વિશ્રામસ્થાનો, પાણીની પરબો તથા ચા, કોફીની દુકાનોની સગવડ કરવામાં આવી છે અને આખી રાત વીજળીના દીવાઓ ઝગમગતા રહે છે.

મંદિર મોટું પણ સાદું છે. ગોપુર પર સુંદર નકશીકામ છે. અહીં પણ મંદિર નજીક કપિલતીર્થ નામનો કુંડ છે. મંદિર તેમજ કુંડને ફરતી વસતી વસેલી છે. એટલે કણિયા, ગાંધી, હલવાઇ વગેરેની દુકાનો તથા હોટલો છે. મંદિરના રંગમંડપમાં ઢેડ, ભંગી સિવાયના શૂદ્ર વર્ગને પ્રવેશવાની છૂટ હોવાથી યાત્રાળુઓની અવરજવર રોજ સારા પ્રમાણમાં રહે છે. શૂદ્રવર્ગ મોટે ભાગે માથું મૂંડાવીને ઝોળામાં મોળા નાખી મંદિરમાં પ્રવેશ કરે છે અને મંદિરના દ્વાર પાસે બળતી ધૂણીમાં કપુર નાખીને ત્યાં આગળ ભોગ ધરાવે છે અને શ્રીફળ ફોડીને ગોવિંદાની જય બોલાવી માનતા મુજબ ગોલખમાં પૈસા ઘરેણાં નાખે છે.

દર્શનનો સમય સવારના ૭ થી ૮॥, બપોરે ૧૧ થી ૩ અને સાંજે ૭ થી ૮॥ મુકરર કરેલો છે સમય સમયપર ઘંટ વગાડીને યાત્રાળુઓને ચેતવવામાં આવે છે સમૂહદર્શન પૂર્વે રૂપિયા ૧૩, આપનાર પાંચ જણ. ભોગ દર્શન રૂપિયા ૭. આપનાર ચાર જણ. અર્ચન, દર્શન અને રૂપિયો એક આપનાર એક જણ ખાસ દર્શન કરી શકે છે. એ પ્રસંગે પૂજારી હાથમાં દક્ષિણા આપે છે, માથાને ટોપ અડકાવે છે, અને ચરણામૃત આપીને પ્રસાદીમાં સાકર આપે છે. આ મંદિરનો ભંડાળ

જાણીક કનોડનું અંકાય છે અને તેનો વહીવટ ચલાવવા માટે એક સમિતિ મુકરર કરવામાં આવી છે.

## ચંદ્રગિરિ

રેનિગુંટા રેલવે જંક્શનથી પકાલા તરફ જતા રેલવે ફાંટા ઉપર આરકટ જિલ્લાનું આ ઐતિહાસિક ગામ આવેલું છે. સ્ટેશનથી ગામ બે માઇલ દૂર આવેલું છે પણ ત્યાં જવાને વાહનો મળી શકે છે. અહીંના એક તેલુગુ રાજાએ કંપની સરકારના ફ્રાન્સીસ ડે નામના અધિકારીને ઇ. સ. ૧૬૩૯માં મદ્રાસ શહેરની જમીનનું જે મહેલમાં બેસીને બક્ષિસપત્ર લખી આપ્યું હતું તે અહી જ આવેલો છે.

ગામ અત્યારે તો ઊજડ જેવું લાગે છે. જોવા લાયક મકાનોમાં રાજમહેલ છે. આ મહેલના બાંધકામમાં લાકડું મુદ્દલ વપરાયું નથી. સારોયે મહેલ સળંગ પથ્થરનો બાંધેલો છે. રાણમહાલ નામથી ઓળખાતું એક નાનું મકાન ચૂનાથી બાંધેલું છે આ બન્ને મહાલોમાં ક્યાંય પણ બારીબારણાં કે દરવાજા દેખાતાં નથી. છત પણ કાંકરેટની બનાવેલી છે. આ ઉપરાંત પાસે આવેલી એક ટેકરી ઉપર વિજયાનગરના નરસિંગરાજાએ બંધાવેલો જૂનો કિલ્લો છે. એની ત્રણ બાજુ ઊંચી ટેકરીઓ આવેલી છે.

## મદનાપલ્લિ

સ્વાસ્થ્યવર્ધક હવામાન તરીકે મદ્રાસ ઇલાકાના ચિતુર જિલ્લાનું આ સ્થળ દરિયાની સપાટીથી ૨૫૦૦ ફૂટ ઊંચું એમ એસ. એમ રેલવેના કટપડી અથવા કાતપડી–પકાલા–ધર્માવરમ લાઇન ઉપર આવેલું છે. વસતી સુમારે દશ હજારની સિવાય છે શહેર સ્ટેશનથી આઠ માઇલ દૂર છે. વાહનોમાં મોટરબસ પણ મળે છે. અહીંનો ઉનાળો બહુ સખત ન હોવાના કારણે બહારથી ઘણા લોકો જગા ભાડે રાખીને રહેવા આવે છે અહીંયા થીયોસોફિકલ કર્સ એક કૉલેજ અને

હાઇસ્કૂલ, ડિસ્ટ્રીક્ટ બોર્ડ હાઇસ્કૂલ આદિ શિક્ષણ સંસ્થાઓ તથા સરકારી હોસ્પીટલ વગેરેની સારી સગવડ છે.

મદનાપલ્લિ તરફ જતી સડકનાં અર્ધે રસ્તે યુનિયન મિશન તરફથી ચાલતી ક્ષયની હૉસ્પીતાલ 'આરોગ્યવરમ' આવે છે. સ્થળ રમણીય હોઇને ચારે તરફ ડુંગરા આવેલા છે અને ત્રણસો એકર જમીન ઉપર આરોગ્યવરમના મકાનો બાંધેલા હોઇ આડી અવળી સડકો કાઢીને બાગથી સુશોભિત કરેલું છે. આ હૉસ્પિતાલમાં ચાલુ જમાનાની સારવારની સર્વ સગવડો–એક્સરે, ન્યુમોથોરેક્સ, અલ્ટ્રાવાયોલેટરેઝ, ગ્રીન, ગળાની નસ ખોલવી, સેનોક્રુઝન વગેરે છે અહીંઓ બિછાનાઓની વ્યવસ્થા છે આની સ્થાપના ઇ. સ ૧૯૧૫માં થયેલી છે. અને અહીંયાં હિન્દુસ્તાન, સિલોન અને બર્માથી અનેક દરદીઓ સારવાર કરાવવા આવે છે.

જનરલ વોર્ડ સાત છે અને તેમાં બે સ્ત્રી વર્ગ માટે રાખેલા છે અને તેમાં અઢાર બિછાનાની ગોઠવણ રાખેલી છે સારવાર અને ભોજન પ્રબંધ માટે માસિક ફક્ત રૂપિયા ૧૯) નો ચાર્જ લેવામાં આવે છે. ગરીબોને મફત દાખલ કરવામાં આવે છે. આ જનરલ વોર્ડનો લાભમાત્ર મદ્રાસ ઇલાકાના વતનીઓને જ મળે છે ખાસ વોર્ડો ૯૦ છે અને તેનાં માસિક રૂપિયા ૫૦, રૂપિયા ૬૦, રૂપિયા ૭૫, રૂપિયા ૯૦, અને રૂપિયા ૧૫૦. એમ ભાડું રાખેલ છે. પહેલાં બે વોર્ડો પાસેથી માસિક એક રૂપિયો અને છેલ્લા ત્રણ વર્ગો પાસેથી માસિક દોઢ રૂપિયો વીજળીની બત્તીનો લેવામાં આવે છે.

પ્રત્યેક ખાસ વોર્ડના વચ્ચે દીવાલ ચણીને બે ભાગ બનાવેલા છે; અને પ્રત્યેક ભાગમાં રસોડું, સ્ટોરરૂમ અને સ્નાનગૃહની સગવડ કરેલી છે. ઝુંપડા પર વરંડા કાઢી તેમા દરદીનું બિછાનું રાખવામાં આવે છે પચ્ચાસ રૂપિયાવાળા વોર્ડમાં જેને રસોડાની સગવડ ન હોય તો માસિક પાંચ રૂપિયા વધુ લઇને અલાયદું રસોડું આપવામા

આવે છે. ઓછા વધતાં ભાડાંના પ્રમાણે રૂમોની લંબાઈ પહોળાઈ હોય છે.

ખાસ વોર્ડના દરદીઓએ ભોજનની વ્યવસ્થા પોતાના ખર્ચે કરવાની હોય છે; તેમ એક્સરેનો પ્રથમ ફોટાના પચાસ અને દર મહિને લેવાતા ફોટાનો દશ રૂપિયા; ન્યુમોથોરેક્સના મહિને દશ અને અલ્ટ્રાવાયોલેટ-રેઝના મહિને વીસ, મેંગેક્રુઝનના દરેક ઇન્જેકશનના રૂપિયા પાંચ તથા ખાસ વાઢકાપ કે ઇન્જેકશનની જરૂર જણાય તો તે બદલ વધારાનો ચાર્જ કરવામાં આવે છે. ગળાની નસ ખોલવા બદલ કંઈ પણ ચાર્જ કરવામાં આવતા નથી. દરદીની સાથે તેના ઈષ્ટવર્ગ વોર્ડમાં રહી શકે છે. દરદીનું પાયખાનું ટોટી–એન્ટપજ સાફ કરી જાય છે. મુકરર કરેલા સમયે સવારે ડાક્ટરે દરેક દરદીને તપાસી જાય છે. વોર્ડના મકાનો પાકી બાંધણીના અને છાપરાપર નળિયાં કે ઘાસ બાંધેલા છે.

## વેલોર

વેલોર. મદ્રાસ સાઉથ મરાઠા રેલવેની મદ્રાસથી બેંગ્લોર તરફ જતી મુખ્ય રેલવે લાઇન પર આવેલાં કાંનપડી જંકશનથી એસ. આઇ. રેલવેના વિલ્લુપુરમ જંકશને જતાં કાંઠા પર આવેલું કિલ્લેબંધી શહેર અને છાવણી એમ એના બે રેલવે સ્ટેશનો છે. પાલાર નદીના ઉત્તર કાંઠા પર વસેલું વેલોર ચારે બાજુ આમ્બા, સંતરા નારિયેળ આદિ અનેક નાનાં મોટા વૃક્ષો અને ટેકરીઓથી સુંદર દેખાય છે. અઠાવન હજારની લોકસંખ્યા ધરાવતા આ શહેરની લાંગ બજારના નામે ઓળખાતી સડક પર મારકેટ તથા અનાજની દુકાનો અને તેની બાજુની સડક પર સોનાં ચાંદી તથા કાપડ વગેરેની દુકાનો આવેલી છે, મુસાફરો માટે છાવણીના સ્ટેશન પાસે રેસ્ટ હાઉસ અને નજીકમાં ટ્રાવેલર્સ બંગલાની સગવડ છે.

હિન્દના ગવર્નર જનરલ લોર્ડ કોર્નવાલીસ ઇંગ્લાંડ જતાં કામ ચલાઉ ગવર્નર જનરલ બનેલા સર જ્યોર્જ બાર્લોના શાસનકાળમાં અહીંયાં સિપાઇઓના થયેલાં બળવાથી વેલોર ઇતિહાસ પ્રસિદ્ધ બન્યું છે.

મદ્રાસના ગવર્નર લોર્ડ વિલીયમ બેન્ટિક અને તેના સેનાપતિએ લશ્કરની બાબતમાં કેટલાક ફેરફારો કર્યા, સિપાઈઓને લશ્કરી પોશાક સુધારવાની, પાઘડીને બદલે ગુંબજ જેવી ટોપીઓ પહેરવાની, દાઢી નવી ઢબે કાતરવાની, કાનમાં બોરિયાં ન પહેરવાની, તેમજ કપાળ ઉપર ટીલું ન કરવાની સૂચનાઓ કરવામાં આવી. પણ સિપાઈઓએ આનો ઊંધો અર્થ કર્યો. તેમણે ધાર્યું કે તેમને ખ્રિસ્તી બનાવવાની આ યોજના છે. આથી ઉશ્કેરાઈને તેમણે બંડ કર્યું. આમાં ટિપુના શાહજાદાઓ જેમને આ કિલ્લામાં કેદ રાખવામાં આવ્યા હતા, તેમણે પણ ઉત્તેજન આપ્યું. બંડખોરોએ એક રાતમાં કિલ્લાના ૧૧૩ ગોરા અફસરોને મારી નાખ્યા. પણ તરત જ આરકોટથી અંગ્રેજી સૈન્ય આવી પહોંચ્યું. તેણે કિલ્લો સર કરી, બંડ શમાવ્યું; અને ટિપુના શાહજાદાઓને કલકત્તે મોકલી આપ્યા. આ એક જ બનાવે વેલોરને હિન્દના ઇતિહાસમાં સ્થાન પ્રાપ્ત કરાવ્યું છે.

અહીંની કેળવણીની સંસ્થાઓમાં અમેરિકન મિશન હસ્તક ચાલતી વૂર્હીસ કૉલેજ, તિરુપતિના મહંત તરફથી ચાલતી હિન્દુ હાઈસ્કૂલ, સરકાર હસ્તક ચાલતી ગર્લ્સ સ્કૂલ અને મોહમેડન હાઈસ્કૂલ છે. સેન્ટ્રલ જેલમાં તાંબા પિત્તળનું કામ, વણાટકામ, સુથારીકામ તથા ગાલીચા, તળાઈઓ વગેરે તૈયાર કરવાનું કામ બહુ સારું થાય છે. જોવા લાયક સ્થળોમાં જૂનો કિલ્લો અને તેમાં આવેલું મંદિર છે.

વેલોરનો કિલ્લો દક્ષિણ હિન્દુસ્તાનમાં લશ્કરી બાંધકામના ઉમદા નમૂનામાંનો એક ગણાય છે. ગોદાવરી નદીના તટ પર આવેલા ભદ્રાચલમથી નાસી આવેલા બોમ્મિરેડી નામના એક સરદાર સને ૧૨૭૪ ની આસપાસમાં આ કિલ્લો નવો પથ્થરનો બંધાવ્યો હોવાની લોકોક્તિ છે. કિલ્લાના ચારે બાજુ પહોળી ખાઈ ખોદેલી છે અને હજુ પણ આ કિલ્લો સારી સ્થિતિમાં જળવાઈ રહ્યો છે. આ કિલ્લાને પોતાના કબજામાં રાખવાને અનેક રાજ્યોએ જહેમત ઉઠાવી છે બોમ્મિરેડીના શાસનનો અંત આવ્યા પછી આ કિલ્લો વિજયનગરના રાજાઓના

કબજામા આવ્યો અને ત્યારબાદ મરાઠાઓની સત્તામા સને ૧૭૬૦ સુધી રહ્યો. મહિસુર યુદ્ધ વેળા આ કિલ્લા અંગ્રેજ ફોજે કબજે કરીને પોતાના હસ્તક રાખ્યો છે. કિલ્લામા એક મોટું સુંદર મંદિર અને ટિપુસુલતાનના વંશજોની મોટી મહેલાતો આવેલી છે.

કિલ્લામા આવેલા એ ભોગ સુંદર મંદિરનું બાંધકામ જોવા જેવું છે. બાંધકામની કેટલી કોરણી તથા નકશીકામ મદુરાના મંદિર જેવા છે. અતિ બારીક કોરણી કલ્યાણ મંડપમા માલૂમ પડે છે. મંડપને ફરતી બનાવેલી કાંગરી તથા સ્તંભના કારનિશો અતિ ખૂબસુરત છે. એ પર કરેલી ઝીણી કોરણી ખરેખર આકર્ષક છે. મંદિરનું ગોપુર—મુખ્ય પ્રવેશદ્વાર ઊંચું છે. તેના આગળ આખા પથ્થરમાથી કોતરી કાઢેલી દેવોની બે આકૃતિઓ ગોઠવેલી છે. એનું તથા ગોપુર પરનું કોતરણી કામ તથા નકશી કામ સુંદર છે. બેનાશક એને પણ સમયનો સપાટો લાગ્યા વગર રહ્યો નથી અને આજે એ જીર્ણ દશાને પ્રાપ્ત થઈ રહેલ છે.

## કાંજીવરમ

દક્ષિણમા બ્રહ્મા, વિષ્ણુ અને મુનિઓને સિદ્ધિ આપનાર કાંચી નગરી અથવા કાંજીવરમ એમ. એસ. એમ.ની મદ્રાસથી બેંગ્લોર જતી મુખ્ય રેલવે સડક પર આવેલા આરકોનમ જંકશનથી એસ. આઇ. રેલવેના ચિંગલપટ જંકશન વચ્ચે આવેલા રેલ્વે ફાંટા પર આવેલું છે. પાંસઠ હજારની વસતીવાળું આ પ્રાચીન શહેર શૈવ તથા વૈષ્ણવ ભક્તોનું મશહૂર તીર્થક્ષેત્ર છે. જૂના વખતમા આ શહેર ચોલા રાજાઓનું પાયતખ્ત હતું. શહેરની સડકો બહુ પહોળી અને ચારે બાજુ નારિયેળી વગેરે વૃક્ષોની સુંદર ઘટા આવેલી છે. મુસાફરો તથા યાત્રાળુઓ સારુ ધર્મશાળાઓ, રેસ્ટહાઉસો, હોટલો વગેરેની સારી સગવડ છે.

કાંજીવરમ શિવકાંચી અને વિષ્ણુકાંચી નામના બે ભાગમા વહેંચાયેલું છે. શિવકાંચીમા શિવજીનું પથ્થરનું બાંધેલું મોટું મંદિર છે.

મંદિરમાં વાળુકા—રેતીનું લિંગ સ્થાપેલું છે એટલે મૂર્તિ ગંધ તેમજ પુષ્પથી જ પૂજન થાય છે; જળથી થતી નથી. મંદિરના આગલા ભાગમાં આવેલા વિશાળ ચોકમાં બીજાં પણ નાના મંદિરો છે. પાણીનો મોટો કુંડ પણ બાંધેલો છે. મંદિરને ફરતો કોટ ચણેલો છે. આ કોટનો ગોપુ-રવાળો દરવાજો કાળા પથ્થર ઉપર બંધાવેલો છે. મંદિર પથ્થરનું બાંધેલું છે. અને કાર્નિસોમાં ચારે ખૂણાઓમાં પથ્થરની લાંબી સાંકળો કોરી કાઢેલી છે. આ ખાસ જોવા લાયક છે. બુદ્ધ સાધુઓ જે ગુફાઓમાં વસતા હતા તે ગુફા હજી કાયમ છે. અહીંયાં દરવર્ષે બે મહિનામાં ગરુડોત્સવ પ્રસંગે હજારો લોકો એકત્ર થાય છે

અહીંયાંથી એક માઇલ દૂર નદીના પેલી પાર આવેલા એક નાના ગામડાના હોયશાલા રાજવંશના શાસન કાળમાં બંધાયેલું એક મોટું પ્રાચીન જૈન મંદિર આવેલું છે. એની છત પર કરવામાં આવેલું રંગનું કામ અત્યારે જો કે ઘણું ખરું ઊડી ગયું છે છતાં ય આજે સાતસો વર્ષ વીતી ગયા છે તો ય એની ઉત્તમતાની અપ્રતિમ છાપ પાડી રહ્યું છે. મંદિરમાં શ્રીવર્ધમાન પ્રભુની પ્રતિમા ઉપરાંત જયપુરથી લાવેલી પ્રતિમા સિંહાસન પર બિરાજેલી છે.

અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર), કાશી, કાંચી, અવંતિકા અને દ્વારામતી આ પ્રસિદ્ધ સાત પુરીઓમાંની કાંચી એક પવિત્ર પુરી ગણાય છે; અને એથી શિવકાંચીમાં શૈવ અને વિષ્ણુકાંચીમાં રામાનુજ સંપ્રદાય વૈષ્ણવો મોટી સંખ્યામાં યાત્રાએ આવે છે.

શિવકાંચીમાં દ્રાવિડોમાં મુખ્ય પાંચ મનાતાં શિવલિંગો પૈકી એક એકામ્રેશ્વર આવેલ છે. દ્રાવિડોનાં બીજાં ચાર શિવલિંગો—ચળકતા શ્યામ રંગનું જંબુકેશ્વર જળલિંગ શ્રીરંગમમાં, અગ્નિલિંગ દક્ષિણ આર્કટ જિલ્લામાં તિરુવન્નામલૈની પાસે અરુણાચલ પર્વત ઉપર, કાલહસ્તિશ્વર વાયુલિંગ કાલહસ્તીમાં અને નટેશ આકાશલિંગ ચિદંબરમાં આવેલ છે.

એકામ્રેશ્વર મંદિરની પાછળ આવેલા આંબાના ઝાડ નીચેના ઓટલા ઉપર એક નાના પથ્થરમાં તપસ્યા કામાક્ષી દેવીની પ્રતિમા કોતરેલી છે. તેની પાસે એક મંદિરમાં કામાક્ષીની તાંબાની ઉત્સવ મૂર્તિ છે. નિજ મંદિર પાસે સહસ્રસ્તંભ મંડપમ નામનો વિશાળ મંડપમ છે; જેમાં ૫૪૦ સ્તંભોની ૨૭ હાર છે. અહીંથી નજીકમાં જ શિવગંગા કુંડ આવેલ છે. સભા મંડપમાં ૬૪ યોગિનીઓની કોતરેલી મૂર્તિઓ છે અહીંયાં નવગ્રહની મૂર્તિઓ તેમજ દશ અવતારની મૂર્તિઓ પણ છે અને તે રંગ બેરંગી સુશોભિત છે. આ વિશાળ મંદિરને શિવકાંચી કહેવામાં આવે છે.

શિવકાંચીમાં સર્વતીર્થ નામનું એક મોટું સરોવર છે. તેની ચારે બાજુ પગથિયાં બાંધેલાં છે. તેની વચ્ચે એક મંદિર અને ચારે તરફ ઠેકાણે ઠેકાણે ૧૦૮ શિવલિંગો અને નાના નાના મંદિરો આવેલાં છે. યાત્રાળુઓ પ્રથમ સર્વતીર્થ સરોવરમાં સ્નાન કરી પછી શિવના દર્શન કરવા જાય છે.

રામાનુજાચાર્ય સંપ્રદાયના મુખ્ય મથક મનાતા વિષ્ણુકાંચીમાં વીસ વીઘા જમીનના વિસ્તારમાં વરદરાજનું અદ્ભુત કારીગરીવાળું અને કિંમતી મંદિર વિસ્તરેલું છે. નિજ મંદિર બે માળનું છે. નીચે નૃસિંહજીની અને ઉપર બાલાજી ભગવાનની મૂર્તિઓ છે. મંદિરના મુખ આગે એક સ્તંભ છે. અહીં કોટિતીર્થ અથવા અનંત પુષ્કરણી નામનું ઉત્તમ સરોવર છે. સરોવરને ચારે બાજુ પથ્થરના પગથિયાં છે યાત્રાળુઓ આ સરોવરમાં સ્નાન કર્યા પછી જ ભગવાનના દર્શન કરવા જાય છે.

હરિ અને હરના અદ્વૈત ભાવના પ્રતિકસમા આ તીર્થક્ષેત્રની યાત્રા કરવામાં યાત્રાળુઓ પોતાના જીવનનું સાફલ્ય સમજે છે.

## મદ્રાસ

બંગાળના ઉપસાગર ઉપર પૂર્વ કિનારે વસેલું દ્રાવિડીયન લોકોનું ચેનાપટ્ટનમ અને અત્યારે ઓળખાતું મદ્રાસ હિન્દના મુખ્ય મોટા

અને છૂટા છૂટા મકાનો ચણેલાં છે. મકાનો લગભગ બધા ય જમીનની અંદર ગટરોવાળા છે અને ઉપર અગાસી બનાવેલાં છે.

શહેરમાં પચીસ હજાર દુકાનો ગણાય છે. પરાંઓ તથા શહેર વચ્ચે વિજળીની ટ્રામ, બસસર્વિસ, લોકલ ટ્રેનો ચાલુ ઉપરાંત મોટરો, ઘોડાગાડીઓ, જટકા, રિક્ષાઓ વગેરે વાહનો ઘૂમતા રહે છે. રિક્ષાને માણસ ખેંચે છે અને એમાં એકથી બે મુસાફરો બેસી શકે છે. જટકો છાપરાવાળું વાહન છે અને એને બળદ કે ઘોડો જોડવામાં આવે છે. એમાં બે થી ત્રણ માણસો બેસી શકે છે. મદ્રાસથી દક્ષિણમાં જવા સારુ એસ. આઇ. રેલવેના એગમોર ટર્મીનસ સ્ટેશને જવું પડે છે. આ સ્ટેશન દૂર આવેલું છે. મુંબઈ, બેંગલોર કે મલબાર તરફ જવા ઇચ્છતાં મુસાફરોને સેંટ્રલ સ્ટેશને જવું પડે છે.

જ્યોર્જ ટાઉનની દક્ષિણ બાજુએ આવેલા પાર્ક ટાઉનમાં ન્યાયની અદાલતો અને દીવાનંડી—વાપટ હાઉસના ઊંચા મકાનોનો સુંદર ઝુમખો ઉપસાગરમાંથી પણ જોઇ શકાય છે. એ પછી દક્ષિણમાં સેંટ જ્યોર્જનો ઐતિહાસિક કિલ્લો આવે છે આ કિલ્લો બાંધવાની શરૂઆત સને ૧૬૩૯ માં ચંદ્રગિરિના રાજા પાસેથી પશ્ચિમમાં જમીન મેળવીને મદ્રાસ વસાવનાર મો. ફ્રાન્સિસ ડેએ કરી હતી અને આરંભમાં તો કોઠીઓ અને અન્ય મકાનો બાંધીને ફરતી મજબૂત દીવાલ ચણી—ત્યારે ખૂણાપર ચાર નાના બુરજો બાંધીને એના પર નાનું તોપખાનું - ગોઠવ્યુ હતું. ત્યારે એનું ક્ષેત્રફળ લગભગ ૪૦૦ વાર લાંબું અને ૧૦૦ વાર પહોળું હતું. રફતે રફતે એ મજબૂત થતો ગયો અને ફ્રેંચ જનરલ લેલીના હુમલા પછી સને ૧૭૮૭ સુધી વધતો જ રહી હાલ ઊભો છે તેમ લગભગ હતો.

મદ્રાસનો જાણીતો જાહેર માર્ગ માઉન્ટરોડ કિલ્લા પાસેથી શરૂ થઈને મુખ્ય વસવાટમાંથી પસાર થઇ સેંટ થોમસ માઉન્ટ પર્યન્ત

જાય છે. અહીંયા મોટી શાપો-દુકાનો આ રસ્તા પર જ આવેલી છે કિલ્લાથી એક માઇલ દૂર આવેલું ગવર્નમેન્ટ હાઉસ પણ આ રસ્તા પર જ આવેલુ છે ગવર્નમેન્ટ હાઉસ વિશાળ બગીચા વચ્ચે બાંધેલુ છે અને પ્રત્યેક વર્ષ અમુક જ મહિનાઓ-શિયાળામા મદ્રાસ પ્રાન્તનો ગવર્નર અહી આવી રહે છે ગવર્નમેન્ટ હાઉસ પાસેનો હોલ એટહોમ વગેરે મહોત્સવો માટે વપરાય છે.

સાઉથ બીચ જે મરીનાના સામાન્ય નામે ઓળખાય છે-એ રસ્તા તરફ કિલ્લા પાસેથી જતા કૂકિમ નદી ઉપર બાંધેલો પુલ ઓળગવો પડે છે આ રસ્તા ઉપર કેટલાક સુદર મકાનો આવેલા છે. એ પછી ૧૮૭૯ની સાલમા બધાઇને પૂરુ થયેલું મદ્રાસ યુનિવર્સિટીનુ સેનેટ હાઉસ, રેવન્યુ બોર્ડ તરફથી વપરાતુ ચીપોક પેલેસનુ મકાન, પ્રેસિડેન્સી કોલેજ અને છેવટે સ્ત્રીઓ માટેની કવીન મેરી કોલેજ આવે છે

પેન્થિયોન રોડ પર મ્યૂઝિયમ, હિંદ ભરમા વખણાતી લાઇબ્રેરી-વિક્ટોરિયા મેમોરિયલ હોલ અને સ્ત્રીઓ તથા બાળકો માટેની હોસ્પીટલ આવેલ છે વિખ્યાત સેંટ મેરી ચર્ચ કિલ્લામા આવેલુ છે આ ચર્ચ સને ૧૬૮૦મા બંધાયેલું છે અને તે હિન્દુસ્તાનમા અંગ્રેજોનુ પહેલુ ચર્ચ છે લોર્ડ ક્લાઇવનો લગ્ન સમારંભ આ દેવળ-ચર્ચમા જ થયો હતો

આ ઉપરાંત સેન્ટ્રલ સ્ટેશન પાસે આવેલી મૂર માર્કેટ અને એમ એમ. એસ. રેલવેની ઓફિસોનુ મોટુ સુદર મકાન તેમજ પ્રાણી સંગ્રહ સ્થાન ગોદી અને બીચ પર એનુ એક્વેરિયમ-માછલીઓનુ સંગ્રહસ્થાન વગેરે આકર્ષક છે.

મદ્રાસની ગોદી ખુલ્લા દરિયામા ખાર્ગ પાણી વચ્ચે ઊંડી પત્થરની દીવાલ બાંધીને બનાવવામા આવી છે અને તેમા બારે જ ૧૦થી ૧૨ સ્ટીમરો એકી સાથે રહી શકે છે. ચોમાસામા દરિયો તોફાની બનતા ત્યાં આગબોટો સ્થિર રહી શકતી નથી. મદ્રાસ શહેરને પીવાનુ પાણી

જ્યાંથી પૂરું પાડવામા આવે છે એ તળાવ દસ માઇલ દૂર આવેલું છે. એ બંધ ગોઠું અને સુંદર રીતે બાંધેલું છે.

સાઉથ બીચ પર રેડિયો ગોઠવેલો છે અને દરસાંજે ગાયનો અને ખબરો બ્રોડકાસ્ટ કરવામા આવે છે. રેઇસ કોર્સનું મોટું મેદાન દસ માઇલ દૂર દક્ષિણ તરફ જતી રેલવે લાઇન પરના ગીંડી સ્ટેશન પાસે આવેલું છે. તન્દુરસ્તીને માટે ઉત્તમ ગણાતા હિન્દના શહેરોમા આ એક ગણાય છે.

મુસાફરો માટે સેન્ટ્રલ સ્ટેશન પાસે ધર્મશાળા છે. શહેરમા લોજીંગ બોર્ડીંગ અને હોટેલો પણ છે. કાપડ સૂતરની મિલો, હોઝિયરી, ચોક લેટ, સાબુ વગેરે બનાવવાના કારખાનાઓ પણ છે

મદ્રાસ ઇલાકામા મુખ્યત્વે તેલુગુ, તામિલ અને મલાયલમ ભાષા બોલાય છે ક્યાંક કાનડી ભાષાનો પણ પ્રચાર છે

## અદિયાર

અદિયાર નદી અને સાગર સંગમ ઉપર વસેલું મદ્રાસનું આ પરું થીઓસોફિકલ સોસાયટીના મુખ્ય મથક તરીકે સુપ્રસિદ્ધ છે. યોગ વિદ્યામા વિશેષ રસ ધરાવતા રશિયાના ન્યાયપતિની પુત્રી બ્લેવેટસ્કીની સ્થાપેલી આ સોસાયટી વિશાળ જમીન વચ્ચે અહીં વસાયેલી છે. સોસાયટીના મુખ્ય મકાનોમા એક આદર્શ પુસ્તકાલય છે જેમા પ્રાચીન તાડપત્ર પર લખેલા ધાર્મિક અને ઐતિહાસિક પુસ્તકોનો મોટો સંગ્રહ જાળવી રાખવામા આવેલ છે સોસાયટીના વિશાળ બાગમાં એક મોટું અને જરજરિત વડનું વૃક્ષ જોવા જેવું છે અહીં, યા હિન્દના ચારે મોટા ધર્મોના ધર્મસ્થાનકો ઊભા કરેલા છે અધિકારી વર્ગ અને પ્રતિષ્ઠિત પરોણાઓને ઉતરવા રહેવા માટે સારા ભવ્ય મકાનો પણ બાંધેલા છે.

## ચિંગલપટ્ટમ્

મદ્રાસના એગમોર સ્ટેશનથી ત્રિચનાપલ્લી તરફ જતી એસ. આઇ. રેલવે પર આવેલું આ ચિંગલપટ્ટમ એ જ જિલ્લાનું ૧૪૦૦૦ની વસતી વાળું શહેર છે પાલાર નદી અડધા માઇલ દૂર વહેતી હોઈ આસપાસ

આવેલાં તળાવો અને ઊંચી નીચી ટેકરીઓને લીધે આ પ્રદેશ વર્ષા ઋતુમાં અતિશય રમણીય લાગે છે.

આ શહેરના કિલ્લાના એક ભાગમાં થઇને રેલવે જાય છે. કિલ્લામાં સરકારી કચેરીઓ છે તેમજ નાના છોકરાને સુધારવાનું કેદખાનું છે. કિલ્લાની પાછળ ત્રણ બાજુ મોટું સરોવર છે અહીંથી એક ફાંટો કાંજીવરમ થઇને એમ. એસ. એમ રેલવેના આરકોનમ જંકશન સ્ટેશને જાય છે.

## પક્ષીતીર્થ

ચિંગલપટથી નવ માઇલ દૂર ત્રિકુકુંડમ્ નામનું એક ગામ છે. ત્યાં બસ સર્વિસ, ટાંગા વગેરે વાહન દ્વારા જવાય છે. આ ગામની નજીક જ આવેલા એક નાના ડુંગર ઉપર વેદગિરીશ્વરનું એક મોટું આળવાળુ મહાદેવનું મંદિર છે ત્યાંથી થોડે તરફ થોડું નીચે ઊતરતા ખાડમાં પક્ષીતીર્થનું યાત્રા સ્થળ આવેલું છે.

વેદગિરીશ્વર અને પક્ષીતીર્થની યાત્રાનો પ્રારંભ કરતાં યાત્રાળુઓ ગામના શંખતીર્થ કુંડમાં સ્નાન કરી મોટા ગોપુરવાળા ભવ્ય મંદિરોમાં દર્શન કરવા નીકળે છે. શંખતીર્થના પૌરાણિક માહાત્મ્ય માટે એમ કહેવાય છે કે માર્કંડેય મુનિએ અહીંયા જ ઘોર તપ કરીને શંખરતી શિવની પૂજા કરી હતી; અને તેથી આ સ્થળ માર્કંડેશ્વર. શંખતીર્થ કહેવાય છે. આ કુંડમાંથી દર બાર વર્ષે શંખ નીકળે છે અને તેને મંદિરમાં રાખવામાં આવે છે. એમ કહેવાય છે કે જ્યારે એ શંખ બહાર નીકળવાનો હોય છે, ત્યારે કુંડનું પાણીનાથ થઇ જાય છે અને બુદબુદા આ બોલવા માટે છે.

શંખતીર્થની આસપાસના મંદિરોમાં દર્શન કર્યા પછી યાત્રાળુઓ વેદગિરીશ્વરના તેમજ પક્ષીતીર્થના દર્શનાર્થે ડુંગર ઉપર ચડે છે. ડુંગર ઉપર ચડવાના અને ઊતરવાના બે અલગ રસ્તાઓ છે. ડુંગરના ચાર ટેકરાને વેદગિરિ કહેવામાં આવે છે. અહીંયાં જ નારાયણ અને વેદગિરીશ્વર મહાદેવના દર્શન કરવામાં આવે છે

એક બાજુ આવેલી ખાડને પક્ષીતીર્થ કહેવામાં આવે છે. આ સ્થળ પર એક ગોર પક્ષીઓના ભોજન માટે ખીર અને ઘી તૈયાર કરીને હમેશ બપોરે ૧૧ વાગ્યાના સુમારે આવે છે અને યાત્રિકો તેમજ બીજા પંડ્યાઓની હાજરીમા સંક્ષિપ્ત ધાર્મિક વિધિ કરે છે. બરોબર મધ્યાહ્નનો સમય થાય ને ત્યાં સફેદ પક્ષીઓનુ એક જોડકું આકાશમાં પ્રથમ ધોળા ધાબાની જેમ દેખાઇ રફતે રફતે સ્થૂળ થતું અને પાખો ફફડાવતું આવી પહોચે છે અને ગોરના હાથમાથી ભોજન જમી ઊડી જાય છે. આ પક્ષીઓ ક્યાથી આવે છે અને ખાઇને ક્યાં ઊડી જાય છે તે કઇ જણાતુ નથી. યાત્રાળુઓ સફેદ પક્ષીને ક્ષેમ કરી અને લક્ષ્મીનારાયણના નામે ઓળખે છે કેટલાક તો એ બને પક્ષીને લક્ષ્મીનારાયણના જ નામે સબોધે છે

## મહાબેલિપુરમ્

પક્ષીતીર્થથી નવ માઇલ દૂર બગાળાના ઉપસાગર પર આવેલા આ. ૪૦ થી ૫૦ ઘરાની વસતીવાળા મહાબેલિપુરમ્ ગામ જવાને એક નાની ખાડી ઓળગવી પડે છે અહીંયા તેરમો વર્ષ પુરાણા પ્રાચીન દેવમંદિરો આવેલા છે. અહી પૃથક્ પૃથક્ નાના ખડકો કોરીને દેવદેવીઓની રાક્ષસી કદની મૂર્તિઓ ખડી કરેલી છે અને પાગોડા કહેવામા આવે છે આ ઉપરાત કેટલાક પથ્થરિયા મંદિરો અને મૂર્તિઓ પણ જોવામાં છે. એમાં બુદ્ધ તથા જૈન મૂર્તિઓનો પણ સમાસ થાય છે છેક સમુદ્ર કાંઠા પર પણ, એક કાળા પત્થરનુ મોટુ મંદિર ઊભેલુ છે અને ઉપસાગરના પ્રચંડ મોજાઓ સાથે અહોનિશ અફળાઇને નુકશાન પામી ખારા પાણીમાં ડૂબેલ જ રહે છે. આ ઉપરાંત અહીંયા એક ખડક ઉપર મદ્રાસના લાઇટ હાઉસ જેવુ દીવાદાંડીનુ સુંદર મકાન ચણેલુ છે અને તેના ઉપરથી ઉપસાગરનુ સુંદર દૃશ્ય નજરે પડે છે

## તિંડીવાનમ્

મદ્રાસથી ત્રિવેન્દ્રમ તરફ જતી એસ. આઇ રેલવેની મુખ્ય લાઇન

ઉપર ચિંગલપટ પછી આવતું આ ગામ લાંબી પટીમાં પાથરીને વસાયેલું છે.

તિંડીવાનમથી અઢાર માઈલના અંતરે જીંજીનો પ્રાચીન કિલ્લો આવેલો છે. ત્યાં જવા આવવાને બસ સર્વિસ ચાલુ છે. બસમાં બેસતાં પહેલાં કિલ્લા પાસે ઉતરવાનું નક્કી કરી લેવું જોઈએ, નહિંતર બેએક માઈલ પરના એક નાના ગામ પાસે ઉતારી નાખે છે અને પગપાળે કે ગાડામાં જવું પડે છે.

૭ ચોરસ માઈલના વિસ્તારમાં ઊભેલા આ પ્રાચીન કિલ્લો અને તેના કેટલાક અવશેષોને હજુયે જાળવી રાખવામાં આવેલાં છે. ત્રણ મેર ડિ'ના માથના ઊંચા ડુંગરો અને એક હાર સામસામા આવેલાં ડુંગરો વચ્ચે મજબૂત દીવાલ ચણીને મોખરા ઉપર ઊંડી અને લાંબી ખાઈઓ ખોદીને દુશ્મનના હુમલા સામે રાજ્યનું મજબૂત રક્ષણ કર્યું છે.

આજે આ શહેર વસ્તી વગરનું ખંડિયેર સ્થિતિમાં છે. ફક્ત એક સાતમાળની ઊંચી મેડી અને બે ત્રણ બીજાં મકાનો સાબૂત બચ્યાં છે. કૃષ્ણગિરિ પર રાજગિરિ કરતાં વિશેષ મકાનો—રાજમહેલો, શસ્ત્રાગારના ઓરડા, જળાશયો, ધાન્યના ભંડાર સાબૂત છે, અને ક્યાંક ક્યાંક બુરજ ઉપર જૂની તોપ પડેલી છે. રાજગિરિનો અજિત કિલ્લો અને કૃષ્ણગિરિનો સભામંડપ તેમજ ટેકરીની તળેટી પર આવેલાં સુંદર મંદિર અને તળાવ મધ્યકાલીન રાજાઓની ભૂતપૂર્વ કીર્તિ અને જાહોજલાલીનો અનેરો આભાસ તેમ જ કુદરતની અદ્ભુત લીલાનો સાપેક્ષ અનુભવ કરાવે છે.

વિજયાનગરના રાજાઓના કબજા નીચેનો આ કિલ્લો મુસલમાન રાજાઓએ અને પછી સને ૧૬૭૭માં શિવાજી મહારાજે સર કર્યો હતો. હાલ અંગ્રેજ સરકારના અધિકાર નીચે છે.

## વિલુપુરમ્

તિંડીવાનમથી ત્રીસ માઈલ ઉપર આવેલું આ એક મોટું રેલ્વે

જંક્શન સ્ટેશન છે અહીંયાથી રેલ્વેનો એક ફાંટો મદ્રાસ તરફ, બીજો ફાંટો ચિદામ્બરમ થઈને ત્રિચિનાપલ્લી તરફ; ત્રીજો ફાંટો શ્રીરંગમ થઈ ત્રિચિનાપલ્લી તરફ, ચોથો ફાંટો પોંડીચેરી તરફ અને પાંચમો ફાંટો તિરૂપન્નામલાઈ થઈ એમ એસ. એમ રેલ્વેના કાનપડી જંકશન તરફ જાય છે જંકશન ઉપર રીટાયરીંગ રૂમ અને હિન્દુ રીફ્રેશમેન્ટની સારી સગવડ છે

## ચિદંબરમ્

વિલુપુરમ જંક્શનથી ત્રિવેન્દ્રમ તરફ જતી મુખ્ય રેલ્વે લાઇન ઉપર ચિદમ્બરમ્ એક પ્રાચીન યાત્રાનું ધામ છે. શહેરની વસતી પચીસ હજાર ઉપરાંતની છે. વસતીનો મોટો ભાગ હિન્દુઓનો છે અને નિયમિત ઘણું જ ગરીબ છે શહેરની સડકો પહોળી અને મકાનો બહુધા ઈંટે બાંધેલાંના છે આસપાસનો સારો યે પ્રદેશ હરિયાળો છે

શહેરની ઉત્તર વીસ વીઘા જમીનના ઘેરાવામાં અનુપમ કારીગરીવાળું નટેશ ભગવાનનું ભવ્ય મંદિર આવેલું છે. મંદિરને ફરતા ત્રણ કિલ્લા છે એમાં ત્રીજા કિલ્લામાં ભગવાન નટેશનું નિજમંદિર આવેલું છે પ્રત્યેક કિલ્લામાં દરવાજા ઉપર પાંચ સાત માળવાળા ભવ્ય અને કારીગરીથી ભરપુર ગોપુરો-પ્રવેશદ્વારો આવેલા છે પૂર્વ પશ્ચિમ ચણેલા ગોપુરો ઉપર નૃત્ય શાસ્ત્રમાં વર્ણવેલી નૃત્યની ૧૦૮ કળા તેના અંગ મરોડોનો આબેહૂબ ચિતાર આપતી નક્શીકામમાં આલેખેલી છે

પહેલા કિલ્લામાં દાખલ થતા શિવગંગા અથવા હેમપુષ્કરણી નજરે પડે છે. આ સરોવરના માહાત્મ્ય માટે એવું કહેવાય છે કે હિરણ્યવર્ણ ચક્રવર્તી આ સરોવરમાં સ્નાન કરવાથી કુષ્ટ રોગથી મુક્ત થયો હતો અને તેથી જ તેણે પાચમાં સદીમાં આ મંદિર બંધાવ્યું હતું સરોવરના કાંઠા ઉપર પાર્વતીજી અને સુબ્રહ્મણ્ય અથવા કાર્તિકેય સ્વામીના સુંદર મંદિરો આવેલાં છે સરોવરની પૂર્વ બાજુ પર એક

સહસ્રસ્તંભ મંડપ આવેલો છે એ સ્તંભના પ્રત્યેક પાસા પર દેવદેવીઓની અનેક મૂર્તિઓ કોતરેલી છે.

અંદરના કિલ્લાના ચાર ગોપુરો નવ નવ માળના છે અને તેના ઉપર અનેક પ્રકારની ઘણી કરોડ દેવતાની મૂર્તિઓ કોતરેલી છે. આ ચાર ગોપુરો અથવા પ્રવેશદ્વારોને ચિદંબરની ચિત્સભા, નટરાજની નૃત્યસભા, રાજસભા અને યજ્ઞસભા કે જ્યાં યજ્ઞવેદી છે એવા નામ આપેલા છે.

જ્યાં મહર્ષિ વ્યાઘ્રપાદ અને પતંજલીને ભગવાન શંકરને નૃત્ય કરતાં જોઈને મુક્તિ મળી હતી એ સ્થળ પર હાથમાં ડમરું લઈને નૃત્ય કરતાં ભગવાન નટેશની મુર્તિ સ્થાપન કરેલું ભવ્ય મંદિર સ્થાપિત થયેલું છે, મંદિરની દીવાલ ઉપરના ચાંદીનાં અને ઘુમ્મટ ઉપર સોને મઢેલાં પતરા મઢેલા છે અહીંના દેવોના શૃંગાર મનોહર છે. શિવ અને પાર્વતીની ભોગમૂર્તિ સોનાની છે આ મૂર્તિઓને ભોગ પણ બારે ધરાય છે. શ્રી નટેશની મૂર્તિની નીચે જ સ્ફટિકનું શિવલિંગ મઢરાવેલું છે. એની ચંદન, દૂધ અને સુગંધી પ્રવાહીઓ વડે અને શુદ્ધ મંત્રોચ્ચારવાળા વેદધ્વનિથી પૂજા કરવામાં આવે છે આ જગ્યાને ફરતો કઠેડો કરી લીધો છે અને દર્શનાભિલાષી યાત્રાળુઓ કેવળ શુદ્ધ ધોતિયું પહેરીને પ્રવેશ કરી શકે છે. ચિદંબરનાથના ચોગાનમાં ધોબી, ચાંડાળ અને બે શૂદ્રોની મૂર્તિઓ પણ છે. એમ કહેવાય છે કે તે ચાંડાળ મહાદેવનાં દર્શન કરવા માટે અગ્નિમાં પ્રવેશ કરી શુદ્ધ થયો હતો.

મંદિરમાં ત્રીસેક પૂજારીઓ રોજ પૂજા કરે છે. લગ્ન થઈ ગયા પછી જ મંદિરમાં પૂજા કરી શકાતી હોવાથી તેઓ નાની ઉંમરમાં લગ્ન કરે છે.

ચિદંબરમના દર્શન કરવાથી મુક્તિ મળે છે અને ચિદંબર-કુંભકોનમ નૈમિષ્ય વગેરે સ્થળોમાં એક વર્ષથી ઉત્તમ ફળ મળે છે એવું સ્કંદપુરાણમાં વર્ણન છે. ચિદંબરનું મંદિર દક્ષિણ હિન્દમાં ઘણું જૂનું છે. અને એને સિલોન અને દક્ષિણના લોકો ઘણું માને છે.

રેલવે સ્ટેશનથી લગભગ અડધો માઈલ દૂર અન્નામલઈનગર નામના સુંદર પરાંમાં પ્રસિદ્ધ દાનવીર રાજા અન્નામલાઈ ચેટિયારે બંધાવેલ અન્નામલાઈ યુનિવર્સિટી અને એની સાથે સંકળાયેલી જુદાજુદા વિષયોનું તદ્‌જ્ઞાન આપનારી કૉલેજો આવેલ છે. સંગીત, સંસ્કૃત અને તામિલ ભાષા ઉપર ખાસ લક્ષ અપાતું હોઈ અત્રે એક ઓરિયંટ ટ્રેનિંગ કોલેજ પણ સ્થપાયેલી છે. વિદ્યાર્થીઓને રહેવા માટે હોસ્ટેલની પણ સુંદર વ્યવસ્થા છે.

## કુંભકોનમ્

ત્રિવેન્દ્રમ તરફ જતી મુખ્ય રેલવે લાઇન પર ચિદંબરમ્ પછી આસરે હજારની વસતીવાળું કુંભકોનમ્ શહેર વેપાર ઉદ્યોગનું એક મુખ્ય કેન્દ્ર છે. પ્રાચીન ચૌલ રાજાઓની આ રાજધાનીની નગરી કાવેરી નદીના કાંઠા ઉપર વસેલી છે. આ નદીમાંથી કેટલીક નહેરો કાઢેલી છે, એટલે આસપાસનો પ્રદેશ લીલોછમ માલૂમ પડે છે.

અહીંયાં મહામગન નામનું સરોવર છે અને તેમાં સ્નાન કરવાનો ઘણો મહિમા છે. સરોવરની ચારે તરફ પગથીઆવાળો સુંદર ફરમ બાંધેલો છે અને કાંઠા ઉપર મહાદેવની સોળ દેરીઓ બાંધેલી છે અહીંયાં પ્રત્યેક બાર વર્ષે માહ મહિનામાં 'મહામાઘમ્' નામથી ઓળખાતો મોટો મેળો ભરાય છે અને એ પ્રસંગે હિન્દના બધા ય ભાગોમાંથી હજારો યાત્રાળુઓ ભેળા થાય છે આ વખતે ગંગાજી આ સરોવરમાં આવે છે એવી લોક માન્યતા છે

અહીં જ કુંભતીર્થ અને હેમપુંકરણી કુંડ છે. આ કુંડમાંથી [illegible] છે કે પાર્વતીજીની સોનાની મૂર્તિ મળી આવી હતી. અહીંયાં આવેલા નાના મોટા મંદિરોમાં મુખ્ય મંદિરો સારંગપાણિ અને કુંભેશ્વરમાં છે. મંદિરો ફરતા કિલ્લા અને નકશીદાર ઊંચા ગોપુરો છે. દક્ષિણ હિન્દના વખણાતા સર્વ ગોપુરો કરતાં અહીંના ગોપુરો અધિક કારીગીરીવાળા અને બાર બાર મજલના ઊંચા છે

કુંભકોનમ્, કાંચી, સેતુમલ વગેરે તીર્થોમાં મુંડન અને ઉપવાસ કરીને દર્શન કરવાનાં સ્કંદ પુરાણમાં ઉચ્ચારાયેલા આદેશને અનુસરીને જ યાત્રાળુઓ દેવદર્શન કરે છે. કુંભેશ્વર મહાદેવનું નામ લિંગના કુંભના જેવા આકાર ઉપરથી પડેલું છે.

પ્રાચીન નકશી કામના નમૂના સમું સારંગપાણિનું મંદિર સુપ્રસિદ્ધ છે. તેની મૂર્તિ સુવર્ણથી વિભૂષિત છે અને મંદિર ઉપર પણ સુવર્ણના કલશો છે.

કુંભકોનમ્‌માં મુસાફરો માટે ડાક બંગલો, હોટલો અને યાત્રાળુઓ માટે ધર્મશાળાઓની સારી વ્યવસ્થા છે. શહેરમાં કોલેજ, સરકારી કચેરીઓ, સરસ્વતી મહેલ, ટાઉન હૉલ વગેરે જોવા જેવાં સ્થળો છે. અહીંયાં વણાટ અને ધાતુ પર નકશી કામ સારું થાય છે. શહેરમાં પંડિતોની વસતી સારી છે.

## તાંજોર

નૃત્યવિદ્યાપારંગત નટીઓથી જમાના જૂનાં કાળથી નામના મેળવનાર તાંજોર કાવેરીના કાંઠા પર વસેલું છે અને લગભગ સિત્તેર હજારની વસતીવાળું ઐતિહાસિક શહેર છે. રેલવે સ્ટેશન પાસે જ વેંકટદાસનું ક્ષેત્ર અને ધર્મશાળા છે.

શહેરની આજુબાજુ કિલ્લો છે અને તેની ચોતરફ ઊંડી ખાઇ છે. ખાઇ ઉપર પુલ છે અને એ ઉપર થઇને શહેરમાં જવાય છે. તાંજોરમાં બે કિલ્લા છે—મોટો કિલ્લો ઉત્તરે અને નાનો કિલ્લો પશ્ચિમે છે. મોટા કિલ્લાની અંદર શહેરનો મુખ્ય ભાગ અને તાંજોરના રાજાનો રાજમહેલ આવેલો છે. મકાનો બેઠી બાંધણીના અને રસ્તાઓ સાંકડા છે. શહેરનો વેપાર, ઉદ્યોગ પ્રતિદિન ઘટતો જવાથી તથા વણાટકામ, નકશીકામ, નૃત્યકળા, રાંધણકળા વગેરે પૂરતાં ઉત્તેજનના અભાવે નષ્ટ પામતાં જાય એક સમયનું મશહૂર શહેર આજે ઉજ્જડ જેવું લાગે છે.

મોટા કિલ્લામાં મરાઠા રાજાઓના સમયનો મોટો રાજમહેલ, દરબાર હૉલ, શસ્ત્રાગાર, ૭ માળની ઊંચી હવેલી, સંસ્કૃત અને પ્રાકૃત

દુત્તકોનું મોટું પુ - ાનવ વગેરે મરા । ગાજવંશ નિર્વંશ જવાથી ચાલુ ન્નમતના અભાવ ઝીણુ થતા ચાના ૭

ગઢમહેલની આગળ મોટુ ચોગાન ૭ અ ીયા પાળેના હાથીઓ અને નાથો છે ચાગાનાી પૂરે અને ઉત્તર ન્નાગ છ મહેલમા નનરા કરતા દક્ષિણ બાજુ પર આવેના ખ ડમા મરાઠાઓનો રાજદરબાર ૭ ભીત ઉપર છત્રપતિ શિવાજી મહારાજ અને તાંજોરના મરાઠા નાગતઓની ઉત્તમ છબીઓ ૭ પાસેના ખડમ ચીફ સેક્રેટરી અને દીવાનની ઓફિસો છ ક્ચેરીના હોલમા શિવાજી મહારાજનુ સગે મરમરનુ પૂતળુ છે અ ૨ એ આઠ માળની ઇમારત છે, જેમા અગાઉ હથિયારો રખાતા હતા

નાના કિલ્લામા તાંજોરનુ મોટુ શિવમંદિર આવેલુ છે એ વિશાળ કમ્પાઉન્ડ વચ્ચે ખાળા પથ્થરનુ બાધેલુ ઘણુ ઊંચુ છે અને એના દ્વાર પર અદ્‌ભુત કોતરણી કરેલી અને દેવદેવીઓની મોટી મોટી આકૃતિઓ બેસાડેલી છે મંદિરના શિખર તેમ જ ન્નાગ ઉપર સુંદર નકશી કામ અને કારીગીરી કરીને રામાયણ તથા ભાગવતના કેટલાક પ્રસંગોના ચિતાર આલેખેલા છે આ મંદિર નવસો વર્ષનુ પ્રાચીન લેખાય છે અને ત બૃહદેશ્વર નામથી સર્વત્ર મશહૂર છે શિવલિંગ ચાર ફૂટ ઊંચુ અને સાત ફૂટ ઘેરાવાનુ ૭ આ શિવલિંગની સ્થાપના અગે એવી લોકોક્તિ પ્રચલિત છે કે અહીયા દેરેર શિવ મંદિરો બધાવનાર ચૌ ા રા નને કોઢ હતો. એ શિ ા ઉપાસક હતો અને પોતાની આ વ્યાધિ માટે અહોનિશ પ્રાર્થના ક્યા કરતો હતો એક રાત્રિએ શિવજીએ સ્વપ્નમા આવી તેને કહ્યુ કે અમુક જગ્યાએ ગગા નીકળશે તમા મુખમાર્જન કરજે-જળમા પગ મૂકીશ ત્યાં દિ એ જળની વચ્ચેથી શિવલિંગ નીકળશે એની પ્રતિષ્ઠા કરવાથી તુ વ્યાધિ મુક્ત થઈશ

આ સ્વપ્ન મુજબ બીજે દિવસે શિવજીએ નિર્દેશ કરેલા સ્થાનેથી પાણી નીકળવા માડ્યુ ચૌલ રાજાએ એમાં મુખમાર્જન કર્યુ અને

એનું દર્દ મટી ગયું. પછી પાણી વચ્ચે શિવલિંગ પ્રકટ થયું. ગંગાએ તેની પ્રાણપ્રતિષ્ઠા કરાવી. આજે પણ એ સ્થળનો જ્યાં ગંગાજી પ્રકટ થયાં હતાં એનો મહિમા અપૂર્વ છે. આજે એ સ્થળ શિવગંગાના નામથી મશહૂર છે.

મંદિરના નાના ગોપુરમાં દાખલ થતાં સામે જ હાથી જેવડો ઊંચો અને મોટો પત્થરનો નંદી આવેલો છે. કહે છે કે આ નંદી ચારસો માઈલ દૂરથી લાવ્યા હતા. આ નંદી ઉપર હંમેશા તેલ લગાવવામાં આવે છે. કાળા પત્થરના હોવાથી અને ઉપર તેલ લગાવવાથી નંદી હંમેશા તગતગતો જ રહે છે.

આ મંદિરની પશ્ચિમે ગણપતિનું અને બીજી બાજુએ સુબ્રહ્મણ્યમ્ અથવા કાર્તિકેયનું મંદિર આવેલ છે. ખાસ મંદિરની આગળ સભામંડપ છે. તેમાં છાપરા ઉપર તાંજોરના મરાઠા રાજારાણીઓના બાર ચિત્રો છે. આ મંદિરની બાજુમાં જ ચંડીનું મંદિર છે અને એની પાસે પૂર્વ તરફ નાળિયેરીનો બાગ છે.

અહીંયા રેશમના કપડાં સારાં વણાય છે તેમ જ તાંબા પિત્તળ અને ધાતુનું કામ સારું થાય છે. અહીંયા પિત્તળની મૂર્તિઓ, રેશમી છીંટ અને તાંબા પિત્તળનાં વાસણો તથા ઘરેણાં સારાં બને છે.

## પોંડીચેરી.

વિલ્લુપુરમ જંકશન સ્ટેશનથી ફૂટતા ફાંટાનું આ ટર્મીનસ સ્ટેશન. હિન્દમાં આવેલાં ફ્રેંચ સંસ્થાનોનું પાટનગર શહેર બંગાળના ઉપસાગર પર વસેલું છે. વસતી આશરે ચાલીસ હજારની છે અને એનો મોટો ભાગ હિન્દુઓનો છે. શહેરની ગલીઓ સમાંતર છે. સમુદ્ર પાસેના ભાગમાં યુરોપિયનોનો વસવાટ છે. રિક્ષા વગેરે વાહનોનાં સાધન છે.

યુરોપિયન વસવાટવાળો વિભાગ સ્વચ્છ છે. સરકારી ખાતાઓ, ગવર્નરનો બંગલો, મ્યુનિસિપલ આદિ ઇતર સંસ્થાઓ વગેરે, વેપારી ઑફિસોનાં મકાનો તેમ જ હિન્દના એક વખતના પ્રખર રાજદ્વારી

આગેવાન અને હાલના સુપ્રસિદ્ધ મહર્ષિ શ્રી અરવિંદ ઘોષનો આશ્રમ પણ અહીં જ આવેલ છે. સમુદ્ર કાંઠે આવેલી સડક ઉપર દીવાદાંડી, વાવટા કાઠી, લશ્કરી નગારું, બેન્ડ સ્ટેન્ડ, દુપ્લેનું બાવલું, પોર્ટ હાઉસ વગેરે આવેલા છે. ખારા પાણી વચ્ચે દરિયામાં એક લાંબો પુસ્તો બાંધેલો છે. આ પુસ્તો એક ફૂટ પહોળો જ અને ઉપર સિમેન્ટ કોંકરેટના પાટીઆ બેસાડીને ટ્રોલી ગાડી ચાલે એ માટે વચ્ચોવચ્ચ પાટા ગોઠવેલા છે, તેમ જ બન્ને બાજુ કઠેરા કરી છેડે છેડે અને સામસામે ઝરૂખા કાઢી બેસવા સારુ બાંકડાઓ ગોઠવેલા છે. છેક છેડા પર માલ ઉતારવા વહાણવાળાના ક્રેન રાખેલા છે. બોખરા ઉપર આવેલા અર્ધ ગોળાકાર ઓટલા ઉપર કોઈ પ્રાચીન મંદિરમાંથી આણેલા પત્થરના સુંદર નકશીદાર અને ઊંચા ખંભા સામસામે ઊભા કરી પત્થરની પહોળી બેઠકો બનાવેલ છે. આગબોટ પુસ્તાથી દૂર લંગર નાખે છે અને રેતી કે પુસ્તા પરથી માલ વગેરે ચડઉતર મછવાઓ દ્વારા થાય છે.

પુસ્તાની સામે સડકની પેલી તરફ એક ખૂણા પર દીવાદાંડી અને બીજા ખૂણા પર વાવટા કાઠી છે. આ બન્નેની વચ્ચે મોટું ખુલ્લું મેદાન છે, જેમાં દુપ્લેનું બાવલું પાંચ નકશીદાર પત્થરના ખંભા પર કોંકરેટ કરીને ઊભું કરેલું છે, અને ફૂટપાથરીઓ પર બાંકડા ગોઠવેલા છે. દુપ્લેના બાવલાની એક તરફ પોર્ટ હાઉસ અને બીજી તરફ બેન્ડસ્ટેન્ડ છે અને તેમની સામે વિવિધ પુષ્પોના છોડો રોપીને સુશોભિત કરેલું બગીચાવાળું વિશાળ મેદાન આવેલું છે. જૂના કિલ્લાના અવશેષો પણ અહીં જ છે. એ મેદાનની ચાર બાજુ આવેલા મકાનોમાં સુંદર પાર્ક વચ્ચે બાંધેલો ગવર્નરના બંગલો, શ્રી અરવિંદાશ્રમનું ભોજનાલયનું મકાન, હૉસ્પીતાલ, મ્યુનિસિપલ મકાન અને સુંદર નાના બાગ વચ્ચે બેન્ડસ્ટેન્ડ વગેરે છે.

નજીકમાં જ એક ખાનગી માલિકીનું કાચનું મકાન–ગ્લાસહાઉસ આવેલું છે એ, તથા ચકેરને જ્યાંથી પીવાનું પાણી પૂરું પાડવામાં આવે

છે તે બારાગ-ફૂવાઓ, મોરો કાર્લેગ બાગ. કેટલાંક બગીચાઓમાં બોરીંગમાંથી નીચે વહેતુ પાણી અને શહેર વચ્ચે બાંધેલી મારકેટ જ્યાં હરેક વસ્તુની દુકાનોની સગવડ છે એ મનોરંથળો જોવાં જેવાં છે. કંસલનુ મકાન શહેરની મુખ્ય સડક પર છે. હિન્દુ હોટેલો એ જ સડકપર છે અને સ્ટેશન પાસે સારી ધર્મશાળા છે.

કચેરીઓ આદિ સરકારી ખાતાઓમાં ફ્રેન્ચ ભાષા વપરાય છે. વસતીનો મોટો ભાગ તમીલીઓ શરાબી હોઈ કંગાળ માલુમ પડે છે શહેરમા કાપડ-સુતરની ચાર મિલો અને માટીના રમકડાં વગેરે સાગ ઓને ક એક સાબુ બનાવવાનું કારખાનું પણ છે.

શ્રી અરવિંદ ઘોષનુ નામ હિન્દ તેમજ યુરોપમાં સારી રીતે સુપ્રસિદ્ધ છે. બંગભંગની ચળવળ દરમિયાન તેમની નેતાગીરીથી બંગાળની સરકાર ગૂચવણમા પડી ગઈ હતી. એ પછી એકાએક તેઓનામા રાજદ્વારી પલટો થવાથી અહીંનું શાંત વાતાવરણ પસંદ કરી સ. ૧૯૧૦ના એપ્રીલ મહિનાથી ચારેક શિષ્યો સાથે વસવાટ કરી યોગ અભ્યાસમા તેઓ લીન રહેવા લાગ્યા અને મોળેક વર્ષના સતત અને અખંડ અભ્યાસના પરિણામે યોગસિદ્ધિ સંપાદન કરી લીધી. આ લાગા ગાળા દરમિયાન પ્રતિવર્ષ અનેક મુમુક્ષોઓ પોંડીચેરીમાં આકર્ષાઇ આવતા ગયા છે અને તેમની નિકટમાં રહીને અડગ ધ્યાન અને યોગાભ્યાસ કરતા ગયા છે

યુરોપના પ્રથમ મહાયુદ્ધની સમાપ્તિ પછી દૃઢ સંકલ્પ સહિત પાછા આવેલા મધુરવા માતાજી જેઓ એક આધ્યાત્મિક ફ્રેંચ લેડી છે તેમનો સંપૂર્ણ સહયોગ અને સહકાર પ્રાપ્ત થતા શ્રી અરવિંદ તદ્દન એકાન્ત અને મૌન સાધવા લાગ્યા અને સાધકો તથા મુમુક્ષોઓનું અભ્યાસાદિ વ્યવસ્થાનું સઘળું કાર્ય માતાજીએ ઉપાડી લીધું. પ્રતિ વર્ષ સાધકોની સંખ્યા જેમ જેમ વધતી જતી રહી તેમ તેમ શ્રી અરવિંદના દર્શન કરવાની તેમની પિપાસા પણ ઉદ્દિપ્ત થતી ગઈ. એટલે ઇ. સ. ૧૯૨૬ ના વર્ષમાં ત્રણ પ્રસંગોએ એટલે કે શ્રી અરવિંદ યોગ-

સિદ્ધિ પ્રાપ્ત કરી તે તા. ૨૪ મી નવેમ્બરનો દિવસ–વિક્ટરી ડે; બીજો પ્રસંગ તા. ૨૧ મી ફેબ્રુઆરીનો દિવસ–માતાજીનો જન્મદિન, અને ત્રીજો પ્રસંગ તા. ૧૫ મી ઑગસ્ટ–શ્રી અરવિંદની જન્મતિથિ દર્શન માટે મુકરર કરવામાં આવ્યાં છે. છેલ્લા થોડા વર્ષોથી ૨૪ મા એપ્રિલનો દિવસ વધારવામાં આવ્યો છે. આ પ્રસંગોએ અન્ય જે જે ભાવિકોએ પ્રથમથી રજા મેળવી હોય તેમને પણ દર્શન મળી શકે છે.

યોગાશ્રમના બધા મકાનો એક કમ્પાઉન્ડમાં નથી, પણ જુદી જુદી સડકો ઉપર અલગ અલગ હોવા છતાં શ્રી અરવિંદ અને માતાજીના નિવાસગૃહોની નજીકમાં આવેલાં છે. આ નિવાસગૃહો જે કમ્પાઉન્ડમાં છે એમાં બીજા પાંચેક મકાનો બાંધેલા છે. ચાતરફ વિધવિધ જાતના અને અનેકવિધ રંગોના પુષ્પછોડો વેલાઓ, વેનીઓ અને સુંદર વૃક્ષો વગેરે રોપીને તેમજ કુંડાઓમાં ઉછેરીને એ સ્થાનને ખૂબ સુશોભિત કરેલું છે અને ખરેખર મહાન ઋષિમુનિના આશ્રમ કે ઉદ્યાન–મંદિર જેવા લાગે છે. એના મુખ્ય પ્રવેશદ્વાર સામે સુસજ્જિત વિઝીટર્સરૂમ, પ્રોસ્પેરિટી હૉલ, સુંદર મોટું પુસ્તકાલય, વાચનાલય અને એ પછી ફૂલઘર, રજીસ્ટર્ડપત્રો ટપાલીઓર્ડરો મળવાનું ખાતું, સેવિંગ બેંક, ઇલેક્ટ્રીક ખાતું અને છેવટે નિવાસગૃહના ભોંયતળિયે ધ્યાનગૃહ, બિલ્ડીંગ ખાતાની ઑફિસ તથા ભોજનાલય ખાતાની ઑફિસ અને તેમના મંત્રીઓના શયનગૃહો છે. પ્રવેશ દ્વાર કિંવા વિઝીટર રૂમ પાસે એક કે બે સાધકો અખંડ પહેરો ભરે છે અને પ્રથમથી જ રજા મેળવેલી હોય તો જ વિઝીટરને આગળ જવા દેવામાં આવે છે.

આશ્રમમાં યોગાભ્યાસ સારુ આવી વસેલા સાધકો માટેની ભોજન વ્યવસ્થા ગવર્નરના બંગલા નજીક એક રમણીય બાગ મધ્યે આવેલા મકાનમાં ભોજનાલય ખોલીને કરવામાં આવી છે. ભોજનમાં સવારે નાસ્તો, બપોરે જમણ અને સાંજે હલકું ભોજન આપવામાં આવે છે. ભોજન ૩૬૦ દિવસ એક જ તરેહનું સાદું, સ્વચ્છ અને મસાલા

વિનાનું ભોજન કરેલા ધાતુના વાસણોમાં બાફીને ખૂબ સ્વચ્છ એને શુદ્ધ વાસણોમાં પીરસીને તૈયાર થાળ સાધકોને આપવામાં આવે છે અને સાધકો હોલમાં પાથરેલા આસન પર બેસીને શ્વેત રૂમાલોથી ઢાંકેલી નાની ચોકી પર થાળ મૂકીને જમે છે અને જમી લીધા પછી ઊઠવાની જગ્યા પર બેઠેલા સાધકો આગળ મૂકી આવે છે કે જેઓ વાસણો ધોઈ કરીને ચોખ્ખા કપડાંથી લૂછી રૂમમાં ગોઠવી દે છે. રસોડાની સ્વચ્છતા, સુઘડતા, સફાઈ વગેરે એટલી બધી તો શ્રેષ્ઠ જાળવી રાખવામાં આવે છે કે અસ્પૃશ્યતા માનનારો બ્રાહ્મણ કે વૈશ્યવર્ગનો ચુસ્ત વિઝીટર પણ પોંડીચરીમાં બ્રાહ્મણોના હોટલ હોવા છતાં આશ્રમના રસોડામાં જ જમવાનું પસંદ કરે છે. સાધકો તો આશ્રમમાં પ્રવેશ કરતી વખતે જ જ્ઞાતિ અને પંથોથી દૂર થઈ જાય છે પણ એના આગ્રહીને પણ પોતાના ઉક્ત આગ્રહને જતો કરતો જોઈએ છીએ. ત્યારે સાચી રાષ્ટ્રભાવના સેવતા વિઝીટરને ખૂબ આનંદ થાય છે.

સાધકોના શરીર સ્વાસ્થ્ય માટે એક મકાનમાં દવાખાનાની સગવડ કરવામાં આવી છે. કેનાલ આટાની ગીરણી. પાઉં બનાવવાની ફેક્ટરી, દુગ્ધાલય બાગાયત, સુતારકામ, લુહારકામ, સીવણકામ, વણાટકામ મોચીકામ, પ્રેસ ફેક્ટરી, ધોબીકામ, સાબુ તથા કાગળ બનાવવાનું કામ, બિલ્ડીંગ ખાતું, સ્ટોર વગેરે તથા સાધકોના વસવાટ માટે ચાલીસેક મકાનો ભાડેથી રાખેલા તેમ જ ખરીદી લીધેલાં છે. એમાંના કેટલાંક બાગવાળા અને કેટલાંક બાગ વગરના છે. પુરુષ તથા સ્ત્રી સાધકોના મકાનો અલગ પાડેલાં છે પ્રત્યેક સાધકને પૂરતી હવા ઉજાસવાળો અને જરૂર જોગી હરેક સગવડવાળો મોટો ઓરડો આપેલો હોય છે. સાધકને ઉપર જણાવેલાં કાર્યમાંથી પોતાની આવડત પ્રમાણે પસંદગી કરીને રોજ આઠ કલાક કામ કરવાનું હોય છે. દરેક કામની પાછળ સાધનાની દૃષ્ટિ હોય છે. એકેક વર્ષથી છોકરાઓ માટે બોર્ડિંગ સ્કૂલ અને નાનાં મોટેરાં માટે

સ્કૂલની વ્યવસ્થા કરેલ છે જેમાં અંગ્રેજી, ફ્રેંચ ભાષા વગેરેની તાલીમ આપવામાં આવે છે.

પોંડીચેરી આશ્રમમાં પોશાક અને તેના રંગ સંબંધી કશો આગ્રહ સેવાતો નથી, છતાં યોગ સાધનાર્થે યુરોપ, અમેરિકા અને હિન્દમાંથી આવી વસેલાં તમામ સાધકો હિન્દી પોશાક પહેરે છે. પુરુષ–સાધક શિર ઉઘાડું રાખીને ધોતી તથા ખમીસ પહેરે છે. જ્યારે સ્ત્રી–સાધક સાડી તથા પોલકું પરિધાન કરે છે અને વર્ષ દરમિયાન અમુક વસ્ત્રો ઉપરાંત ખપજોગી વસ્તુઓ મહિનાની પ્રથમ તારીખે તેમને માતાજી તરફથી આપવામાં આવે છે. ધ્યાનગૃહમાં નિત્ય સવારે સામુદાયિક પ્રણામ અને સાંજે સામુદાયિક ધ્યાન થાય છે. એ બન્ને પ્રસંગોએ માતાજીની અચૂક હાજરી હોય છે માતાજી બહુધા મૌન સેવે છે. બન્ને વિભૂતિઓ યોગના આદર્શરૂપ છે. તે બન્નેના પ્રભાવશાળી ચહેરા, દિવ્યનયનો, અસ્ખલિત અદ્ભુત સ્મિત, તથા આશ્રમની વ્યવસ્થા અને અજબ શાંતિ નિહાળીને વિઝીટર મુગ્ધ બની જાય છે. હમણાં હમણાં સવારના સામુદાયિક પ્રણામ મોકૂફ રાખેલા છે. માતાજી નિવાસગૃહની અગાશી પર ચારે દિશાઓમાં ઘૂમીને સાધકોને દરરોજ દર્શન આપી જાય છે.

દર્શનના પ્રસંગો તો બધામાં અલૌકિક અને અપૂર્વ છે. પ્રભાતથી સાધકો અને વિઝીટરો–સ્ત્રી અને પુરુષો હાથમાં પુષ્પમાળાઓ તેમજ સુંદર પુષ્પો વગેરે લઈને ધ્યાનગૃહમાં આવવા માંડે છે અને આનંદ તથા શાંતિની છોળો સર્વત્ર ઉછળી રહે છે ધ્યાનગૃહમાં ટાઇમ ટેબલ અને ધ્યાન સૂચનાઓ સાથેનું સાધકો અને વિઝીટરોના નામોનું ટાઇપ કરેલું લીસ્ટ નોટીસ પર મૂકવામાં આવે છે અને ત્યાંથી જ શ્રી અરવિંદના નિવાસસ્થાનમાં જવાના દાદરનો આરંભ થાય છે. દર્શનનો વખત થતાં આવતા એક પછી એક, એકેક દાદરની પગથી ચડતા ચડતા જે રોમના ઝૂંડમાં શ્રી અરવિંદ સિંહાસન પર આરૂઢ

થયેલી હોય છે તે ખંડમાં દર્શનાભિલાષી પ્રવેશ કરે છે. સિંહાસનના એક ખૂણા પર શ્રી અરવિન્દ અને બીજા ખૂણા પર શ્રી માતાજી બેઠેલાં હોય છે. દર્શનાભિલાષી બન્ને વિભૂતિઓના ચરણો સમક્ષ હાથમાં આણેલો પુષ્પહાર કે પુષ્પો ધરીને તેઓશ્રીના ખોળામાં માથું મૂકી પવિત્ર આશીર્વાદ મેળવી પોતાને કૃતકૃત્ય માને છે અને આપવા ધારેલી ભેટ તેઓશ્રીના કરમાં ધરી પાછો ફરે છે. એ પ્રસંગે સિંહાસન તથા હોલના બન્ને ખંડો પુષ્પ કળીઓથી શણગારેલા હોય છે અને દર્શનનો ક્રમ દીર્ઘ સમય પર્યંત ચાલતો રહે છે. સાંજે પૂર્ણાહુતિમાં પુષ્પ-પ્રસાદી સાથે માતાજી તરફથી મળતાં આશીર્વાદ પ્રાપ્ત કરીને દરેક જણ જીવનની એટલી પળોને ધન્ય માને છે. સને ૧૯૩૮ ના નવેમ્બરથી ધ્યાનગૃહમાં હાજર પાસે બોર્ડ મૂકવાની પ્રથા તેમજ ચરણ સ્પર્શ અને ખોળામાં માથું મૂકવાની છૂટ હતી તે બંધ કરી નાખવામાં આવી છે અને દૂરથી દર્શન આપવામાં આવે છે.

યોગાશ્રમનું બંધારણ અને તેના રચનાત્મક કાર્યો જોતાં પુરાણોમાં વર્ણવાયેલા ઋષિ-મુનિઓના પ્રાચીન આશ્રમોનો ચિતાર નજરે સમક્ષ ખડો થાય છે; તથા વિધિપૂર્વક યંત્રવત્ ચાલતા કામો દેખીને માતાજીના મીઠા સંબોધનથી જગવિખ્યાત થયેલી આશ્રમની અધિષ્ઠાત્રી અને ચારિત્ર્યની મૂર્તિમંત દેવી પ્રત્યે તેમજ તેમના અદ્ભુત આત્મબળ માટે બહુમાન અને પ્રેમ ઊછળી આવે છે અને તેમનાં પવિત્ર ચરણોમાં ઝૂકી પડવાનું દરેકને દિલ થઈ આવે છે

સેવકોની સંખ્યામાં પ્રતિવર્ષ વધારો થતો જાય છે અને આંકડો સાડા ચારસો ઉપર પહોંચ્યો છે. ગોલકોંડા નામનું આધુનિક સગવડ-વાળું સિમેંટ કાંકરેટનું આલીશાન મકાન પણ ચણાઈને પૂરું થઈ ગયું છે અને શ્રી અરવિંદની ૭૪મી વરસગાંઠ તથા શ્રી માતાજીની ૬૮મી વરસગાંઠપર ૧૯૪૬માં બહારથી ભાવુકોની સંખ્યા વિશેષ પ્રમાણમાં દેખાતી હતી.

## તિરુવન્નામલઈ

આ શહેર ૨૮૦૦૦ ની વસ્તીવાળું મદ્રાસ ઇલાકાના ઉત્તર નોર્થ આર્કોટ જિલ્લામાં વીલુપુરમ કાતપદી નામની રેલ્વે શાખાપર આવેલું છે, અને દ્રાવિડોમાં મુખ્ય મનાતા પાંચ લિંગો પૈકી તેજોલિંગ અહીં આવેલ છે જેથી તીર્થનું મોટું પ્રખ્યાત ધામ છે. શહેરમાં સાર્વજનિક ધર્મશાળા તથા સ્ટેશન પાસે ડાક બંગલાની સગવડ છે અને વાહનો મળી શકે છે.

સુપ્રસિદ્ધ મહર્ષિ શ્રી રમણ પ્રભુનુ આશ્રમ શહેરની દક્ષિણ સામોપન અરુણાચેલમના છત્ર તળે દોઢેક માઇલ પર એકાંત જગોપર આવેલું છે અને આશ્રમનુ વાતાવરણ શાંત અને ઉત્સાહપ્રેરક માલુમ પડે છે. ભવ્ય અરુણાચેલમનું મંદિર શહેરના મધ્યભાગમા ડુંગરોની ઓથ તળે બાંધેલું છે અને તેને ફરતો ઊંચો કોટ ચણેલો હોઇ ચાર દિશામાં ચાર ગોપુરો ઊભા કરેલા છે. પથરના પહોળા પગથિયાંની પાંચ પડ ચારની સીડી ચડીને મંદિરના વિશાળ ફરસબંધી આગણામાં પગ મૂકતાં તે મોટા કુંડ અને ફરતા છતવાળા ચોતરા નજરે પડે છે.

મુખ્ય મંદિર તથા પડખે આવેલુ પાર્વતીનું મંદિર ભવ્ય હોઇ પથ્થરનાં બાંધેલા છે અને તેમનુ ઊંચુ શિખર આખી રાત વીજળીનાં દીવાઓથી ઝગમગતુ રહે છે અને આગગાડીમાંથી પણ એ દૃશ્ય દેખાઇ આવે છે પ્રત્યેક વર્ષે બે ઉત્સવો ઉજવવામા આવે છે અને એ પ્રસંગે હજારો યાત્રાળુઓથી શહેર ધમધમી રહે છે.

શ્રી રામના આશ્રમમા આવતા અભ્યાગતોનું રસોડામાં એકાદ બે દહાડા સ્વાગત કરવામા આવે છે અને ઉતારાની થોડીક વ્યવસ્થા કરેલી છે તથા નાનું જેવુ શિવાલય ગાળવુ છે. હમણાં હમણાં તો તેમના કેટલાક ચુસ્ત ભક્તોએ આશ્રમ નજીક પોતાના મકાનો ચણીને આશ્રમની સારી ખિલવણી કરી દીધી છે.

શ્રી રામના મહર્ષિ મૂળ મદુરાના વતની હતા. બાલ્યાવસ્થાથી ઇશ્વર ભક્તિ તેમને પ્રિય હતી ધાર્મિક ઉપદેશો અને ભજનો સાંભળવાની

હમેશાં ઊંડે ઊંડે રહેતી. કેટલીક વેળા શ્રવણ કરતાં કરતાં જ સમાધિસ્થ થઇ જતા હતા. એક દિવસ કોઇને પણ ખબર આપ્યા વિના મદુરા છોડી તિરુવન્નામલઇ જવા નીકળ્યા. રસ્તામાં ક્ષુધાતુર થતાં એક હોટલવાળાને કાનમાં પહેરેલું નાનું જેવું ઘરેણું આપવા લાગી નાસ્તાની માગણી કરી. હોટલવાળાનું મન દ્રવિભૂત થઇ ગયું અને ઘરેણું લીધા વિના નાસ્તો કરાવીને તિરુવન્નામલઇના રેલ ટિકિટ કઢાવી આપી.

તિરુવન્નામલઇમાં પણ રસ્તાપર કે મંદિરમાં પ્રભુ ધ્યાનમાં લીન થઇ સમાધિસ્થ થઇ જતા. શહેરના બાળકો ભિક્ષુક સમજી તેમની ઉપેક્ષા અને પજવણી કરવા લાગ્યા એટલે તેઓ મંદિરનાં ભોંયરાંમાં સંતાઇ ગયા. જ્યાં પણ પજવણી થવા માંડી ત્યારે એક દયાળુ પુરુષે તેમને તેડી જઇ પોતાના બાગમાં રાખ્યા. અહીં પણ બાળકો દોડી આવતાં હતાં, પણ બાગમાં પ્રવેશ કરી શકતા ન હતા. શ્રી રમણ મહર્ષિ એ વખતે નાના હતા.

તેમના માતપિતાને તેમની ભાળ લાગવાથી તેમને તેડવા આવ્યા પણ તેઓ તેમની સાથે નહિ જતાં અરુણાચેલમના પહાડોમાં ચાલી નીકળ્યા. પહાડોમાં વાંદરાઓ વચ્ચે બે દશકાથી પણ વધારે વખત ગાળી યોગસિદ્ધિ પ્રાપ્ત કરી લીધી હતી. એક વખત મદ્રાસ હાઇકોર્ટ જજ અને મેમમના વતની શ્રી સુંદરમ્ ચેટિયાર અને બીજા મુમુક્ષુઓ ડુંગરોમાં ઘૂમવા ગયેલા ત્યારે મહર્ષિ સાથે તેમનો અચાનક ભેટો થઇ ગયો. એ પછી તેઓ વેળાવેળ મહર્ષિના દર્શને જતા અને તત્ત્વો સંબંધી તેમની સાથે ચર્ચા કરતા

અંતે ઉક્ત મહાશયોની વિનવણીથી તેઓ હેઠા આવ્યા જેને પરિણામે આ આશ્રમનું અસ્તિત્વ થયું છે. તેઓ ઘણે ભાગે મૌન સેવે છે અને ધ્યાનની મહત્તા પર ખાસ ભાર આપે છે શરીરપર ફક્ત લંગોટ ગમે છે અને મોફા પર બેઠા રહે છે. અનેક લોક મહર્ષિનાં દર્શને આવે છે અને કેટલાંક ત્યાં રહીને યોગાભ્યાસ કરે છે પોલ બ્રન્ટન નામના યુરોપિયન તત્ત્વવેત્તાએ સર્ચઇન સિક્રેટ ઇન્ડિયા અને

સિક્રેટ પાથ નામનાં પ્રસિદ્ધ કરેલાં પુસ્તકોમાં તેમના સબંધમાં ઊંચામાં ઊંચો મત દર્શાવેલ છે.

## ત્રિચિનાપલ્લી

મદ્રાસથી ત્રિવેન્દ્રમ તરફ જતી એસ. આઇ. રેલ્વેની મુખ્ય લાઇન પરનું મોટું જંકશન સ્ટેશન છે. અહીંયા રેલ્વેનું સેન્ટ્રલ વર્કશોપ છે. અહીંયાંથી રેલવેનો એક ફાંટો શ્રી રંગમ–વિદ્ધાચેલમ થઇને વિલુપુરમ અને એક શાખા ઇરોદ તરફ જ્યારે બીજી મેઇન લાઇન ધનુષ્યકોટિ તરફ જાય છે. શહેરનો વસવાટ ગીચ અને છાવણીનો મોકળો છે અને વસતીની સંખ્યા સુમારે ૧,૪૩,૦૦૦ લેખાય છે

કાવેરી નદીના ત્રિકોણાકાર પ્રદેશ પર વસેલું આ શહેર મદ્રાસ ઇલાકામાં બીજી પંકિતનું આબાદ શહેર ગણાય છે એક વેળા કર્ણાટકના મુસલમાની રાજ્યનું આ પાયતખ્ત શહેર હતું. શહેરને ફરતો કોટ હતો. શહેરની મધ્યમાં આવેલી સડક બીગ બજાર-મોટી બજારના નામે ઓળખાય છે; અને રોજગાર બહુધા અહીંયાં જ છે.

ઉત્તર તરફ મુખ્ય સડકની સપાટીથી ૨૬૦ ફૂટ અને દરિયાની સપાટીથી ૫૦૩ ફૂટ ઊંચો એક ખડક આવેલો છે. ઉપર શિવાલય, અને હનુમાનનું મંદિર આવેલ છે ઉપર ચઢવા માટે પગથિયાં બાંધેલ છે. આ ખડક ઉપરથી કાવેરી નદી અને શ્રીરંગમ ટાપુનું મનહર દૃશ્ય અને વૃક્ષોની સુંદર ઘટામાંથી શ્રીરંગમના મંદિરના ઊંચા ગોપુરો જોઇ શકાય છે. ત્રિચિનાપલ્લીના નવાબે મફત આપેલી જમીન ઉપર સને ૧૭૬૬માં બંધાયેલું ખ્રિસ્તી લોકોનું ચર્ચ અને નજીકમાં જ યુદ્ધ સબંધી સંસ્મરણો નજરે તરે છે.

જંકશન પાસે એક ગોલ્ડન રોક કે સુવર્ણ પહાડ છે. એમ કહેવાય છે કે એમાંથી જૂના વખતમાં સોનું નીકળતું હતું. બીજો નજરે પડતો રૉક ફકીર રૉકના નામે ઓળખાય છે. ક્લાઇવ અને લોરેન્સના બ્રિટિશ અને ફ્રેન્ચ સૈન્યોનું યુદ્ધ આ રૉક પાસે જ લડાયું હતું.

પ્રબળતા વધારે છે. શ્રી રામાનુજ સંપ્રદાયની મૂળ ગાદી તો તોતાદ્રિમાં છે. અહીંયાં રામાનુજ સંપ્રદાયની આનંદ સ્વામીની અને ભટ સ્વામીની ગાદીઓ છે.

શ્રી રંગજીના મંદિરને ફરતા સાત કિલ્લા છે અને તે ત્રણસો છાસઠ વીઘાં જમીનમાં આવેલું છે. છેલ્લી સાતમાં કિલ્લામાં શ્રી રંગજીનું નિજમંદિર આવેલું છે. મંદિરને સોળ સુવર્ણ શિખરો છે.

પહેલા કિલ્લાની ચારે બાજુએ ચાર દરવાજા છે. ત્યાં ૩૦૦ ફૂટ ઊંચાઈના શૃંગાર ગોપુર છે દક્ષિણ દરવાજાથી થોડે દૂર કાવેરીનો ઘાટ બાંધેલો છે, તેમાં સ્નાન કરીને યાત્રાળુઓ આગળ જાય છે. બીજા કિલ્લામાં બ્રાહ્મણોની વસતી અને બજાર છે. પાંચમા કિલ્લામાં અગ્નિ કોણમાં ચંદ્ર પુષ્કરણી નામનું સુંદર સરોવર છે

ચંદ્રપુષ્કરણી સરોવરની પાસે જ શ્રી મહાલક્ષ્મીજીનું વિશાળ મંદિર, શ્રી રામચંદ્રજીની મૂર્તિ અને વૈકુંઠ ભગવાનનું જૂનું સ્થાન આવેલ છે.

છેલ્લા સાતમા કિલ્લામાં શ્રી રંગજીનું નિજ મંદિર આવેલું છે મંદિરનું શિખર સોનેરી પતરાંથી જડેલું છે. શિખરની ટોચ ઉપર સોનાનો ધ્વજ અને સોનાની વાસુદેવની મૂર્તિ છે.

શ્રી રંગજીના મંદિરની પાછળ એક કૂવો અને મંદિર આવેલ છે, જેની પાછળ પિત્તળનું એક પતરું જમીનમાં દાટેલું છે. ત્યાંથી શ્રી રંગજીના મંદિરના શિખરનાં દર્શન થાય છે. શ્રી રંગજીના મંદિર ઉપર ચાર વેદોના સ્થાને ઉપર ચાર સુવર્ણ કળશ છે. અહીંયાથી થોડે દૂર એક ઊંચી જગ્યાએ એક પથ્થર દાટેલો છે, જ્યાંથી મંદિરના શિખર ઉપરની સોનાની શ્રી વાસુદેવની મૂર્તિ દેખાય છે.

નિજ મંદિરમાં શ્રી રંગજીની કાળા પથ્થરની દશ ફૂટ લાંબી ચતુર્ભુજ મૂર્તિ પાંચ ફેણવાળા શેષ નાગની શય્યા પર શયન કરેલી છે. વક્ષઃસ્થળ ઉપર શ્રી લક્ષ્મીજીની મૂર્તિ છે. તેમની પાસે લક્ષ્મીજી અને પગે પાસે વિભીષણ બેઠેલાં છે. અંદર અંધારું રહેતું હોવાથી દીવો

લઇને દર્શન કરી શકાય છે. મંદિરમાં અયોધ્યાથી શ્રી રામચંદ્ર ભગવાન પાસેથી બિભિષણે આણેલા પુષ્પક વિમાનના દર્શન થાય છે, વિમાન ૐ કારના જેવી આકૃતિનું છે. મંદિરમાં દેવદાસીઓ ગાયન, વાદન અને નૃત્ય કરે છે.

આ પવિત્ર તીર્થ માટે પૌરાણિક કથા એવી છે કે કાવેરી નદીમાં સ્નાન કરીને શ્રી બળદેવજી શ્રી રંગજીમાં દર્શન કરવા ગયા હતા. અહીં શ્રી હરિ કાયમનો નિવાસ કરે છે ચંદ્રપુષ્કરણીમાં સ્નાન કરીને શ્રી રંગજીના દર્શન કરવાથી સર્વ પદાર્થ મળે છે. કાવેરી નદીમા સ્નાન કરી પિતૃઓનું તર્પણ અને શ્રાદ્ધ કરવાથી તેમનો ઉદ્ધાર થાય છે. મહા મહિનામાં કાવેરી અને ચંદ્રપુષ્કરણીમા સ્નાન કરી અહીં રહેવાનું ઘણુ માહાત્મ્ય છે.

શ્રીરંગજીનુ મંદિર સાતમી કે આઠમી સદીમાં બંધાયેલું છે. અગિયારમી સદીમા યમુનાચાર્યના પુત્ર વરરંગસ્વામીએ રંગપુરીમાં શ્રી રામાનુજસ્વામીને લાવીને તેમને શ્રીરંગનાથનું કાર્ય સમર્પણ કર્યું હતુ અને ત્યારથી જ રામાનુજ સ્વામીએ અહીં રહીને પોતાનો મત પ્રસાર્યો હ. અને ૧૧૨૭ માં અહીં જ તેઓ ૧૨૦ વર્ષની વયે દેહાન્ત પામ્યા હતા. શ્રી રંગજી મંદિરનો વહીવટ રામાનુજ સંપ્રદાય તરફથી થાય છે. અહીંનાં રામાનુજ સ્વામીનું મંદિર છે અને તેમાં રામાનુજાચાર્ય, નાથમુનિ અને યમુનાચાર્યની મૂર્તિઓ છે.

## પુદુકોટા

ત્રિચિનાપલ્લીથી માનમદુરાય થઈને ધનુષ્યકોટિ તરફ જતી મેઇન રેલ્વે લાઇન ઉપર આવેલુ પુદુકોટા એ જ રાજસ્થાનનુ મુખ્ય શહેર છે. એની વસતી લગભગ ત્રીસ હજારની છે. શહેરની બાંધણી સુંદર, સડકો પહોળી અને સીધી કાઢીને સામસામે એક સરખા મકાનો બંધેલ છે. જૂનો કિલ્લો તથા રાજમહેલ જોવા જેવા સ્થળો છે. તે ઉપરાંત શહેરના બહારના ભાગમાં ચીફકોર્ટ, જનરલ હોસ્પીટલ, સ્ત્રીઓ માટેની હોસ્પીટલ, કોલેજ અને છોકરીઓ માટેની માધ્યમિક શાળા વગેરેના સુંદર મકાનો છે.

પરસાદના પાણીનો સંગ્રહ કરી રાખવા કેટલાંક તળાવો બાંધેલાં છે, અને પુદુકુલામ ખજાનામાંથી નળો દ્વારા શહેરને સ્વચ્છ પાણી પૂરું પાડવામાં આવે છે.

અહીંયાં વર્ષમાં ત્રણ સમારંભો રાજ્યના અધ્યક્ષપદે યોજાય છે; અને તેમાં દશેરાના સમારંભ પ્રસંગે બ્રાહ્મણોને જમાડવામાં આવે છે અને એક ડોલ ચોખા આપવામાં આવે છે. સંસ્કૃત વિદ્યાર્થીઓની એક પરિષદ ભરાય છે અને વિદ્યાર્થીઓને વિદ્વત્તાનુસાર ઇનામો વહેંચી આપવામાં આવે છે છેલ્લાં દિવસે રાજાની સવારી નીકળે છે અને બધા રસ્તાઓ પર ફરે છે.

## સિથામાવાસલ

પુદુકોટાથી નવ માઈલ આવેલા આ ગામે જવાને વાહનોની સગવડ સારી છે. અહીંયાં એક ટેકરી ઉપર ઇલાદિપટ્ટમ નામથી મશહૂર થયેલી ગુફાઓ આવેલી છે. સાત પગથીઆ ચઢ્યા પછી એક પત્થરની સપાટ બેઠક સાનમ પડે છે એના માટે એવી દંતકથા પ્રચલિત છે કે એ બેઠક પર બેસીને જૈન સાધુઓ પ્રભુ પ્રાર્થના કરતા હતા. આ ગુફામાં એક બ્રાહ્મી શિલાલેખ છે, જે ઇસ્વીસનની પૂર્વેનો માલૂમ પડે છે. ટેકરીના બીજા એક ઢોળાણની બેખડમાં કવચિત માલૂમ પડી શકે એવી રીતે કોરી કાઢેલું એક જૈનમંદિર છે એને પાહ્લાવા કહેવામાં આવે છે. એમાં ત્રણ અંદરના અને બે બહારના ગભારામાં તીર્થંકરોની મૂર્તિઓ છે અને ચંદરવા ઉપર રંગીન ચિત્રો આલેખેલાં છે. એનો બારીક અભ્યાસ કરવાથી અસલના પોશાક, ઘરેણાં તેમ જ સંસ્કૃતિ તથા કલાનો અચ્છો આભાસ મળી શકે છે

## રામેશ્વર

પુરાણ પ્રસિદ્ધ ગંધમાદન પર્વત એ જ મનોરની ખાડીમાં આવેલા રામેશ્વર દ્વીપ પર્યંત ત્રિચિનાપલ્લી ધનુષ્યકોટિ તરફ જતી રેલવે લાઇન પર

પામબન જંકશનથી સાત માઇલ લાગો એક ફાંટો જાય છે રામેશ્વર હિન્દુઓનુ પરમધામ છે અને બાર જ્યોતિર્લિંગ પૈકીનુ એક અહીંયા આવેલુ છે મંદિર સ્ટેશનથી એક માઇલ દૂર અને ખાસ જોવા લાયક છે. ધર્મશાળાઓ ઉપરાંત હજામ વગેરેની દુકાનો ઘણી છે, બળદ ગાડીઓ ભાડેથી મળી શકે છે

રામેશ્વરની વસતી આશરે બે હજારની છે વસતીનો મોટો ભાગ બ્રાહ્મણોનો છે, તેમા બાર ઘરો પંડ્યાના છે

પામબન જંકશન છોડ્યા પછી જે ખારા પાણીથી આ ટાપુ અલગ પડેલો છે, તે ખારા પાણી વચ્ચે લાંબો લોખંડનો પુલ બાંધેલો છે પુલના ખાસા ખારા પાણી હેઠળની કડી ઉપર બેસાડેલા હોઈ પુલ પરથી આગગાડી પસાર થાય છે ત્યારે બહુ જ થથરાટ થાય છે પુલ બંધાયો ન હતો ત્યારે યાત્રાળુઓ વહાણો દ્વારા જતા હતા

મંદિર ખૂબ વિશાળ અને પત્થરનુ બાંધેલુ છે દીવાલ, થાંભલા ચોતરા, છત વગેરે લાંબી લાંબી શિલાઓ ઘડીને બાંધેલા છે. તોરણો ચૂનાગરચીનો બનાવેલ છે મંદિર આઠસો વર્ષનુ જુનુ કહેવાય છે અને સુમારે પા એક ચોરસ માઇલના ઘેરાવામા છે મંદિરનુ ભંડોળ રોકડ, દરદાગીના અને સોનારૂપાના વાસણો વગેરે મળીને એક કરોડનુ અંદાજ છે રામનદના રાજાના અધ્યક્ષ પદ તળે નિમાયેલી એક સમિતિ તેનો વહીવટ કરે છે

મંદિરથી એકાદ ગાઉ દૂર મશહૂર રામ ઝરૂખો આવેલો છે એ સડકથી ઘણો ઊંચો બાંધેલો છે કેટલાક પગથીઆં ચડીને ઉપર જતા રામપાદુકાઓ બેસાડેલુ મંદિર આવે છે મંદિરની ઉપર અગાશી બનાવેલી છે. આ અગાશી પરથી આખો પામબન ટાપુનો રળિયામણો પ્રદેશ, નારિયેળી તથા તાડના ઊંચા વૃક્ષોનાં ઝૂંડો અને બગીચા તથા સિંધુ મહાસાગરનુ સુંદર દૃશ્ય જોવા મળે છે બીજી દિશામાં રામ લક્ષ્મણ અને સીતા નામના મોટા કુંડો આવેલા છે

દર શુક્રવારે રાત્રે રામેશ્વરના મંદિરમા પાલખી કાઢવામા આવે છે

એ પ્રસંગે શિવ પાર્વતીની મૂર્તિઓને સોનાની પાલખીમાં પધરાવી તથા એક હાથીને શણગારી શરણાઈ વગેરે વાદ્યોના મધુર સ્વરો અને રણકાર વચ્ચે મંદિરની પ્રદક્ષિણા કરાવવામાં આવે છે.

## મન્ડાપમ

ત્રિચિનાપલ્લીથી ધનુષ્કોટિ તરફ જતી મુખ્ય રેલવે સડક પર રામેશ્વરમની ઉત્તરે બાર માઇલ ઉપર આવેલું આ સ્થળ સમુદ્રસ્નાન અને હવા પાણી માટે સારું અને સમતોલ ગણાય છે.

સિલોન જવા માટે ધનુષ્કોટિ તરફ જતાં પહેલા અને બીજા વર્ગના ઉતારુઓ સિવાય પાસપોર્ટ વિનાના મુસાફરોને અહીંયાં રોકવામાં આવે છે. અમુક દહાડા સેગ્રીગેશન કેમ્પમાં રાખ્યા પછી પ્રવાસ કરવાની પરવાનગી આપવામા આવે છે.

## મદુરા

ધનુષ્કોટિથી ત્રિચિનાપલ્લી તરફ જતી રેલવે સડક પર આવેલાં માનમદુરાઇ જંકશનથી બદલીને મદુરા જવાય છે મદુરા દક્ષિણ હિન્દનું 'એથેન્સ' તરીકે ઓળખાય છે. મદ્રાસ ઇલાકામાં સૌથી મોટા ગણાતા શહેરોમાં એનું સ્થાન બીજું આવે છે. અને વસતી ૧,૮૨,૦૦૦ની અંદાજ છે. અતિ પ્રાચીનકાળથી ઉત્તરોત્તર હિન્દુ રાજવંશો-પાંડય વગેરેનું પાયતખ્ત બનવાની કીર્તિ સંપાદન કરેલી હોઇ હજુ પણ કાળ જૂના સમયની જાહોજલાલીની નિશાનીઓ સાબૂત સચવાઇ રહેલી છે. ગગનચુંબિત અલૌકિક મિનાક્ષી દેવીનું મંદિર, તિરમલ નાયકના મહેલનું અદ્વિતીય ચણતર કામ ખાસ જોવા જેવાં છે. અહીંયી રેલવેનો એક ફાંટો બોડિનાયકાનુર તરફ જાય છે.

શહેરના મકાનો મોટે ભાગે બે મજલાવાળા, રસ્તા પહોળા, સ્ટેશન પર રિટાયરીંગરૂમ અને હિન્દુ રિફ્રેશમેન્ટની સારી સગવડ કરેલી છે. શહેરમાં ધર્મશાળાઓ તથા લોજીંગ બોર્ડિંગ-રહેવાની સગવડ વગેરે હોઇ હરેક જાતનાં વાહનો મળી શકે છે.

ઉત્તર હિન્દમાં જેનું માહાત્મ્ય કાશીનું છે તેવું જ માહાત્મ્ય દક્ષિણ હિન્દમાં આ શહેરનું છે. મદ્રાસ ઇલાકામાં અસ્પૃશ્યતા બહુ રૂઢ માલૂમ પડે છે. અંત્યજ વર્ગ મંદિરમાં પ્રવેશ કરી શકતો નથી. મંદિરના ગભારામાં દ્વિજ પણ દાખલ થઇ શકતો નથી. માત્ર પૂજારી જ પ્રવેશ કરી શકે છે.

પરંતુ સમય સમયનું અદ્દ્ભુત કામ થયા કરે છે. હમણાં જ હરિજન ઉદ્ધાર અને અસ્પૃશ્યતા નિવારણ માટે આજન્મ અવિરત યત્ન કરી રહેલા મહાત્મા ગાંધીજીના પ્રતાપથી એ અસ્પૃશ્યતાનું કલંક ધોવાઇ ગયું છે. મહાત્માજી હરિજનોની સાથે મિનાક્ષી દેવીના દર્શન કરી આવ્યા છે અને સર્વને દર્શન કરવાની છૂટ અપાઇ છે.

મિનાક્ષી મંદિરનું બાંધકામ બહુ ઊંચું અને જબરું હોઇ પુરાતન હિન્દી કારીગીરી અને શિલ્પકળાના નમૂનાઓનો સાપેક્ષ પૂરાવો છે. તેનાં ગગનચુંબી ગોપુરો અને તેમના પર કરેલી અદ્દ્ભુત કારીગીરી, ભીંતપર આવેલાં રામાયણ, મહાભારતના આકર્ષણો, મોટા પત્થરોમાંથી નકશી કરીને બનાવેલી દેવદેવીઓની મોટી મૂર્તિઓ અને મંદિરની વિસ્તીર્ણતા તથા તળાવો, દુકાનો વગેરેની અંદર કરેલી વ્યવસ્થા નિહાળીને યાત્રાળુઓ ખરેખર દિંગ બની જાય છે. એપ્રિલ–મે મહિનામાં મોટા ચિત્રા ઉત્સવ પ્રસંગે રેલમાર્ગે સવા લાખ યાત્રાળુઓ બહારથી આવે છે.

તિરુમલનાયકનો મહેલ કડિયા કામનો અજોડ નમૂનો છે અને સુમારે ત્રણસો વર્ષ પર બંધાવેલો હોવા છતાંય હજુ સંપૂર્ણ આબાદ છે. ત્રીસેક ફૂટ ઊંચાઇના જબરજસ્ત થાંભલા, વીસેક ફૂટ લંબાઇની ગોળ કમાનો, બેથી ત્રણ ફૂટ જાડાઇની નક્કર, મજબૂત ભીંતો માત્ર પ્રવાસીઓને જ નહીં પરંતુ ઇજનેરોને પણ છક્ક કરી નાખે છે. સંબંધ મહેલ પર કાંકરેટની ગચ્ચી બનાવેલી છે. ફાટ કે તરડ વિના જેવી ને તેવી હજુ ય સાબૂત માલમ પડે છે. મહેલના બહારાહી હોલો અને વરંડાઓ જિલ્લાની આફિસો માટે હાલ વપરાય છે.

મદ્રાસ ઇલાકામાં બ્રાહ્મણ વર્ગનું પ્રાબલ્ય છે, હોવાથી યાત્રાના સ્થળોએ દર વર્ષે મોટા ઉત્સવો ઊજવવામાં આવે છે અને દેવની મૂર્તિઓને પાલખીમાં કે લાકડાના નાના નાના ઘોડાઓ જોડેલા રથમાં બેસાડીને બહેરની સડકો પર ફેરવવામાં આવે છે અથવા તો તળાવ કે નદી પર લઇ જઇ રંગબેરંગી દીવાઓથી શણગારેલી હોડીમાં બેસાડી તળાવ કે નદીમાં ઉત્સર્ગ કરવામાં આવે છે. અને આરતી વગેરે કરી દારૂખાનું ફોડવામાં આવે છે, મદુરામાં એવો ઉત્સવ જાન્યુઆરી મહિનામાં મારિયમ્મન ટેપ્પકુલમ નામના તળાવમાં દર વર્ષે ઊજવવામાં આવે છે

અહીં દશેક હજાર વણકરો હાથસાળો પર જરીના સેલા-સાડી વગેરેનું વણાટ કામ કરીને ઠીક રોજી પેદા કરે છે, આ સિવાય ધાતુ પર નકશી કામ, રંગાટકામ, ગાલીચાકામ વગેરે વખણાય છે સૂતર કાંતવાની ચાર પાંચ મિલો, સાબુ બનાવવાના પાંચ છ કારખાનાં, હોઝીયરી-મોજાં બનાવવાની મિલ વગેરે હોઇને લોકો ખાવામાં હાથ ઘાણીનું પીલેલું તલનું તેલ વાપરે છે તાડીનું વ્યસન જનતામાં સિત્તેર ટકા હોવાનું કહેવાય છે

મદુરાથી બાર માઇલ દૂર આવેલી એક ટેકરીની તળેટીમાં અલાગાર કોઇલ નામનું વૈષ્ણવોનું મંદિર આવેલું છે. એ પણ ખાસ જોવા જેવું છે

મદુરામાં સદીઓથી આવી વસેલા ગુજરાતીઓ તથા મહારાષ્ટ્રીઓ હજુ પણ ભાંગી તૂટી ગુજરાતી-મહારાષ્ટ્રીય ભાષા બોલે છે

## પાલની

મદ્રાસથી ત્રિવેન્દ્રમ તરફ જતી એસ આઇ રેલ્વેના ડિંડિગલ જંકશન થઇને પોદનુર જંક્શન તરફ જતા રેલ્વે ફાંટા પર આવેલું છે અને યાત્રાના ધામ તરીકે પ્રસિદ્ધ છે પાલનીની સુન્દર ટેકરી ૪૫૦ ફૂટ ઊંચી છે. તેના મથાળે મંદિર બાંધેલું છે એ મંદિર ચેરા રાજ્ય કાળમાં બંધાયેલું હોવાનું જણાવાય છે. ઘોડાની પીઠ પર ચીતરેલી

ચેરા રાજાની તસવીર મંદિરની ઉત્તર દિશાની દીવાલ પર નજરે પડે છે. મંદિર ઘણું જૂનું લેખાય છે અને ત્યાંથી આસપાસનું સુંદર દશ્ય જોઇ શકાય છે.

ટેકરી પર પથ્થરના પગથિયાં બાંધેલાં છે અને અશક્ત યાત્રાળુઓ માટે ખુરશીઓવાળી ડોળીઓ મળી શકે છે, સ્ટેશન પાસે વાહનો મળી શકે છે અને હોટલો તથા ધર્મશાળાઓની સારી સગવડ છે. માર્ચ–એપ્રિલમાં ફાલ્ગુની ઉત્સવ પ્રસંગે હજારો લોકોનો ત્યાં જમાવ થાય છે. મંદિર સ્ટેશનથી એક માઇલ દૂર છે.

## ડિંડિગલ

મદ્રાસથી ત્રિવેન્દ્રમ તરફ જતી મુખ્ય રેલવે સડક પર આવેલું જંકશન સ્ટેશન છે; અને અહીંથી એક ફાંટો પોદનુર જંકશન સ્ટેશને થઇને જલારપેટથી મેંગલોર તરફ જતી પહોળા માપની રેલવે સડકને મળે છે.

ડિંડિગલની વસતી સુમારે ૪૪૦૦૦ ની છે અને દક્ષિણ હિન્દુસ્તાનમાં એક અગત્યનું વેપારી મથક છે. મેઇનરોડ તથા બજારરોડ નામની સડકો પહોળી હોઇ શહેર સ્વચ્છ માલૂમ પડે છે. સ્ટેશન પાસે મ્યુનિસિપાલિટી તરફથી મુસાફરો માટે ધર્મશાળા તથા ડાક બંગલાની સારી સગવડ છે.

શહેરના છેવાડા પર એક ખડક ઉપર જૂનો કિલ્લો છે. એની ઊંચાઇ જમીનની સપાટીથી ૨૮૦ ફૂટ છે અને ઉપર ચડવાના પગથિયાં ખડકમાંથી જ કોરી કાઢેલાં છે. કિલ્લાની અંદરનો વિસ્તાર વિસ્તીર્ણ હોઇ સૌથી ઊંચી જગ્યા પર મૂર્તિઓ વિનાનું મંદિર માલુમ પડે છે. આ મંદિર દિવસે દિવસે ઠર્ણ થતું ચાલ્યું છે. કેટલાક ખંડિયેર મકાનો તેમજ એક બે દારૂગોળાના કોઠાર તેમજ એક બુરજ પર બે તોપો અવશેષ રૂપે નજરે પડે છે. કિલ્લા ઉપરથી શહેરનો દેખાવ રમણીય લાગે છે. એ કિલ્લા પર ઘણા ઘેરા ઘલાયા હતા. સને ૧૭૮૩ ની સાલમાં ટિપુ સુલતાન પાસેથી અંગ્રેજોએ આ કિલ્લો લઇ

લીધો હતો અને સને ૧૭૯૨ માં ખાલસા કર્યો હતો.

સીગાર, લોખંડની તિજોરીઓ, તાળાઓ વગેરે બનાવવાનો અહીં મોટો ઉદ્યોગ ધમધોકાર ચાલે છે. ચામડાં કમાવવાના ઘણા કારખાનાઓ પણ અહીં આવેલાં છે.

## કોડાય કનાલ

મદ્રાસથી ત્રિવેન્દ્રમ તરફ જતી મુખ્ય રેલવે સડક પર કોડાય-કનાલરોડ સ્ટેશન આવે છે અને ત્યાંથી મોટર બસ દ્વારા કોડાય-કનાલ જવાય છે. સ્ટેશન પાસે મુસાફરો માટે ડાક બંગલાની સગવડ છે અને ત્યાંથી કોડાય કનાલ પચાસ માઇલ થાય છે. લગભગ સાત હજાર ફૂટ ઊંચાઇના પહાડની ઉપર અતિ ખૂબ સૂરત અને રમણીય જગ્યા પર એ વસેલું છે અને ચારે તરફ આવેલી ટેકરીઓ અને હરિયાળીથી મનોરંજક માલૂમ પડે છે. ઉનાળામાં હવાફેરનું મથક છે અને ભીડથી ઓછા ખરચે અહીંયાં રહી શકાય છે.

કોડાયકનાલ તરફ જતાં વચ્ચે ત્રીસ માઇલનો ઘાટ ચઢવો પડે છે ઘાટ ઘણો ઊંચો અને ચઢાવ બહુ સખત છે. સડકની એક તરફ ઊંડી ખીણોનો ઢોળાવ અને બીજી બાજુ ઊંચા ડુંગરો આવેલાં છે. પહાડ વિવિધ પ્રકારની વનસ્પતિથી ભરચક છે. ખીણો તથા ડુંગરોના ઢાળ ઉપર નારિયેળી, સોપારી તેમજ કેળાંની પુષ્કળ પ્રમાણમાં બાગા યતી માલમ પડે છે. કોડાયકનાલનુ સૃષ્ટિસૌન્દર્ય અદ્ભુત છે. સડકના આડા અવળા સખત વળાણ ઉપરથી સર્પાકારે ચઢતી મોટરમાંથી નજરે પડતા દશ્યોથી મુસાફર આશ્ચર્યચકિત થઇ જાય છે.

અહીંયાં શાકાહારી માટે લોજીંગ બોર્ડિંગગૃહની સગવડ સારી છે. અંગ્રેજી ઢબની હોટલો પણ છે. આ ઉપરાંત બજારમાં ભાડેથી જગ્યા તથા મોસમ માટે કમમાં કમ અનુસાર રુચિમાના ભાડાથી બંગલો મળી શકે છે. ભાડાથી અપાતા બંગલાઓની તપસીલ મ્યુનિસિપાલિટી તરફથી રાખવામાં આવે છે. અહીં વરસાદ એકંદર ૨૫ થી

૩૦ ઈંચ પડે છે અને નવેમ્બર, ડિસેમ્બર, જાન્યુઆરીમાં સખત ઠંડી રહે છે. બન્ને ઋતુઓમાં ધૂમસ રહે છે.

રમત ગમત માટે કોડાય કલબ, બોટીંગ કલબ, અને ગોલ્ફ કલબ છે. પાણીના ધોધો, સુંદર તળાવો, બગીચા, ઓબઝરવેટરીઓ–વેધશાળાઓ સુબ્રહ્મનિયર કોવિલ–મંદિર વગેરે જોવા લાયક સ્થળો છે. મુસાફરો માટે એક ડાક બંગલો આવેલો છે.

સુબ્રહ્મનિયર કોવિલ બજારથી સુમારે એક માઈલ દૂર આવેલું છે; અને ત્યાંથી પાલનીનું મંદિર વગેરે દૂરના દેખાવો નીરખી શકાય છે. ઓબઝર વેટરી–વેધશાળા શુક્રવારે સવારે દશ વાગે વિઝીટરો માટે ઉઘાડી રાખવામાં આવે છે; એ સુમારે ત્રણેક માઈલ દૂર એક ઊંચી ટેકરી ઉપર બાંધેલું છે. એની આસપાસ સુંદર બગીચો બનાવેલો છે. પીલર રૉક વેધશાળાથી એક માઈલ દૂર આવેલ છે. વેધશાળાથી પાછા ફરતાં વૉટર વર્કસ તરફ જવાનો ફાંટો ફૂટે છે. એ ત્યાંથી બહુ દૂર નથી.

પાણીનો મુખ્ય ધોધ કોડાયકનાલ રોડ પર આવેલો છે અને તે આવતા જતા મોટરબસમાંથી જોઈ શકાય છે. અમેરિકન ચર્ચ પાસેથી જતી નીચલી સડક પર પ્રથમ પાર્ક–બગીચો અને તળાવ આવે છે અને આગળ જતા ફેરી નામનો નાનો ધોધ આવે છે. અમેરિકન ચર્ચ પાસે થઈને ઉપર જતી સડક કોકસવોક નામથી ઓળખાય છે અને એ પરથી ખીણના સુંદર દૃશ્યો નિહાળી શકાય છે. અહીંયાં છેડા પર એક જગ્યાએ થાક ઉતારવા અને બેસવા માટે બાંકડો ગોઠવેલો છે. અનેક તરેહના અને વિવિધ રંગના પુષ્પછોડો તથા પામ, સિલ્વરરોપ્સ, સરૂ વગેરે ઊંચા વૃક્ષો અને ઊંચી નીચી ટેકરીઓ ચારે તરફ આવવાથી કાશ્મીરનું સ્મરણ સહજ જ થઈ આવે છે. પોસ્ટ તથા તાર ઑફિસ અને મારકેટ બજાર પણ પાસે જ છે.

તળાવનો ઘેરાવો બહુ મોટો છે અને તેને ફરતી સડક બાંધેલી છે. ચારે તરફ ઊંચી હરિયાળી ટેકરીઓ આવેલી છે અને તે ઉપર

સુંદર બંગલાઓ બાંધેલા છે. કાર્લટન હોટલ અને બોટિંગ કલબ પણ અહીં આવેલ છે. તળાવનું સુંદર દૃશ્ય નૈનિતાલના તળાવ સરખો આભાસ આપે છે. તળાવને ફરતી આવેલી સડકની એકંદર લંબાઇ ત્રણ માઇલ કરતા વિશેષ છે, છતાં ય પગ પાળે ચાલનારને કંટાળો કે થાક લાગવાને બદલે બહુ આનંદ આ ને મજા પડે છે અને મન પ્રફુલ્લ થાય છે.

## તેનકાશી

ત્રિવેન્દ્રમ તરફ જતી મુખ્ય રેલવે સડકપર આવેલું છે, અને વસતી ૨૭૦૦૦ની લેખાય છે. આ એક રેલવે જંક્શન છે અને અહીંથી એક શાખા મનિયાર્ચી તરફ જાય છે.

કૌતાલમ ધોધ તેનકાશીથી ત્રણેક માઇલ પર આવેલી વૃક્ષોથી ભરચક ટેકરીઓ પરથી પડે છે. સડકની બન્ને દિશાઓમાં આળાં જગલો આવેલા છે. એથી આ સ્થળ રમણીય અને સુંદર લાગે છે અને બંગલાઓ વગેરે કિફાયત ભાડાથી મળી શકે છે. સ્ટેશન પર વાહન મળી શકે છે

આ સ્થળ કાશી જેવું ગણાય છે અને મોટું કોતરણી કામ વાળું મંદિર ધોધ પાસે આવેલું છે. તે તીર્થ નગીકે વિખ્યાત થયેલું છે. પાણીનો ધોધ ઊંચા ટેકરી પરથી નીચેની ટેકરીના પાછલા ભાગપર એક ધારામા પડીને ત્યાંથી ત્રણ ધારામા શરૂ થઇ જમીનની સપાટી પર હેઠળના ખડામા પડે છે. અહીં ધોધની બરાબર નીચે એક નાનો સરખો પુલ બાંધેલા છે અને તેના પર લોકો ઊભા રહીને સ્નાન કરે છે. તથા અમુક રોગો એથી દૂર થાય છે એમ માને છે. ધોધનું પાણી ખડકવાળી જમીન પરથી ખડખડાટ કરતું વહેતું જાય છે અને એ ઝરણાં પર યાત્રાળુઓ માટે સુંદર ધર્મશાળાઓ બાંધવામાં આવેલી છે.

ધોધનો આરંભ જે ટેકરીના મથાળાથી થાય છે તે ટોચ પર્યંત

હોય ખડતલ મુસાફર જ જઇ શકે છે અને ટેકરીના પાછળના ભાગ જ્યાંથી ત્રણ ધારામાં પડે છે. ત્યાં સુધી ચડતા પણ અનેક મુશ્કેલીઓ અને વિટંબણાઓ સહન કરવી પડે છે. આમ છતાં ય ઉપર પહોંચતા જે આહ્‌લાદક દૃશ્ય જોઇ શકાય છે તેથી કષ્ટ અને થાકનો ખંગ વળી જઇને મુસાફરને પરમ શાંતિ અને સંતોષ મળે છે.

## તિનેવેલી

તેનકાશીથી મનિયાચિં જતી રેલવે સડક પર જંકશન સ્ટેશન હોઇ તિનેવેલી જિલ્લાનું મુખ્ય શહેર છે. અહીંથી રેલવેનો એક ફાંટો તિરુચેંડ્યુર તરફ જાય છે. તામ્રપર્ણી નદીના કાંઠા પર વસેલા આ શહેરની વસતી ૫૭૦૦૦ની છે. લોકોનો મોટો ભાગ હિન્દુઓનો અને વટલેલા ખ્રિસ્તીઓનો છે.

શહેરમાં એક હિન્દુ કોલેજ છે. જોવા જેવાં સ્થળોમાં સોળ વિઘાં જમીનમાં વિસ્તરેલું એક શિવાલય છે, આ વિશાળ વિસ્તારના અરધા ભાગમાં શિવનું મંદિર છે, અને અરધા ભાગમાં પાર્વતીજીનું મંદિર આવેલું છે. આ બદદ્ શિવમંદિરની ચારેબાજુ મોટો ઊંચો કોટ બાંધેલો છે. અંદર તેપ્પકુલમ અથવા મોટું તળાવ આવેલું છે. આ તળાવમાં નાવ પણ ચાલે છે.

અહીંયાં વળી એક સહસ્ર સ્તંભમંડપ પણ છે. આ મંદિરની સ્થાપના મદુરાના શ્રીવિશ્વનાથ નાયકે કરી હોવાનું કહેવાય છે.

અહીં નજીકમાં જ એક વખતનું લશ્કરી છાવણીનું ગામ પાલમ-કોટા આવેલું છે; ને એની વસતી અઢાર હજાર ઉપરાંતની છે. પાલમ-કોટાથી ૨૯માઇલ ઉપર તામ્રપર્ણી નદીના ઝરણના ધોધ પાસે નાશન ગામ છે. અહીંયાં તામ્રપર્ણી નદી પહાડ ઉપરથી એંશી ફૂટ નીચે પડે છે. આ ધોધ પાસે એક મંદિર છે. તામ્રપર્ણી નદીમાં સ્નાન કરવાથી બ્રહ્મ લોક મળે છે. એવું માહાત્મ્ય શિવપુરાણમાં કહેલું છે.

કેપકોમોરિન અથવા કન્યાકુમારીની ભૂશિર તરફ પણ અહીંથી જઇ શકાય છે અને મોટરબસો રોજ દોડતી રહે છે. એ સડકે પચાસ

નાઇન અને નાગરકોઇલના રસ્તે આ ગાઇડ એ દૂર આવેલ છે પોતાદ્રી, લંબો નાનાયણુ અને છોટા નાનાયણુ નામના તીર્થો વચ્ચે આવે છે.

ગટેર સ્વચ્છ અને ગેજમાન ધાકતો છે

## કેપકોમોરિન કે કન્યાકુમારી

હિંદુસ્તાનની છેક દક્ષિણે હિન્દી મહાસાગર પર તિરૂવાકુર અથવા ત્રાવણકોર રાજસ્થાનમા આવેલુ છે અને તિનેવેલી અથવા ત્રાવણકોર રાજસ્થાનની રાજધાની ત્રિવેન્દ્રમથી જતા મોટરી માર્ગ પર નાગરકોઇલ થઇને અનુક્રમે ૬૦ તથા ૫૪ માઇલ થાય છે ત્યા આવવા જવાને દરરોજ મોટરગાડીઓ દોડે છે. સડકની બન્ને બાજુ નારિયેળી, સોપારી, કાજુ, કેળા આદિ વૃક્ષાના મોટા મોટા બગીચા અને સળગ વસતી જોઇને તથા સારાયે પ્રદેશનુ સૃષ્ટિસૌન્દર્ય અને મનોરંજક દૃશ્યો નિહાળીને મુસાફર ખુશ ખુશ થઇ જાય છે

સ્થળ અતિ શાત અને મનોહર છે વસતી થોડી અને તે ખ્રિસ્તી માછીમારો તેમજ મંદિર પાસે વસતા બ્રાહ્મણ વર્ગની છે. સમુદ્ર કાઠે ત્રેતા ને પૂર્વ નાગો છે દક્ષિણમા હિન્દી મહાસાગર, પશ્ચિમમા અરબી સમુદ્ર અને પૂર્વમા બંગાળનો ઉપસાગર આવેલ છે. દરિયામાં નિર્ભયતા સાથે સ્નાન કરી શકાય એ માટે અનુકરણીય ગોઠવણુ કરેલી છે—ત્રીમા નાગા લાગા ચોતરાઓ ચણેલા છે અને નજીકમા ધર્મશાળા તથા ડાક બંગલાની સગવડ કરવામા આવેલ છે

આ સ્થળ પર જ શ્વેત સંગેમરમરની કન્યાકુમારીની ભવ્ય અને અતિ તેજસ્વી મૂર્તિવાળુ મંદિર આવેલુ છે દેવીના હાથમાં રુદ્રાક્ષની માળા અને માથે મુકુટ છે મૂર્તિ ઊભેલી અને નવેક ફૂટ ઊંચી છે. કાવેરી નદીમા સ્નાન કરી સાગર કાંઠે જઇ કન્યાકુમારીના દર્શન કરવાથી સંપૂર્ણ પાપ નાશ પામે છે એવુ મહાભારતમા માહાત્મ્ય કહેલુ છે

આ મંદિરના પ્રવેશ દ્વાર સામે સુમારે સાઠ ફૂટ પહોળાઈની સડક

કાઢેલી છે અને સમાંતર બન્ને બાજુ પૂજારી તથા બ્રાહ્મણોના સામસામા ઘરો બાંધેલાં છે અને સડક જ્યાં પૂરી થાય છે ત્યાં આગળ ઉપર ધર્મશાળામાં જવાના પગથિયાં બાંધેલાં છે.

કન્યાકુમારીનું ખાસ વિશેષત્વ તો એ છે કે તેની દક્ષિણ, પૂર્વ અને પશ્ચિમ બાજુ સમુદ્રો આવેલા હોવાથી નિત્ય પ્રભાતે અને સંધ્યાકાળે-સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે ક્ષિતિજ ઉપર દષ્ટિગોચર કરતાં અવનવા અને અલૌકિક દશ્યો, પાણીમાં દેખાતા નાના પ્રકારના પ્રતિબિંબો અને સૂર્યાસ્ત પછી નજરે પડતું સૂર્યમંડળનું ભ્રમણ મુસાફરોને ખરેખર મંત્રમુગ્ધ બનાવી મૂકે છે. હિન્દુસ્તાનમાં કન્યાકુમારીનું જ સ્થળ એવું છે કે જ્યાંથી સૂર્યોદય અને સૂર્યાસ્ત બન્ને સમયના દશ્યો ક્ષિતિજ પર નિહાળી શકાય છે.

## ત્રિવેન્દ્રમ

મદ્રાસ ઇલાકાના જૂના અને મોટા ત્રાવણકોર રાજસ્થાનની રાજધાનીનું શહેર છે; અને મદ્રાસથી ત્રિવેન્દ્રમ જતી રેલવે લાઇન પરનું ટર્મીનસ સ્ટેશન છે. સ્ટેશન પર રહેવા ખાવા રિટાયરીંગ રૂમો અને રિફ્રેશમેન્ટની તેમ જ શહેરમાં હોટેલો અને ધર્મશાળા વગેરેની સારી સગવડ છે.

શહેર લાંબી પહોળા અને મોળા ચોગ્સ માઇલના વિસ્તારમાં વસેલું છે અને ૯૬૦૦૦ ની વસતીવાળું છે. શહેરની સડકો પહોળી અને સ્વચ્છ છે. પ્રદેશ ડુંગરાળ અને ઊંચા ઊંચા નારિયેળી, સોપારી આદિ વૃક્ષોથી રમણીય માલૂમ પડે છે. રિક્ષા આદિ વાહનો મળી શકે છે.

ત્રાવણકોરનું રાજસ્થાન જેનું હોઈ મદ્રાસ ઇલાકાના દેશી રાજ્યો પર દેખરેખ રાખનાર ગવર્નર જનરલનો એજંટ રેસિડન્ટ રાજધાની ત્રિવેન્દ્રમમાં રહે છે. ગામ અને કિલ્લો નિચાણમાં છે. એક પર્વત ઉપર મહારાજાનો રાજમહેલ છે.

ત્રિવેન્દ્રમના કિલ્લાની અંદર અનંત શયનમ શ્રી પદ્મનાભનું મોટું મંદિર આવેલું છે. આ પદ્મનાભ રાજકુટુંબના કુળદેવ છે.

ત્રિવાકુર–ત્રાવણકોર રાજ્યના પ્રખ્યાત ગત મહારાજા માર્તંડવર્માએ આ રાજસ્થાન હતી લઇને અઢારમી સદીમાં શ્રી પદ્મનાભ દેવને અર્પણ કરી દીધું છે એ અને એના રાજવંશો શ્રી પદ્મનાભ પ્રભુના આજ્ઞાકિત સેનક તરીકે ગજ્યકારોબાર ચલાવતા આવ્યા છે વર્ષમાં બે પ્રસંગે દેવની મૂર્તિને રાજાના અગ્રપદ તળે અને ગજ્યના ઠેરા સાથે સવારી કાઢીને સમુદ્ર કાંઠે લઇ જવામાં આવે છે, અને છ વર્ષે એક વખત ખુરાજાપમ નામનો મોટો ઉત્સવ ભારે ઠાઠમાઠથી ઊજવવામાં આવે છે. આ ઉત્સવ છપ્પન દિવસપર્યંત ચાલુ રહે છે અને લાખોનો ખરચ કરવામાં આવે છે છેવટે દહાડે એક લાખ દીવાઓનો ઝગમગાટ કરીને પૂર્ણાહુતિ કરવામાં આવે છે

શહેરમાં જોવા જેવા સ્થળોમાં ન્યાઝેરબાગ નેપિયર મ્યૂઝિયમ, પ્રાણીસંગ્રહાલય વેધશાળા, હાઇકોર્ટ, પુસ્તકાલય, આર્ટ્સ, સાયન્સ, ટ્રેઇનિંગ, લો, સ્ત્રીઓ માટેની કોલેજ, વાચિયુટુરની એસ એમ વી સ્કૂલ, સ્કૂલઓફઆર્ટ્સ, ગેટ ગેસ્ટ હાઉસ, હજૂર કચેરી વગેરે મકાનો છે વસતીનો મોટો ભાગ–સુમાર પચાસ ટકા ભાગ અંગ્રેજી ભણેલો છે અહીંની કેળવણીની સંસ્થાઓ અને હોસ્પીટલો દક્ષિણ હિન્દની સારામાં સારી સંસ્થાઓની તુલનામાં ઊભી રહી શકે તેવી છે સમુદ્ર કાંઠો બે એક માઇલ દૂર છે ત્યાં માનની ચડ ઊતર માટે લાંબો પુસ્તો બાંધેલો છે

ત્રાવણકોર રાજસ્થાન હિન્દુસ્તાનની છેક દક્ષિણ–પશ્ચિમે અરબી સમુદ્ર પર મલબાર કાંઠે આવેલ છે અને અતિશય રસાળ છે, અહીંના મનવારી લોકો મલયાલમ ભાષા બોલે છે મલબારનો પ્રદેશ પશ્ચિમ ઘાટના ઊંચા ઊંચા હરિયાળા પહાડો અને ઊંડી ગેડી ખીણોની વનશ્રીથી ભરપૂર છે અનેક નદી, નાળાં, ખાડીઓ, વગેરે આવેલા હોવાથી સારો યે દેશ ખૂબ ખૂબ રમણીય અને મનોરંજક લાગે છે, અને કાશ્મીરનું સૃષ્ટિસૌંદર્ય દૃષ્ટિ સમક્ષ ખડું થાય છે અનેક જાતના કરિયાણા, વસાણા આ રાજસ્થાનના પ્રદેશમાં–જંગલોમાં થાય છે.

વટલેલા ખ્રિસ્તીઓનું પ્રમાણ વધારે માલમ પડે છે.

અહીંયાં સૂતર કાંતવાની અને વણવાની એક મિલ પણ છે.

## અલપ્પઇ અથવા એલેપી

ત્રાવણકોર સંસ્થાનમાં અરબી સમુદ્ર પર મલબાર કિનારે આવેલું છે. ક્વીલોનથી સ્ટીમ લોંચમાં બેસીને ખાડી માર્ગે અથવા મોટરબસ દ્વારા જમીન માર્ગે અહીં જઇ શકાય છે. જમીન માર્ગે–સડકની બન્ને બાજુ ખીચોખીચ નારિયેળી અને સોપારી વગેરેની સામ સામે વાડીઓ આવેલી હોવાથી સૂર્યકિરણો પણ આવરાઇ જાય છે, અને ચારે તરફ હરિયાળી દષ્ટિગોચર થાય છે. કોઇ કોઇ જગ્યાએ ખુલ્લો દરિયો પણ દેખાય છે અને મંદમંદ વાયરાની લહેરો શરીરને સ્પર્શીને મનને અત્યંત પ્રફુલ્લિત કરી મૂકે છે. સડક પર પાંખી વસતી આવતી હોઇ વચ્ચે વચ્ચે ગામડાંઓ નજરે પડે છે.

શહેરની વસતી સુમારે છપ્પન હજારની ગણાય છે અને તેમાં હિન્દુઓનું પ્રમાણ મોટું માલૂમ પડે છે. મકાનો બહુધા બેઠા ઘાટના છે. ત્રણેક સડકોની મધ્યોમધ આવેલી ખાડીઓની બન્ને બાજુના રસ્તાઓ પર વેપારી વર્ગના કારખાના તેમજ ગોદામો વગેરે આવેલાં છે; અને છેટે છેટે સાંકડા પુલો બાંધેલા છે. આ ખાડીઓ અને તેની શાખાઓ દ્વારા દૂર દૂરના અંદરના પ્રદેશો સાથે આયાત, નિકાસ વ્યાપાર તથા લોકોનો અવરજવર હોડકાં, હોડી કે બોટ વગેરે મારફત ચાલે છે અને બહારના પ્રદેશ સાથે વહાણો તથા આગબોટો મારફતે સમુદ્ર માર્ગે ચાલે છે. સમુદ્ર કિનારો રેતાળ હોવાથી લાંબો પુસ્તો બાંધીને માલ રાખવા માટે રાજ્ય તરફથી બંદર ઉપર મોટા ગોદામો બાંધેલાં છે; અને ટ્રોલી ગબડી શકે તેના માટે બન્ને વચ્ચે પાટા ગોઠવી દીધેલાં છે. આગબોટ પુસ્તાથી બહુ દૂર ઊભી રહે છે અને માલની ચડઊતર મછવાઓ દ્વારા પુસ્તા પરથી કે રેતીમાંથી થતી રહે છે. બંદર ખુલ્લું હોવાથી સાંજે લોકો હવાખાવા માટે આવે છે, અને ત્યાં આગળ એક ઊંચી પ્રકાશિત દીવાદાંડી વહાણવટીને માર્ગદર્શન કરાવતી ઊભી છે.

અનપ્પઇની આસપાસનુ સૃષ્ટિસૌન્દર્ય અદ્ભુત અને અતિ મનોહર છે કાશ્મીર સિવાય હિન્દુસ્તાનની બીજી કોઇ જગ્યાએ આવુ દશ્ય કવચિત જ દષ્ટિગોચર થતુ હશે એની વનરાજી અને વનસ્થળી માથી આડી અવળી જતી સાકડી પહોળી નહેર જેવી ખાડીઓ, સામ સામા કિનારા પર આવેલી નારિયેળી, સોપારી, કેળ આદિ વૃક્ષોની ખીચોખીચ ભરેલી વાડીઓ, ઝાડો પર લટકતા નારિયેળ આદી ફળોના ઝુમખાઓના પાણીમા પડતા પ્રતિબિંબો પાણીમા સર્વત્ર પથરાઇ ગયેલી નીલા રગના પુષ્પોની વેલડીઓ હોડકા કે નાની હોડીઓમા બેસીને હાથમા પન્ડેના નાના સરખા હલેસા હલાવતા જતા બાળકો, તરુણીઓ તથા વૃદ્ધાઓ વગેરે ગામમાનોના કુટુબીજનો, માલથી ચિકાર ભરેલી આવતી જતી નાવો અને વેગથી પાણીને કાપતી જતી સ્ટીમ લોચો વગેરે દશ્યો ખરેખર આહ્લાદક અને અદ્વિતીય છે

અહીંયાથી નારિયેળ, કોપરા, કોયરેન મરી, સૂઠ, એલચી, એર કોયલા, કપૂરકાચલી શુદ આદિ કરિયાણા, તેમનો મોટા જથ્થામા તેમજ કાથામાંથી બનાવેલ સાદડીઓ, ચગાઇઓ, નળિયા, રબ્બર, દિવાસળીનુ લાકડુ વગેરે નિકાસ કરવામા આવે છે હાથ ઉદ્યોગ બહોળા પ્રમાણમા ચાલતો હોવાથી કાથાના સુદર ગાલીચા જાજમો, પગ લૂછણિયા તૈયાર થાય છે તેમજ ચટાઇઓ અને સાદડીઓ બના વવામા આવે છે અહીંયા નળિયા બનાવવાના તેમજ કોપરા પીલવાના કારખાનાઓ પણ છે

## કોચીન

મલબાર કિનારે અરબી સમુદ્ર પર ૨૩૦૦૦ની વસતીવાળુ આ શહેર અને બેટ એ જ નામના દેશી રાજ્યસ્થાનના છે કોચીન રાજ સ્થાનની રાજધાની એર્નાકુલમ ખાડી માર્ગે બે માઇલ છે અને ત્યા અલપ્પઇથી ખાડી તેમજ સડક બન્ને માર્ગે જઇ શકાય છે સડક રસ્તો ૩૬ માઇલનો છે અને વચ્ચે એક નાની તર આવે છે એટલે

હોડીમાં બેસીને તે ઓળંગવી પડે છે, અને સામે કાંઠે મોટર- બસમાં બેસવું પડે છે. આ માર્ગે કોચીન તરફ જતાં કવીલોન અને અલપ્પઇ વચ્ચેની સડક જેવાં દશ્યો નજરે પડે છે.

મદ્રાસ ઇલાકાને પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ એમ ત્રણ દિશાએ દરિયો હોઇ ૧૭૦૦ માઇલ જેટલો લાંબો કિનારો છે; છતાંય તે પર મુંબઇ કે કરાંચી જેવી સગવડતાવાળું એક પણ બારું નથી, પરંતુ હમણાં હમણાં પૂર્વ કિનારે ખોલવામાં આવેલું વિઝાગાપટ્ટમનું બારું અને પશ્ચિમ કિનારે આવેલું કોચીનનું અગત્યનું પ્રાચીન અને કુદરતી બંદર આગબોટો લાંગરવા માટે સુરક્ષિત લેખાય છે; અને હાલમાં નૂતન સુધારા કરીને માલની તેમજ મુસાફરોની સ્ટીમરો માટે સારી સગવડ કરવામાં આવી છે. મુસાફરો સારુ મ્યુનિસિપાલિટી તરફથી 'ટ્રાવેલર્સ બંગલા'ની સગવડ કરવામાં આવી છે અને બારાના મુખદ્વાર સામે વિલીંગ્ડન ટાપુ પર મલબાર હોટલ આવેલી છે. શહેરમાં પણ ઘણી હોટલો આવેલી છે.

કોચીન શહેર મટાનચેરી જ્યુટાઉન અને બ્રિટિશ એમ ત્રણ વિભાગોમાં વહેંચાયેલું છે. વેપારનું કેન્દ્ર મટાનચેરીમાં છે. એ વિભાગ ખાડી પર લાંબી પટીમાં ખીચોખીચ વસાયેલો છે. આખો દહાડો લોકોની અવરજવરથી ધમધમાટ રહે છે અને મોટા મોટા હિન્દી વેપારીઓનો વસવાટ તેમજ રોજગાર એ જ વિભાગમાં માલૂમ પડે છે. ખાડી કાંઠે મકાનોની જે લાંબી હાર છે તેમાં ભોંયતળિયે મુખદ્વાર પર વખાર આવેલી છે અને પાછલા ભાગપર નાનો સરખો ધક્કો બાંધેલો હોય છે. એ ધક્કા પરથી પડાઉ આદિ દ્વારા સઘળો આયાત નિકાસ વેપાર ચલાવવામાં આવે છે. ધક્કાની જોડમાં તેની સપાટીપર્યંત નારિયેળીના થડો, છાજરાં ખારાં પાણીમાં ગાડીને પાટિયા જડી ફર્શબંધ જાજરૂ બનાવેલું છે, તેથી ખાડીમાંથી પાણી ખેંચવા સારુ રસી બાંધેલી બાલદી દરવાજા નજીક મૂકી રાખેલી હોય છે.

જ્યુ ટાઉનમાં ગોરા તેમજ કાળા જ્યુ લોકોનો વસવાટ છે. ગોરા જ્યુ લોકો પોતાને મનસ્સેહની જાતના ઓળખાવી નેબુચડ્નેઝર તેમના બાપદાદાઓને પોતાની શહેનશાહતના એક પૂર્વભાગમાં તેડી ગયો હતો અને જ્યાંથી તેઓ મલબાર કિનારે આવ્યા હતા, તેના વંશજો પોતે હોવાનું જણાવે છે. તેમની પાસે તાંબાના પતરા પર કોતરેલી સનદ છે, જે મલબારના રાજ્યકર્તા ભાસ્કર રવિવર્મન તરફથી સને ૩૭૯ માં આપવામાં આવેલી છે. તેમનાં બે સીનેગોગ—એક શહેરના ઉત્તર ભાગમાં ગોરા લોકોનું અને બીજું તે દક્ષિણ છેડા પર કાળા લોકોનું મંદિર આવેલ છે.

બ્રિટિશ વિભાગ માત્ર આશરે એકર વિસ્તારનો બારાના મુખદ્વાર પર છે. ખ્રિસ્તી તેમજ યુરોપિયન લોકોનો વસવાટ અને તેમની ઓફિસો મુખ્યત્વે આ વિભાગમાં આવેલી હોઈ એ લોકો મલબાર સાગર રેતાળ કિનારા પર ફરતા આવે છે. પોર્ટુગીઝોના સમયમાં અહીં બંધાવામાં આવેલા કિલ્લાના અવશેષો—દસ્ત ચાર બુરજના પાયા જ નજરે પડે છે. એની છેક દક્ષિણે આવેલા એક બુરજના અવશેષ ઉપર વહાણવટીને દિશા સૂચન સારુ ઊંચી દીવાદાંડી બાંધેલી છે. હિન્દુસ્તાન પર ચઢાઈ કરનાર અર્વાચીન યુરોપિયનોમાં વાસ્કોડીગામા પ્રથમ હતો. તેના દેહને આરંભમાં અહીં દાટવામાં આવ્યો હતો અને પછી જ ગોવામાં તેના દેહને દફન કરવામાં આવ્યો હતો.

કોચીનની ઐતિહાસિક મહત્તા અલેક્ઝાંડર ધી ગ્રેટ પછી પહેલ વહેલું યુરોપિયન થાણું સ્થપાયું ત્યારથી અંકાવા લાગી છે. મલબાર કિનારા ઉપર ઊતરતા કિંમતી કરિયાણાં, વસાણાં અને તેજાના વગેરેથી આ પીઠ અને ૧૪૯૬માં પોર્ટુગીઝ લોકોએ કોચીનમાં પગપેસારો કરીને એક કિલ્લો અને મોટું કેથેડ્રલ બાંધ્યા હતા. પોર્ટુગીઝો પાસેથી એ વિનાશ સને ૧૬૬૩માં ડચ લોકોએ લૂંટી લીધો હતો અને ૧૭૯૫ માં ડચ લોકો પાસેથી બ્રિટિશોએ પડાવી લઈને પોતાનો કબજો રાખ્યો છે.

અહીં જોવા લાયક સ્થળોમાં જ્યુઈશોના સીનેગોગો રાજાનો મહેલ, કોચ્ચીની બ્રાહ્મણોનું મંદિર વગેરે છે

કાથા, કોપરેલ, અને નાળીયેરની ચટાઈઓ, મરી, સૂંઠ વગેરે કરિયાણું રબર તેજાનો વગેરે સારા પ્રમાણમાં નિકાસ કરવામાં આવે છે શહેર માટે પીવાનું પાણી નળદ્વારા કોચીનથી સોળ માઇલ દૂર આવેલ અલવેઇથી પૂરું પાડવામાં આવે છે અહીંના માછીઓ માછલી પકડવા માટે ચાઇના નેટ (જાળ) વાપરે છે

## એરનાકુલમ

કોચીન સંસ્થાનની રાજધાનીનું શહેર છે અને કોચીનથી ખાડી માર્ગે પૂર્વ તરફ બે માઇલ પર આવેલું હોવાથી ત્યાં લોંચ દ્વારા જવાય છે અહીંથી રેલવે સડક શરુ થઈ શોરનુર જંક્શન સ્ટેશને જાય જનારપેટથી મેંગલોર જતી રેલવે લાઇનને મળે છે આ શહેરની વસતી આશરે ત્રીશ હજારની છે અને એનો મોટો ભાગ હિન્દુઓનો છે વસવાટ મોટા ભાગે પૃથક્ પૃથક્ વાડીઓમાં છે રસ્તા પહોળા અને સ્વચ્છ છે માર્ગ પર બંધેલી હજૂર ઓફિસો, ધી મહારાજા કોર્ટ ગ્રેડ કોલેજ આદિ મકાનોથી શહેર સુંદર માલૂમ પડે છે રિક્ષા, મોટર બસો વગેરે વાહનો પણ મળી શકે છે

કાંઠા પર લોંચ સારુ કોચીનની માફક નાનો ડક્કો બાંધેલો છે ઓ ઉતારુ વર્ગ માટે વેઇટિંગ રૂમની સારી સગવડ કરવામાં આવી છે કેળવણીનો પ્રચાર સારો છે નાગર કામ સુઘડતા, સાદાઇ, પહેરવેશ વગેરેમાં આગળ પડતા માલૂમ પડે છે અહીંથી સડકમાર્ગે અનેક જઈ શકાય છે અને મોટર બસો દોડે છે

અહીંયા તાતા કંપનિનું સાબુનું જંગી કારખાનું છે

## અલવાઈ

કોચીન સંસ્થાનનું જાણીતું આ સ્થળ છે એરનાકુલમથી શોરનુર જતી રેલવે સડક પર આવેલું છે સડક રસ્તે એ બાર માઇલ થાય છે અહીંની વસતી પાંચ હજારની જણાય છે અને મોટી સંખ્યા

હિન્દુઓની હોય એમ જણાય છે. રસવાળ છૂટી છવાઈ વાડીઓમાં છે. અહીંનાં હવાપાણી વખણાય છે, અને ઉનાળામાં કોચીન મહારાજાનો શ્રીમંત વર્ગ અહીં આવી રહે છે. બળદગાડી વગેરે ભાડેથી મળી શકે છે.

અલવાઈની નદી પહોળી છે અને તેમાં બારે માસ ભરપૂર પાણી વહેતું રહે છે. એના રિતોષ્ણ પાણીમાં સ્નાન કરવાથી રુચિ પ્રદિપ્ત થાય છે એવું કહેવામાં આવે છે.

કોચીન શહેરને પૂરું પાડવામાં આવતું પાણી અહીંથી જ નળ દ્વારા લઈ જવામાં આવે છે.

## ત્રિચુર

પરશુ વડે એકવીસવાર પૃથ્વીને નક્ષત્રી કરનાર વિષ્ણુના છઠ્ઠા અવતાર ગણાતા પરશુરામે વસાવેલી કહેવાતી આ નગરી એર્ના કુલમથી શોરાનુર જતી રેલવે લાઇન પર આવેલ છે. કોચીન સંસ્થાનની એ જૂની રાજધાની ત્રિસતાનીશ હજારની વસતીવાળા છે. અને વસતિનો મોટો ભાગ હિંદુઓનો છે. શહેરની મધ્યમાં વડાક્કુન્નાથનનું મોટું મંદિર આવેલું છે અને એની પૂર્વ પશ્ચિમ તથા ઉત્તર દક્ષિણ એમ ચારે દિશાઓમાં ચાર પ્રવેશદ્વારો મૂકેલા છે. પ્રત્યેક વર્ષે યાત્રાર્થે અનેક યાત્રાળુઓ આ શહેરની મુલાકાતે આવે છે.

શહેરની બાંધણી સારી છે. ચારે તરફ નાળિયેરી, સોપારી આદિ વૃક્ષોની વાડીઓની ઘટા આવેલી છે. આ ઉપરાંત રાજમહેલો, રાજાનું અતિથિગૃહ, સેંટ થામસ કૉલેજ, ગવર્નમેંટ ટ્રેઇનિંગ કૉલેજ, ગવર્નમેન્ટ ટ્રેઇનિંગ સ્કૂલ, દવાખાનું, સુવાવડખાનું, ગાંડાની ઇસ્પીતાલ અને મ્યુનિસિપલ ઑફિસ આદિ રાજ્યના તેમ જ જાહેર સંસ્થાઓનાં સુંદર મકાનો આવેલાં છે. સંગ્રહસ્થાનમાં વિવિધ પ્રકારના નાગ, નાગણ અને ઝેરી સર્પો સંગ્રહવામાં આવ્યા છે. ચારસો એકર જમીન પર વિસ્તરતું સરકારી પ્લેન્ટેશન (ખેતીવાડી) જોવા લાયક છે.

ગુરુવાયુર અહીંથી વીસ માઈલ થાય છે. અને મોટરબસો દ્વારા ત્યાં જવાય છે. સોપારીની બનાવટો સારી બનતી હોવાથી એનો ઉદ્યોગ

સારો ચાલે છે સૂતર કાતવાની અને વણવાની મિલ પણ છે મેંગલોરી નળિયા બનાવવામા પણ આવે છે

## શોરાનુર

આ એક રેલવે જંકશન છે અહીં યાથી રેલવેનો એક ફાંટો એરનાકુલમ તરફ અને મુખ્ય લાઇન બીજી બાજુ જાનાકપેટ અને બીજી લાઇન મેંગલોર પર્યંત જાય છે

## કલિકટ

યુરોપવાસીઓએ જ્યા પહેલા જ પગના માડ્યા હતા એ સ્થળ આ કલિકટ શહેર જાલારપેટથી મેંગલોર જતી મુખ્ય રેલવે સડકપર મલબાર કિનારે અરબી સમુદ્ર પર આવેલુ છે એક લાખ જનવસ્તીવાળા આ શહેરનો મલબારના બધા બંદરો કરતા આયાત–નિકાસ રોજગાર વિશેષ હતો કાંઠાપર બે લાંબા પુસ્તા બાંધેલા છે મદ્રાસ ઇલાકાનો સમગ્ર કિનારો એક કે બે કુદરતી બારા સિવાય તદ્દન ખુલ્લો છે, એટલે સમુદ્રકિનારે આવેલા મોટા બંદરો ઉપર માલની ચડ ઉતર માટે આવી રીતે પુસ્તા બાંધેલા હોય છે અહીંનો કિનારો પણ રેતાળ છે એટલે સ્ટીમરો કાંઠેથી પાંચેક માઇલ દૂર લંગર નાખે છે કાંઠા પર એક ઊંચી દીવાદાંડી બાંધેલી છે

શહેરનો ફેલાવો વિસ્તૃત છે બીગબજાર, અને એકાદ બે સડકો સિવાયના બીજા રસ્તાઓ સાંકડા છે જ્યાંત્યાં માલના વેપારીઓનો વસવાટ અને વખારો બધા બંદરની નજીકમાં છે શહેરમાં બીજા દરજ્જાની કૉલેજ, પ્રાથમિક તથા માધ્યમિક કેટલીક સ્કૂલો તથા સ્કૂલ ઓફ આર્ટ્સ એમ કેળવણીની અને સંસ્થાઓની સગવડ છે શહેરની નજીક એક ખાડી પર પુલ બાંધેલ એવી ગોઠવણ કરવામાં આવી છે કે ઉપરથી આગગાડી અને નીચેથી લોકોની આવજા થયા કરે છે

અહીંયા જ પહેલ વહેલા સને ૧૪૮૬ની સાલમા કોવિલ્હમ નામનો એક પોર્ટુગિઝ ઊતર્યો હતો એ પછી સને ૧૪૯૮ની ૨૦મી મેના રોજ વાસ્કોડિગામા કેટલાક પોર્ટુગિઝ લોકોની સાથે અહીં

ઊતર્યો હતો ત્યાના રાજાએ જ વાસ્કોડિગામાનો સત્કાર કર્યો હતો, અને કોઠી સ્થાપવાને એને જમીન આપી હતી વાસ્કોડિગામાએ અહી પહેલ વહેલી સને ૧૫૦૨મા પોર્ટુગિઝની કોઠી સ્થાપી હતી, મોપલાઓએ એ કોઠી તોડી નાખી હતી પછી અને ૧૬૧૬મા અગ્રેજોએ કનિકટમા કોઠી સ્થાપી હતી સને ૧૭૮૨મા આ પ્રદેશ અગ્રેજ સરકારના હાથમા આવ્યો હતો.

વાસ્કોડીગામાનો જે રાજમહેલમા સત્કાર કરવામા આવ્યો હતો એની નિશાનીઓ હજુ પણ વિદ્યમાન છે એ મહેલના બે સ્તંભો હજુ યે તેમના નજરે પડે છે, આ પ્રદેશનુ પુરાણુ નામ કેરલ છે અને રાજધાનીનુ નામ મલબારી ભાષામા કોનીકોડ છે

અહીયા જૂનો ઝામોરિનનો રાજમહેલ, પ્રાચીન જૈનમદિર, વરકલનુ મદિર, રોમનકેથોલિક કેથેડ્રલ અને જનુ જર્મન મેસન મિશનનુ ચર્ચ જોવા જેવા છે

અહીના ઉદ્યોગમા છત્રીઓનું કારખાનુ, સાબુનુ કારખાનુ, ગજીફરાક મોજા વગેરે હોઝીયરી બનાવવાની મિલ, લાકડા વહેરવાની મિલ, વિલાયતી નળિયા બનાવવાની ફેક્ટરી, વણાટ, રગાટ વગેરે મુખ્ય છે અહીથી નારિયેળ, કોપરા કોપરેલ, મરી, સૂઠ, માથાની બનાવટો, લાકડુ, તથા વિલાયતી નળિયા તથા ચાહ વગેરે મોટા પ્રમાણુમા નિકાસ કરવામા આવે છે અહીથી મહિસુર, ઉટાકામડ આદિ સ્થળોએ મોટરમાર્ગે જવાય છે

## કાનાનુર

જલારપેટ મેંગલોર રેલવે લાઇન પર મલબાર કાંઠે અરબી સમુદ્ર ઉપર આવેલ આ ૮૪૦૦૦ ની વસ્તીવાળુ એક ઉદ્યોગી શહેર છે અને મુસલમાન વસ્તીનુ પ્રમાણ મોટુ છે વહેપારી વસવાટ ગીચ અને રસ્તા સાકડા છે જ્યારે છાવણી કેન્ટનો વસવાટ ખુલ્લો અને રસ્તા પહોળા છે અને સમુદ્ર બાજુ આવેલ છે

કાંઠા પર જૂનો કિલ્લો છે અને તેના પર દીવાદાંડી બાંધેલી છે

કિલ્લાના ફરતી ખાઇ ખોદેલી છે અને પાસે જ દેશી લશ્કરની બરાકો બાંધેલી છે આગબોટ કિનારાથી ત્રણેક માઇલ છેટે ઊભી રહે છે અને માલ વગેરેની લાવજા પડાઉ દ્વારા થાય છે અહી પુસ્તો બાંધેલો નથી

દરિયા કાંઠે 'સી સાઇડ' અને 'વેસ્ટ ક્રીક' નામના બે હોટલો આવેલા છે છાવણી-કેમ્પમા પણ લોજીંગ બોર્ડિંગ, હોટલો સ્ટેશન પાસે આવેલા છે

અહીયા વણાટકામ સારુ અને સારા પ્રમાણમા થાય છે સેન્ટ્રલ જેલ કેમ્પથી ત્રણેક માઇલ પર આવેલી છે અહીયાથી ડુર્ગ રસ્તે મહિસુર તરફ મોટર ચાલી જાય છે

અહીયા એક વિવિંગ મિલ પણ છે

## મેંગલોર

મદ્રાસ ઇલાકામા દક્ષિણ કાનરા જિલ્લાનુ આ મુખ્ય મથક જાનાર પોન્ન-મેંગલોર રેલ્વે લાઇનનુ ટર્મિનસ સ્ટેશન છે અરબી સમુદ્રના ગન્ધાર કાંઠે આવેલુ છે અને એની વસતી આશરે ૬૭૦૦૦ની છે રેલ્વે લાઇન કસારગોડ સ્ટેશન પછીથી ઠેઠ મેંગલોર પર્યંત લગભગ ૨૮ માઇલ સમુદ્ર કિનારે કિનારે જતી હોવાથી આસપાસનુ દશ્ય ખૂબ મોહક અને મનોરંજન લાગે છે સ્ટેશન પર રિટાયરીંગ રૂમ અને શહેરમા રહેવા ખાવા માટે હોટલની સારી સગવડ છે

શહેર ઊંચી ખુલ્લી જમીન પર મકાનોથી ખીચોખીચ વસાયેલુ છે અને નારિયેળીની ચો તરફ આવેલી ઘટાથી ખૂબ જ રમણીય લાગે છે

મેંગલોરનો ઇતિહાસ અવનવા બનાવોથી રસભરતો છે એક વખતે એ વિજયનગરના રાજાઓના હાથમા હતુ અને પાછળથી પોર્ટુગિઝોના કબ્જામા આવ્યુ હતુ થોડો કાળ વળી મહિસુરના હૈદરઅલી અને ટિપુ સુલતાનના અધિકાર નીચે આવ્યુ હતુ શ્રીરંગમ પટમ પડ્યા પછી એ બ્રિટિશ રાજ્યમા ભળી ગયું છે, અહીયા

ખ્રિસ્ની પાદરીઓનો પ્રચુર પ્રચાર હોવાથી વટલેલાં ખ્રિસ્તીઓની સંખ્યા સારા પ્રમાણમાં નજરે પડે છે અને એનો ખ્યાલ નાતાલના દિવસોમાં શહેર બહાર આવેલા મોટા મેદાનમાં ઊજવવામાં આવતા ઉત્સવ પ્રસંગે એકત્ર થની માનવમેદની ઉપરથી જ આવી શકે છે.

દરિયા કાંઠો રેતાળ હોઈ સ્ટીમર દૂર ઊભી રહે છે અને માલની લાવ જા મછવાઓ દ્વારા ત્યાં આગળ બાંધેલાં પુસ્તા પરથી કરવામાં આવે છે. જથ્થાબંધ માલનો વેપાર અહીં જ થતો હોઇને વેપારી વર્ગનો વસવાટ અને માલો ભરવાની વખારો મોટે ભાગે આ ભાગમાં જ આવેલ છે. નિકાસમાં નાળિયેળ, મરી, કાજુ, કોફી, સુખડનું તેલ, વિલાયની નળિયા, અરીઠાં, ચિકાખાઇ, નાગકેસર વગેરે કરિયાણું, વસાણું, તેજાનો છે. જોવા જેવાં સ્થળોમાં હોમિયોપેથિક હોસ્પીટલ, સેંટ એલોયસિયસનો ચેપલ–દેવળ અને ફર્સ્ટ ગ્રેડ ગવર્નમેન્ટ કૉલેજ વગેરે છે. વિલાયતી નળિયાં બનાવવાનો ઉદ્યોગ બેસેલ મિશનની દેખરેખ તળે ઓગણીસમી સદીના પ્રારંભથી શરૂ થયેલ છે.

કનારા જિલ્લા તથા કુર્ગ પ્રદેશમાં ઊંચા પહાડો અને ખાડીઓ આવેલ છે એટલે રેલવે સગવડ નથી અને તેથી દૂર દૂરના પ્રદેશોમાં જવા આવવાને મોટર સર્વિસનો ઉપયોગ કરવો પડે છે. અહીંયાંથી સહ્યાદ્રિના ઘેગ જંગલો અને ઊંચા ઘાટોમાંથી સર્પાકારે પસાર થની કુર્ગના પાયતખ્ત મરકાર થઇને મહિસુર તરફ તથા ચારમારી ઘાટ ઓળંગીને ચિકમેંગેલુક થતી સિમોગા કિંવા ઓગુંબે ઘાટ પર થઇને તીર્થહાલી થતી સિમોગા તરફ તેમજ કરકલા, મુડભદ્ર (મુડિબિડસ), ઉડપી થઇને સિમોગા તરફ દરરોજ નિયમિત સમયે મોટરબસો આવ જા કરતી રહે છે.

કનારા જિલ્લાની મુખ્ય ભાષા કાનડી છે અને સમુદ્ર પાસે આવેલાં મુલકમાં કોંકણી ભાષા પણ જોડે જોડે બોલાય છે. હૈદરઅલીએ સને ૧૭૬૦માં પહેલવહેલું મેંગલોર લીધું હતું પણ ૧૭૬૮માં અંગ્રેજોએ તેની પાસેથી ઝૂંટવી લીધું હતું, પાછું છોડી દીધું હતું ફરીને ૧૭૮૧

માં અંગ્રેજોએ લઇ લીધું હતું, એટલે સને ૧૭૯૩ ટિપુ સુલતાને શહેર પર ઘેરો ઘાલ્યો અને એક વર્ષ પર્યંત અંગ્રેજોએ એનો બહાદુરીથી બચાવ કર્યો હતો. આખરે ટિપુ શરણે થયો પણ શરણે થતા પહેલાં તેણે કિલ્લાનો નાશ કરી નાખ્યો હતો. શ્રી રંગમપટમ પડયાં પછી સને ૧૭૯૯માં એ પાછું અંગ્રેજોના હાથમાં આવેલ છે.

અહીંયાં મેંગલાદેવીનું મનોહર મંદિર આવેલું છે. કહેવાય છે કે આ દેવીના નામ ઉપરથી જ આ શહેરનું નામ મેંગલોર પડયું છે.

## કરકલા

મેંગલોરથી આશરે ચોત્રીશ માઇલ પર દક્ષિણ કનારા જિલ્લામાં આવેલું આ એક નાનું ગામ છે. અહીંની મુખ્ય ભાષા કાનડી છે. મેંગલોરથી અહીંયાં મોટરબસ દ્વારા અવાય છે.

અહીં જૈનોના કેટલાંક મંદિરો આવેલાં છે અને એ ચારસો વર્ષના પ્રાચીન લેખાય છે. આ ઉપરાંત એક ખડક ઉપર એક જ પત્થરમાંથી કોરી કાઢેલી ૪૫ ફૂટ ઊંચી ગોમતેશ્વર (બાહુબલી) ની ખડી મૂર્તિ આકાશ સાથે વાતો કરતી ઊભેલી છે અને ઘણે દૂરથી નજરે પડે છે. આ મૂર્તિ પ્રાચીન શિલ્પકળા અને કારીગીરીનો અચ્છો અનુભવ કરાવે છે.

## મુડભદ્ર

મેંગલોરથી આશરે તેર માઇલ પર દક્ષિણ કનારા જિલ્લામાં આવેલું નાનું ગામ છે અને લોકો કાનડી ભાષા બોલે છે. મેંગલોરથી મોટરબસ અહીં સુધી આવે જાય છે.

અહીંયા જૈનોના વીસેક નાના મોટાં પ્રાચીન મંદિરો આવેલા છે. આ પૈકી એક મંદિર ઘણું મોટું અને આખા પત્થરનું હોઇ થાંભલા, બારો તેમજ દીવાલો વગેરેમાં વાપરેલાં અને એક બીજા પર ઊંચા ચઢાવીને ગોઠવેલા અતિ લાંબા તથા ઘણા જ પહોળા અને જાડા પત્થરો પરની શિલ્પકળા અને કારીગીરી ઉપરાંત પ્રાચીન ઇજનેરી કળાનો

અજબ અનુભવ કરાવે છે જૈન સ્વામીનો મઠ પણ આવેલો છે અને જૈન પાઠશાળા પણ અહીંયા ચલાવાય છે પાસે જ જૈન યાત્રાળુઓ માટે ધર્મશાળા બાંધેલી છે

મોટું મંદિર ચારસો વર્ષનું પ્રાચીન છે એનો ગભાર, પ્રવેશ દ્વારથી સહુ છેટે આવેલો છે તો પણ મૂળ પ્રતિમાની સ્થાપના તેમાં એવી રીતે કરવામાં આવેલી છે કે સડક પર જતા વટેમાર્ગુઓ પણ એના દર્શન કરી શકે છે આ મંદિરના ખજાનામાં હરેક પ્રકારના રત્નોની નાની નાની મૂર્તિઓ છે, અને વીસ રૂપિયા લાગો ભરનારને બતાવવામાં આવે છે આવા પ્રસંગે અહીંની જૈન વસતી અને મંદિરના ટ્રસ્ટીઓ એકત્ર મળે છે અને પ્રવેશદ્વાર બંધ કરી દેવામાં આવે છે

પ્રથમ ખજાનચી એક એક મૂર્તિ ચેતવેલા દીવા સામે ધરીને બતાવે છે અને પછી સિંહાસન વચ્ચે સ્ફટિકની મોટી મૂર્તિ અને આજુ બાજુ તથા નીચે જુદા જુદા રત્નોની પ્રતિમાઓ ગોઠવે છે અને દ્વાર પર તેમ જ સિંહાસનની ચારે બાજુ દીવાઓ ચેતવીને બતાવે છે આ વખતનું દૃશ્ય ખરેખર આહ્લાદજનક છે અને કેટલાક ભાવિકો નૃત્ય કરવા મંડી જાય છે

## ઊડપી

મેંગલોરથી સાડત્રીસ માઈલ દૂર અરબી સમુદ્ર પર આવેલું આ કાનરા જિલ્લાનું આશરે વીસેક હજારની વસતીવાળું શહેર છે મેંગલોરથી અહીં આવ જાવ કરે છે વચ્ચે આવતો એક ઘાટ ઊતરતા આસપાસનો દેખાવ પરોઢિયે બહુ જ રમણીય લાગે છે અહીંયાં માધવાચાર્યનો મઠ અને એક મોટું મંદિર આવેલું છે મંદિરમાં રોજ પ્રભાતે મહાપૂજા કરવામાં આવે છે ધોતિયા સિવાયના અન્ય વસ્ત્રો અંગ પરથી ઉતારી નાખીને પુરુષ વર્ગને એમાં પ્રવેશ કરવા દેવામાં આવે છે

અહીં કાનડી તેમજ કોંકણી ભાષા બોલાય છે શહેર નારિયેળી સોપારી, આંબાઓ વગેરે ઘાટા વૃક્ષો વચ્ચે વસાવેલું અને વસવાટ છૂટો

તથા વાડીઓમાં આવેલા મકાનોનો મોટો ભાગ લાલ રંગનો હોઇ ખૂબ જ સુંદર લાગે છે.

વિલાયતી નળિયાંનું અહીંયાં કારખાનું છે. અહીંનું ખાંડનું કારખાનું હમણાં બંધ પડેલું છે.

## મરકારા

કુર્ગપ્રાંતની રાજધાનીનું આ શહેર સહ્યાદ્રિ પર્વતની ટોચ પરની સપાટ જમીન પર વસેલું છે અને એની વસતી સુમારે આઠ હજારની ગણાય છે. ચારે તરફ હરિયાળા ડુંગરાઓ તથા ખીણો દૃષ્ટિગોચર થતી હોવાથી સૃષ્ટિસૌન્દર્ય ખૂબ રમણીય લાગે છે. પ્રદેશ ઠંડો હોઇ લોકો અંગપર ઉજળા માલૂમ પડે છે. સ્ત્રીવર્ગ બદન પર લાંબો ઝભ્ભો પહેર છે અથવા માથા પર મોટો રૂમાલ બાંધે છે.

અહીયા પત્થરનો બાંધેલો કિલ્લો છે અને તેની આજુબાજુ ખાઇ છે. કિલ્લાની અંદર રાજાનો મહેલ છે, તેમજ અંગ્રેજોનું હથિયારખાનું છે. કિલ્લાની પૂર્વ તરફના દરવાજા પાસે કમિશનરની કોઠી અને સરકારી કચેરીઓ છે. અહીયા રામેશ્વરનુ મંદિર બહુ જ સુંદર છે. મંદિર પાસે એક ઊંચા કોટની અંદર દોદાવીર, રાજેન્દ્ર વગેરેની સમાધીઓ છે, અને ત્યાં ધૂપદીપ થાય છે. સને ૧૮૩૪ની સાલમાં કુર્ગના રાજા જોડે લડાઇ થઇ હતી અને અંગ્રેજોએ મરકારાના રાજાને પદભ્રષ્ટ કરી આખો યે કુર્ગદેશ લઇ લીધો હતો, અને રાજાને કાશીમાં નજરકેદ રાખ્યો હતો.

મેંગલોરથી મોટરબસ ઉપડીને પ્રથમ બંટવલ ગામે આવે છે. અને પછી નેત્રવતી નદી પર બાંધેલો લાંબો પુલ પસાર કરી પુટુર ગામે થઇ મરકારા આવે છે. સડક ડુંગરાળ હોઇ મોટરબસ ઘાટો પરથી આડા અવળાં વળણો લેતી જતી હોવાથી મુસાફરોને બહુ ગમત પડે છે. મોટરબસ ઠેઠ મહિસુર સુધી જાય છે. મહિસુર મેંગલોરથી દોઢસો માઇલ થાય છે. વચ્ચે હુનસુર ગામ આવે છે. કાવેરી નદીનું

માં છે. ત્યાં મરકારાથી જવાય છે અને ત્યાં જવા માટે ટુરીંગ-કારો મળી શકે છે.

કૉફીનું વાવેતર અહીં પુષ્કળ પ્રમાણમાં થાય છે.

## ઉટાકામંડ

દક્ષિણ હિન્દનું મશહૂર હવાખાવાનું સ્થળ ઉટાકામંડ ઉર્ફે ઊટી મદ્રાસ ઇલાકામાં નિલગિરિ પર્વત ઉપર ૭૦૦૦ ફુટ ઊંચું આવેલું છે. આ સ્થળને પાશ્ચિમાત્ય પ્રવાસીઓ 'ક્વીન ઑફ હીલસ્ટેશન્સ' એટલે કે ગિરિનગરની રાણીના ઉપનામે બિરદાવે છે. મદ્રાસ ઇલાકાનો ગવર્નર ઉનાળામાં અહીંયાં આવીને રહે છે. સાઉથ ઇન્ડિયા રેલવેના મેટુપુલીયમ સ્ટેશનથી શરૂ થતી સાંકડા માપની નિલગિરિ માઉન્ટ રેલવેનું આ ઊંચામાં ઊંચુ અને છેવટનું સ્ટેશન ટર્મિનસ છે, મહિસુર તથા કલિકટથી મોટરબસો પણ અહીં આવજાવ કરે છે. આ ખુશકીમાર્ગ તેમજ રેલમાર્ગ સૃષ્ટિસૌન્દર્યથી ભરચક છે.

નિલગિરિ પર્વતની વનશ્રી મલબારની વનરાજીની તુલનામાં અનેરી છે. એના ગગનચુંબી પહાડો અને ઊંચા ઊંચા ધારો, ખીચોખીચ વનસ્પતીથી ભરપૂર ખીણોમાં થઇને સર્પાકારે-ઊંચી ચડતી જતી સડકો તથા પહાડો પરથી સરસર વહેતા ઝરણાંઓ સૃષ્ટિસૌન્દર્યમાં વધારો કરે છે; અને કલિકટથી મોટર દ્વારા જતાં અતિ મનોહર માલૂમ પડે છે. આ જ પ્રમાણે ઉટાકામંડથી મેટુપુલીયમ તરફ રેલમાર્ગે જતાં નાના-વિધ વૃક્ષોથી ભરચક ઊંચા પહાડો વચ્ચેથી તથા બોગદામાંથી અને પુલો પરથી વાંકાં ચૂકા વલણો લેતી ત્રણપાટાની રેલવે લાઇન (વચલો પાટો બ્રેક માટે રાખેલ છે) પર ધીમે ધીમે સરતી જતી આગગાડી તથા પહાડોમાંથી પડતાં ધોધ અને ખાણોમાંથી ખળખળ કરતાં વહેતાં ઝરણાંઓના અનોખા દરયો નિહાળીને મુસાફરો ચકિત થઇ જાય છે.

શહેરનો વસવાટ ચો તરફ આવેલી ટેકરીઓ અને એની વચ્ચે, સપાટ જમીન ઉપર છે. ટેકરીઓ પર રાજા-મહારાજા; અમલદારો અને શ્રીમંત વર્ગના આલીશાન બંગલાઓ બાંધેલા છે. વચ્ચેની સપાટ



ઉટાકામંડ જતા

દીપક પ્રિન્ટરી અમદાવાદ

જમીન પર સ્ટેશન, તળાવ ઘોડાદોડનું વિશાળ મેદાન, મારકેટ, બજાર, સ્થાનિક વેપારીઓના મકાનો, તથા દુકાનો, બોટેનીકલ ગાર્ડન અને ગવર્નરનો બંગલો વગેરે આવેલાં છે. વસતી પંદર હજારની લેખાય છે. પામ, સિલ્વરરોપ, યુકિલીપ્સ, કેમ્ફર વગેરેના ઊંચા વૃક્ષોની ઘટાથી સ્થળ બહુ રમણીય અને હવા શીતળ માલુમ પડે છે. વર્ષા ઋતુમાં અહીંયાં વરસાદ ફક્ત ૪૫ થી ૫૦ ઇંચ પડે છે. ડિસેમ્બર અને જાન્યુઆરીમાં પરોઢિયે કોઇ વેળા હિમ પડતું હોવાથી ઠંડી પુષ્કળ પડે છે. ઉનાળામાં આ સ્થળ મુસાફરોથી ભરચક થઇ જાય છે. શાકાહારી મુસાફરો માટે સ્ટેશનથી થોડે છેટે લોજીંગ બોર્ડિંગ હાઉસો આવેલાં છે.

અહિંયાં ખાસ જોવા લાયક સ્થળોમાં બોટા નિકલ ગાર્ડન, ડોડા બેટાનું શિખર અને પાયકારા ધોધ છે. કલબ રોડ નામની સડક પર જોધપુરના રાજાનો આલીશાન બંગલો અને ફર્નહીલ પર નિઝામ, મહિસુર તથા વડોદરાના રાજાઓના સુશોભિત બંગલાઓ આવેલાં છે. આ ઉપરાંત જેલ, હોસ્પીતાલ, લાયબ્રેરી, કલબ, મોટી શોપો, હોટલો વગેરે છે. ઉટાકામંડમાં ચા, કૉફી, સિંકોના (ક્વીનાઇન)નું વાવેતર મોટા પ્રમાણમાં થાય છે. ચાનું વાવેતર ખાસ કરીને પહાડોના ઢોળાણ પર કરવામાં આવે છે અને એના છોડ બે થી ત્રણ ફૂટ ઊંચા થાય છે. એ છોડ દૂરથી નાના ગુલાબના રોપા જેવા લાગે છે. કૉફીના છોડ માથોડાથી પણ ઊંચા થાય છે અને તેના પર ફળો આવે છે. ચાના રોપાને મથાળે આવતાં કુમળા પત્તાઓ ચૂંટી લેવામાં આવે છે અને ચોકસ વિધિ કરીને હલકી ઊંચી ચા તૈયાર કરવામાં આવે છે.

બોટેનિકલ ગાર્ડનમાં અનેક પ્રકારના વૃક્ષો, છોડો અને પુષ્પ રોપાઓ ઉછેરવામાં આવેલાં છે અને બાગ અતિ સુંદર અને મનોહર હોઇ તથા વિવિધ પાંખડીઓ અને અનેકવિધ રંગના પુષ્પ રોપાઓનું સંગ્રહસ્થાન અવશ્ય જોવા લાયક છે. ડોડાબેટાના શિખરની ઊંચાઇ

દરિયાની સપાટીથી ૮૭૬૦ ફૂટની છે. ત્યાં પગપાળા કે ડોળી કે ટુરિંગકાર દ્વારા જઈ શકાય છે કારમાં જતાં એકાદ માઈલ પગે ચાલવું પડે છે. અહીંનું વાતાવરણ શાંત અને અતિ સ્વચ્છ હોવાથી શિખર પરથી નિલગિરિનો સકળ પ્રદેશ અને કોઈમ્બતુર પર્યંત દૂર દૂરના અતિ સુંદર અને મનોહર દશ્યો નિહાળી શકાય છે

પાયકારા ધોધ ઉટીથી પંદર માઈલ પર આવેલો છે અને ત્યાં બસ તથા ટુરીંગકાર દ્વારા જવાય છે. એ ધોધ બે ડુંગરો વચ્ચેથી વહી નીચે ખીણમાં પડે છે અને ત્યાંથી પાઈપ દ્વારા ૩૩૦૦ ફૂટ નીચે પાણી લઈ જઈને તેના જોસથી યંત્રને ગતિમાન કરી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે આ બધું નિહાળવા માટે આશરે બે માઈલ પગપાળા ખીણમાં નીચે ઊતરવું પડે છે અને ત્યાં એક ઝૂલતો પુલ આવેલો છે. ખીણમાંથી મોટરસ્ટેન્ડ પાસે આવતાં સખત ચઢાણ ચઢવો પડે છે એટલે વહેલી સવાર મજા પડે છે.

ઉટાના ડુંગરા પર ટોડા નામની એક જંગલી જાત વસે છે. તેઓ મોટા ભાગે નગ્ન અવસ્થામાં રહેતા હોઈ વસતીથી અળગા છે, ડુંગરાઓની ગુફાઓમાં કે ઝુંપડાં બાંધી રહે છે. એ લોકોનું નૃત્ય કુતૂહલ ઉત્પન્ન કરે છે અને કૌતુકપ્રિય પ્રવાસીઓ એવો પ્રસંગ સાંપડતાં જોવા જવાને પ્રેરાય છે અને ગમ્મત મેળવે છે.

અહીંયા દ્રાક્ષ, નારંગી, રાસબરી, સ્ટ્રોબેરી વગેરે ફ્રૂટ તથા યુકિલીપ્ટસનું અને નિલગિરિ તેલ તેમજ ચા મોટા પ્રમાણમાં તૈયાર કરવામાં આવે છે અને ઉટી તથા કુનૂરમાં એ માટે કારખાનાઓ ખોલવામાં આવેલા છે

## કુનૂર

ઉટાથી અગિયાર માઈલ પર નિલગિરિ માઉન્ટ રેલવે લાઈન પર વેલિંગ્ટન સ્ટેશન પછી આવે છે. ત્યાં બસ પણ જાય છે ગામ ચડ ઊતર ટેકરાઓ પર વસેલું છે અને ઉપરની સીડી પર દુકાનો વગેરે આવેલા છે ત્યાંથી થોડે છેટે જાહેર બાગ અને હડકવાનો ઇલાજ કરવાનું ખાતું

પેસ્ચર ઇન્સ્ટીટ્યુટ આવેલાં છે. અહીં પણ યુકિલીપ્સનું અર્ક–નિલગિરિનું તેલ તૈયાર કરવાના કારખાના છે.

ડારવીન નોઝ અને લેડી વિલિંગ્ડન સીટ પરથી દૂર દૂરનાં રમણીય દેખાવો જોઈ શકાય છે. વિલિંગ્ડન સ્ટેશન એક માઇલના છેડા પર આવેલું છે અને ત્યાં લશ્કરી બરાકો તથા દારૂગોળાનું જંગી કારખાનું છે.

## કોઇમ્બતુર

મદ્રાસ ઇલાકાના કોઇમ્બતુર જિલ્લાનું આ મુખ્ય અને બહુ ઉદ્યોગી શહેર હોઇ દક્ષિણ હિન્દનું માન્ચેસ્ટર લેખાય છે. વસની સુમારે ૯૫૦૦૦ની છે. જાલારપેટથી મેંગલોર તરફ જતી મુખ્ય રેલવે લાઇન પર આવેલાં પોડાનુર જંકશનથી મેટુપુલીયમ બાજુ જતાં રેલવે ફાંટા ઉપર આવેલું છે. સ્ટેશન પર હિન્દુ રિફ્રેશમેન્ટ અને રિટાયરીંગરૂમની સગવડ હોવા ઉપરાંત શહેરમાં રહેવા ખાવાની સોઇવાળા લોજીંગ બોર્ડિંગ હોટલોની પણ વ્યવસ્થા છે. નિલગિરિ પહાડ નજીકમાં જ હોવાથી હવા ઠંડકવાળી અને તન્દુરસ્તી માટે સારી ગણાય છે.

અહીંયાં કપાસ પીનવાના, સૂતર કાંતવાના તથા વણવાનાં ૩૩ કારખાના આવેલા છે અને હજારો શ્રમજીવીઓ બહારથી અત્રે વસવાટ કરીને રોજી મેળવે છે. શહેરની સડકો તેમનાથી આખો ય દિવસ ભરચક માલુમ પડે છે. જોવા લાયક સ્થળોમાં ગવર્નમેન્ટ એગ્રિકલ્ચરલ કોલેજ, ફોરેસ્ટ કોલેજ, ત્રણ માઇલ પર આવેલું પેરુરનું પ્રાચીન નટરાજનું મંદિર વગેરે છે. આ મંદિર નાયકોના રાજ્યકાળ દરમિયાન બાંધેલું છે આખુંય મંદિર પત્થરનું હોઇ દ્રાવિડિયન કારીગીરીના નમૂના રૂપ છે. વેલીયાન ગિરિની ટેકરીઓ માઉન્ટ કૈલાસ તરીકે ઓળખાય છે અને તેની પાસે મરૂદમાલાઇની ટેકરીઓ વગેરે છે.

ઉક્કડમબુટમાં જરીના સેલાં–સાડીઓ વગેરે તૈયાર કરવામાં આવે છે.

## પોડાનુર

જાલરપેટ મેંગલોર રેલવે લાઇન પર જંકશન સ્ટેશન છે; અને અહીંથી એક ફાંટો મેટપુલિયમ તરફ જાય છે અને બીજો ફાંટો મદ્રાસથી ત્રિવેન્દ્રમ જતી મુખ્ય રેલવે સડક પર આવેલા ડીંડીગલ જંકશન સ્ટેશનને મળે છે.

## ઇરોદ

પોડાનુરથી જાલારપેટ તરફ જતી મુખ્ય રેલવે લાઇન પર જંકશન સ્ટેશન હોઇ એક ઊગતું ઉદ્યોગી શહેર છે. અહીંયાંથી રેલવેનો એક ફાંટો ત્રિચિનાપલ્લી તરફ જાય છે. શહેર સ્ટેશનથી થોડાક ફાસલાં પર કાવેરી નદીના દક્ષિણ કાંઠા પર વસેલું છે. શહેરની નજીક એક નાનો પાર્ક–બાગ છે અને તેમાં જાનવરોનું જોવા જેવું સંગ્રહસ્થાન છે. સ્ટેશનના પ્લેટફોર્મ પર જવા સારુ રેલવે સડક નીચેથી બોગદો બાંધેલો છે. સ્ટેશન પર રિટાયરીંગ રૂમ અને રિફ્રેશમેન્ટ રૂમ્સની સારી સગવડ છે.

## મેટુરડેમ

ઇરોદથી ૩૮ માઇલ પર ડુંગરાઓ વચ્ચે વસાયેલું છે. ત્યાં મોટર બસો જાય છે. વચ્ચે ભવાની ગામ આવે છે, અને ત્યાં આગળ ટેકરી પર ભવાની માતાનું મંદિર બાંધેલું છે. ઇરોદ, કાવેરી અને ભવાની નદીના સંગમ પર આવેલું છે અને હાથવણાટની શેતરંજીઓ માટે જાણીતું છે.

સેલમ જંકશન સ્ટેશનથી રેલવેનો એક ફાંટો મેટુરડેમ સ્ટેશન પર્યંત જાય છે, અને ત્યાંથી બંધ–ડેમ દોઢ માઇલ દૂર થાય છે. જવાઆવવા માટે વાહનો મળી શકે છે. આ બ્રિટિશ સામ્રાજ્યમાં મોટામા મોટો ડેમ–બંધ ઇજનેરી કામના ઉમદા નમૂના રૂપ હોઇ જોવા લાયક છે.

આ બંધ બાંધીને કાવેરી નદીનાં પાણીને અટકાવવામાં આવ્યું

છે. કાવેરીની ખીણમાં સુંદર હરિયાળી ટેકરીઓ વચ્ચે સાત ચોરસ માઇલ વિસ્તારમાં અખાત જેવડું મોટું તળાવ બની ગયું છે. બંધની લંબાઇ એક માઇલ તેના ઊંડામાં ઊંડા પાયાથી ઊંચાઇ ૨૨૦ ફૂટ અને વધારેમાં વધારે પહોળાઇ ૧૭૧ ફૂટ છે; અને એનાં ચણતર તથા કાંકરેટ કામનો સરવાળો સાડા પાંચ કરોડ ઘનફૂટનો થવા જાય છે. આ બધામાંથી નહેરો કાઢીને ખેતીવાડીને પાણી પૂરું પાડવામાં આવે છે. નળીદ્વારા પાણી લઇ જઇ તેના જોસથી કારખાનું ગતિમાન કરીને વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે અને દક્ષિણ હિન્દુસ્તાનના ઘણા શહેરોને પૂરી પાડવામાં આવે છે.

મેટુરના મુખ્ય કામોમાં તળાવમાંથી વધારાનું પાણી વહી જઇ શકે એ માટે ઊભો કરેલો સિમેન્ટ કાંકરેટનો પુલ જોનારાઓને આશ્ચર્યચકિત કરી નાખે છે. આ પુલ સાઠ ફૂટના પ્રત્યેક એવાં સોળ ગરનાળાઓનો બાંધેલો છે અને તેના આગળના ભાગમાં વીજળીથી ઉઘાડ-વાસ થાય એવા દરવાજાઓ ગોઠવેલા છે. દરેક દરવાજો સાઠ ફૂટ પહોળો અને વીશ ફૂટ ઊંચો છે. આ દરવાજામાંથી એક સેકંડમાં ૪૫૬૦૦૦ ઘન ફૂટ પાણી વહી જઇ શકે છે. ડેમનાં બીજાં પડખાં પર નદીમાં મોટું પુર આવે એવી કટોકટીના પ્રસંગે વધારાનું પાણી બહાર કાઢી શકાય તેવી વ્યવસ્થા કરેલી છે.

મેટુર શહેરની રચના અને સડકો અને જમીનની હેઠળ ગટર-ડ્રેનેજની વ્યવસ્થા સારી કરેલી છે. શહેરને સ્વચ્છ પાણી પૂરું પાડવામાં આવે છે અને રોશની માટે વીજળીની બત્તીઓ ગોઠવેલી છે. લોકોને હરવા ફરવા માટે ડેમ અને ખેતીવાડીને પાણી પૂરું પાડવા માટે કાઢેલી નહેર વચ્ચે ૩૫ એકર જમીન પર એક સુંદર પાર્ક બનાવેલ છે. ઉપરના ભાગમાંથી પાણીનો એક સુંદર પ્રવાહ વહેતો કરીને તેમ જ મધ્યોમધ્ય કારંજો ગોઠવીને બાગને ખૂબ આકર્ષક બનાવવામાં આવેલો છે.

## સેલમ

મદ્રાસ ઇલાકાના સેલમ જિલ્લાનું આ મુખ્ય શહેર જાલારપેટ મેંગલોર રેલ્વે લાઇન પર શેવોય અથવા યારકંદ પહાડની નજીકમાં ફરતી નાની નાની ટેકરીઓ વચ્ચે એક સુંદર જગ્યા પર વસેલું છે. વસતી ૧૦૨૦૦૦ની અંકાય છે. અહીની હવા સૂકી, નીરોગી અને સમધાત છે.

સેલમ જંકશન સ્ટેશનથી રેલવેનો એક ફાંટો મેટુરડેમ સ્ટેશન પર્યંત અને બીજો વિદ્ધાચલમ જંકશન થઇને તિરુપુરમથી ત્રિચિનાપલ્લી તરફ જતી સાંકડા માપની રેલવે લાઇને મળે છે સ્ટેશન પર વિશ્રામ ગૃહ અને રિફ્રેશમેન્ટ રૂમ્સની સારી સગવડ છે.

અહીંયાથી શેવોય કે યારકંદ પહાડ પર જવાય છે. ૨૭ માઇલની સડક પર મોટરબસ આવ જા કરે છે શહેરની પાસે લોખંડની મોટી ખાણો છે, પણ અહી કોલસા અને ચૂનાના પત્થરની સગવડતા નહીં હોવાના કારણે કાચી ધાતુમાથી લો ખ ડ તૈયાર કરવાનો ઉદ્યોગ મોટા પાયા પર કરવો પરવડતો નથી

આ શહેરમા પોતાદનું કામ શરૂ થાય છે. હાથસાળો પર રેશમી કિનારીના વસ્ત્ર તથા ગાલીચા વગેરે મોટા પ્રમાણમા બને છે. દોરી, દરડે તથા આમળાની પેદાશ પણ સારી છે.

## યારકંદ

યારકંદ અથવા શેવોયનો પહાડ સેલમથી ર૭ માઇલ અને તેન જંકશન સ્ટેશનથી વીશ માઇલ થાય છે, અને મોટરબસ આવ જાવ કરે છે આ પહાડ દરિયાની સપાટીથી ૪૬૦૦ ફૂટ ઊંચો અને વનસ્પતિથી ભરપૂર છે. અહીના હવામાન તાજગી આપનારા છે. સખત ચઢાણવાળા પાગ ઉપરથી સર્પાકારે કાઢેલી અને એક ઉપર એક આડી અવળી આવેલી સડકો અને નજરે પડતા દૂર દૂરના દૃશ્યો રમણીક માલૂમ પડે છે અને મુસાફરોનો થાક ઉતરી જઇ મન પ્રફુલ્લિત થાય છે.

પહાડ પર ઘાટી અટવી હોઇ આશરે બગો જંગલો અને

મિશનરી રહેનનુ મકાન માલૂમ પડે છે પાસે નજીકમા જ એક નાનુ ગામડુ છેમનુ કે સ્વસ્થતાની દષ્ટિએ એ બહુજ ગદુ છે વસતી સુમાર ૨૫૦૦ ની છે બીજા પણ સાઠેક ગામડાઓ આ પહાડ પર આવેલા છે

અહીંયા કોફીની પેદાશ સારા પ્રમાણમા થાય છે ઉનાળાના સખત તાપથી રક્ષણ મેળવવા મે મનો શ્રીમત વર્ગ એ ઋતુમા પહાડ પર આવી રહે છે ચીજ વસ્તુઓ મોટે ભાગે સેનમથી નાખવી પડે છે સડકો ઘાટા જગનમાથી પસાર થતી હોવાથી પગપાળા ગાન નારને બહુ ગમ્મ પડે છે લેડી સોટ અને મેલેનની ઊંચી ટેકરી પરથી બહુ દૂરના દશ્યો જોઇ શકાય છે

અહીનો વસવાટ ઊટી અને કોડાકનાલના કરતા અધિક શાત અને ખર્ચમા સસ્તો પડે છે

## કોલાર—સોનાની ખાણો

આ સ્થળ મહિસુર રાજ્યમા આવેલ છે એમ. એસ એમ ન મદ્રાસ બેંગલોર રેલવે લાઇન પર આવેલા મેરિંગપેટ જક્શનથી સોનાની ખાણો પર ત આર માઇલ ના રેલવેનો એક ફાટો કાઢેલો છે આ ફાટા પર કોરીમંડલ, ઉરગામ, ચેમ્પિયનરિફ અને મારિકુપ્પમ એમ ચાર રેલવે સ્ટેશનો છે સોનાઘાટ અને કોરીમંડલ, ઉરગામ અને નદિદુગ ચમ્પિયનરિફ તથા મારિકુપ્પમ એમ છ ખાણો છે અને તેમાથી સોનાની ચળકતી રજકણોવાળા ચાર માઇલ લબાઇના એક ખડકમાથી માટીના ઢેફાંઓ ખોદી કાઢવામા આવે છે

સોનાના રજકણો મિશ્રિત મોટી મોટેલા ઢેફાઓને અનેક યાત્રિક ક્રિયામા કૂટી, પીસી અને છળીને ઓગાળવામા આવે છે એટલે સોનાના શુદ્ધ રજકણો શાધાઇ જાય છે અને તેની લગડીઓ પાડવામા આવે છે સૃષ્ટિની સોનાની પેદાશના પ્રમાણમા હિન્દુસ્તાનનુ પ્રમાણ માત્ર બે ટકા હોઇ સોનુ ઉત્પન્ન કરતા પ્રદેશોની સરખામણીમા તેનુ સ્થાન સાતમુ આવે છે આ ઉદ્યોગ હિન્દી નમજ યુરોપિયન

મળીને લગભગ ૨૫૦૦૦ માણસોને રોજી પૂરી પાડે છે.

આ ખાણો પૈકીની એકાદ બે ખાણો પાંચ હજાર ફૂટ કરતાં પણ વધારે ઊંડી ગયેલી છે અને તેના ભંડારમાં ઊતરવા સારુ પ્રથમ સુમારે ૨૫૦૦ ફૂટ જમીનની સપાટી હેઠળ સુધી લીફ્ટ વપરાય છે. ત્યાંથી બીજી લીફ્ટ દ્વારા તેટલી જ ઊંડાણમાં–ઊંડા કૂવા જેવા ખાડામાં ઊતરવું પડે છે. અંદર વીજળીની બત્તીઓ અને કૃત્રિમ હવાની વ્યવસ્થા કરેલી છે, ખાણોની મુલાકાતે આવનારાં જેઓ ભંડારમાં ઊતરીને નિરીક્ષણ માગતા હોય છે તેમને જો ખાણમાં તુરતમાં જ કોઈ અકસ્માત ન થયો હોય તો જ લીફ્ટમાં બેસાડી હેઠળ લઈ જવામાં આવે છે.

મહિસુર રાજ્યને આ ખાણોની ખોદવાની પરવાનગી આપવા બદલ દર વર્ષે સિત્તેર હજાર પૌંડ મળે છે. આ ઉપરાંત કાવેરી નદીના પાણીના ધોધમાંથી શિવ સમુદ્રમાં ઉત્પન્ન થતાં વીજળીના પાવર–હાઉસમાંથી સને ૧૯૦૨ ની સાલથી લેવામાં આવતા વીજળીના પ્રવાહ બદલ દર વર્ષે એક કિલોવોટ દીઠ બાર પૌંડ રાજ્યને આપવા પડે છે આ ખાણોમાં ૧૨૦૦૦ થી વધારે કિલોવોટ પાવર પ્રત્યેક વરસે ઉપયોગમાં લેવાય છે. આ સ્થળોએથી સોનું કાઢવાની તજવીજ પહેલાં પણ કરવામાં આવી હતી, પરંતુ ખાણોના ઇજનેરો લંડનવાળા મેસર્સ જોન ટેલર એન્ડ સન્સને સફળતા સાંપડી હતી, અને સને ૧૮૮૫માં સનદ મેળવી હતી. સનદ મેળવ્યા પછી વીસ વર્ષની અંદર તેમણે ૨૩,૭૩,૪૫૭ પૌંડની કિંમતનું ૬,૩૧,૧૧૬ ઔંસ સોનું કાઢયું હતું, સને ૧૯૧૪–૧૫ થી એ બધું સોનું મોટે ભાગે મુંબઈની ટંકશાળને જ આપવામાં આવે છે.

કોલાર એ મહિસુર રાજ્યના એજ નામના જિલ્લાનું ગામ છે, અને વસતી પંદર હજાર ઉપરાંતની છે. અહીંયાં જિલ્લાની કચેરીઓ, હૈદરઅલીના બાપ ફત્તેમહમદનો રોજો અને લશ્કરી મુકામ છે.

અહીંયાં રેશમના કીડાને ઉછેરવામાં આવે છે તેમજ કામળો સારી વણાય છે.

## બેંગલોર

મહિસુર રાજ્યનું મુખ્ય મથક અને જિલ્લાનું મુખ્ય શહેર છે. મહિસુર રેલવેનું મોટું જંકશન છે અને અહીંથી રેલવે સડક જાલાર-પેટ જંકશન થઇ મદ્રાસ, મહિસુર, હુબળી, ગુંટકલ અને નંદિદ્રીસ તરફ જાય છે. વસતી સુમારે ૩,૫૦,૦૦૦ની છે; અને શહેર પચ્ચીસ ચોરસ માઇલમાં વિસ્તરેલું છે. અને શહેર તથા છાવણીમાં વહેંચાયેલું છે.

આ શહેર દરિયાની સપાટીથી ત્રણ હજાર ફૂટ કરતાં વધારે ઊંચાઇએ આવેલું છે અને તન્દુરસ્તી માટે ઉત્તમ લેખાય છે. શીતોષ્ણ ગરમી લગભગ ૭૨ ડીગ્રી અને વરસાદ એકંદર ૩૬ ઇંચ પડે છે. જીવનનિર્વાહ પણ સસ્તામાં ચાલી શકે છે, જેથી નિવૃત્ત થયેલા હિંદી તેમજ યુરોપિયન અમલદારો અને ગૃહસ્થોના ઘણા કુટુંબો અહીંયાં કાયમનો વસવાટ કરી રહે છે અહીંયાંની ખરી મોસમ જુલાઈ મહિનાથી શરુ થાય છે, ત્યારે હિન્દના ઉષ્ણ ભાગમાંથી અનેક કુટુંબો અત્રે આવીને ઉનાળો પસાર કરે છે. ઘણા લોકોને ઉટાકામન્ડના કરતાં અહીંના હવામાન સારા લાગે છે.

શહેરની અંદરની વસતી ગીચ અને રસ્તા સાંકડા છે. બહાર નવા વસાયેલાં પરાં જેવાં કે બસવન ગુડી, વિન્વેશ્વરમપુરમ, મલેશ્વરમ, ગાંધીનગરમ તથા છાવણી અને તેના પર્ગ—તાસ્કરટાઉન, રિચર્ડટાઉન, ફ્રેઝરટાઉનમાં વસવાટ મોકળો અને સડકો પહોળી છે તેમજ તેના પર વીજળીની ભભકાદાર રોશની ગોઠવેલ છે. વેપારના મુખ્ય મથકો શહેરમાં ચિકપેટ, દોડપેટ અને છાવણીમાં કોમરશીયલ બજાર છે. દરેક પ્રકારના વાહનો, હોસ્ટેલો અને ધર્મશાળાઓની સગવડ સારી છે. અને ઘણા સ્થળો પર મારકેટો બાંધેલી હોવાથી દરેક ચીજ વસ્તુ સરળતાથી સાંપડી શકે છે. મહિસુર રાજ્યમાં લોકભાષા કાનડી હોવા છતાં હિન્દી તેમજ અંગ્રેજીનો પ્રચાર પણ સારા પ્રમાણમાં છે.

બહાર વસાયેલાં પરાંઓમાં ખાનગી તથા જાહેર માલિકીના અનેક

સુંદર અને મનોહર મકાનો બાંધેલાં છે અને તેમાં મહિસુરના મહારાજાનો નવો મહેલ, રેસિડન્ટનો બંગલો, સરકારી ખાતાઓ, પોસ્ટ ઓફિસ, તાર ઓફિસ, કચેરીઓ, વિક્ટોરિયા તથા બીટા બોઈ ઘેલ્મીક હોસ્પીટલ, સેન્ટ્રલ જેલ, ગવર્નમેન્ટ સેન્ટ્રલ કૉલેજ આદિ સ્કૂલો, બેંકો, સિનેમાગૃહો, અંગ્રેજી હોટલો વગેરે મકાનોનો સમાસ થાય છે. આ ઉપરાંત કબનપાર્ક, લાલ બાગ, જૂનો કિલ્લો, ગવીગંધારેશ્વરનું ગુહામંદિર, રિસર્ચ ઇન્સ્ટીટયુટ ઓફ સાયન્સ, રિઝર્વોયર (પાણીની ટાંકી), મ્યૂઝિયમ, રેસકોર્સ આદિ જોવા લાયક અને હરવા ફરવાના સ્થળો આવેલા છે. ચિકપેટમાં ભવ્ય જૈન દેરાસર પણ છે.

કબનપાર્ક વિવિધ પુષ્પાદિ છોડો તેમજ વૃક્ષોથી સુશોભિત છે, અને તેનો ઘેરાવો ઘણો મોટો છે. મધ્યભાગમાં બેન્ડસ્ટેન્ડ ઊભું કરેલું છે. ફરતા પત્થરના બાંકડા ગોઠવી દીધા છે. હાઈકોર્ટ, શેષાદ્રિ લાયબ્રેરી,-મ્યુઝિયમ વગેરે આલીશાન મકાનો આ પાર્કમાં આવેલાં છે. મહિસુરના સ્વર્ગસ્થ મહારાજા સર ચામરાજેન્દ્ર, હિન્દના માજી શહેનશાહ અને શહેનશાહ બાનુ અને માં. કબનના સુંદર સ્મારકો ઊભા કરેલાં છે. અઠવાડિયામાં એક દિવસ બેન્ડવાજાની જોગવાઇ રાખેલી છે. આ પાર્ક વચ્ચોવચ્ચ આવેલો હોઇ જૂના શહેર તથા કેટલાંક પરાં અને છાવણીને જોડી સાંધે છે.

લાલબાગ બસવંતપુરી પાસે આવેલો છે, અને તેમાં અનેક પ્રકારના વૃક્ષો અને બાગાયતી વનસ્પતિ ઉછેરવામાં આવે છે. એક નાનું સરખું જાનવરોનું સંગ્રહસ્થાન પણ અહીં છે. અઠવાડિયામાં એક દિવસ બેન્ડ-વાજાં વગાડવાની વ્યવસ્થા પણ કરેલી છે.

ગવી ગંધારેશ્વરનું ગુહામંદિર કેમ્પેગાવડાના શાસનકાળમાં બંધાયેલું છે અને તેમાં એક જ ખડકમાંથી કોરી કાઢેલો મોટો છત્રાકાર તેમજ ઢોલનો આકાર જોવા લાયક છે

બેંગલોરનો કિલ્લો દક્ષિણ હિન્દુસ્તાનના ઐતિહાસિક અવશેષોમાંનો એક હોઇ હાલના કાળમાં લશ્કરી દ્રષ્ટિએ એનું મહત્ત્વ રહ્યું નથી.

મૂળ કિલ્લો ૧૫૩૭ ની સાલમાં કેમ્પેગાવડાના હિન્દુ રાજ્યકાળમાં માટીનો બાંધેલો હતો. મુસલમાનોએ હૈદરઅલીના રાજ્ય શાસનના પ્રથમ વર્ષમાં-સને ૧૭૬૧માં એ ફરીને પત્થરનો બાંધ્યો હતો. સને ૧૭૮૦માં પેરામબકમ પાસે શ્રી. બેલીની હાર થઇ અને સરડેવીડબર્ડને કેદ કરી લેવામાં એ આ કિલ્લાની પ્રથમ દંતકથા થઇ પડી. સને ૧૭૯૧ માં લોર્ડ કાર્નવાલીસે મહિસુરના ત્રીજા યુદ્ધમાં ટિપુ સુલતાન સામે ઉપરા ઉપરી હુમલાઓ કરીને આ કિલ્લો જીતી લીધો હતો.

કિલ્લાને બે દરવાજા છે અને દિલ્હી અને મહિસુર ગેઇટ તરીકે ઓળખાય છે. ઉત્તર તરફનો દરવાજો મુસલમાની લશ્કરી કામનો ઉમદા નમુના સમો છે. અંદર જૂનો મહેલ છે.

મહિસુર રાજ્યે એના મૂળ હિન્દુ રાજાને પાછું મેળવી આપ્યું એના બદલામાં બેંગલોર કેમ્પ-છાવણી બ્રિટિશોએ સને ૧૮૮૧ માં પોતાની પાસે રાખી લીધું. બેંગલોર વેપાર તેમ જ ઉદ્યોગનું મુખ્ય મથક હોઇ સુતરાઉ, રેશમી, ગરમ કાપડ, હોઝિયરી, સુખડનું તેલ, સાબુના કારખાના અને ગાલીચા, અગરબત્તીઓ તથા સુખડ, હાથીદાંત અને ધાતુ પર સુંદર નકશી કામ બનાવવામાં આવે છે.

## અનંતપુર

મદ્રાસ ઇલાકાના અનંતપુર જિલ્લાનું મુખ્ય શહેર છે અને એમ. એસ. એમ. રેલવેની બેંગલોર-ગુંટાકલ રેલવે શાખાપર આવેલું છે. કાનડી ભાષા બોલતી પ્રજાના પ્રદેશની પશ્ચિમ સરહદનો આ પ્રદેશ કહેવાય છે. અનંતપુર મદ્રાસ યુનિવર્સિટીનું સેંટર હોઇ કૉલેજો, સ્કૂલો વગેરે કેળવણીની કેટલીક સંસ્થાઓ અત્રે આવેલી છે. પુરાણા સ્થળોમાં મનરો કચેરી અને મનરોહાઉસ સારી સ્થિતિમાં જળવાઇ રહેલાં છે. એક નાની ટેકરી પર પીસ-મેમોરિયલ કિંવા શાંતિસ્મારક બાંધેલ છે.

સોળમી સદીના મધ્યકાળથી તે અઢારમી સદીના મધ્યકાળ પર્યંત હાલના બેલારી અને અનંતપુર જિલ્લાના મોટા ભાગપર પોલિગારોની રાજસત્તા હતી. એ વેળા અનંતપુરે સારી મહત્તા મેળવી

હતી. એ પછી હૈદરઅલી અને ટિપુ સુલતાનના હાથમાં થોડો કાળ રહી એ અંગ્રેજોના અધિકાર નીચે આવ્યું અને સને ૧૮૦૦માં અંગ્રેજી સલ્તનતમાં જોડાઇ ગયું. કર્નલ મનરોએ અનંતપુરને મુખ્ય મથક તરીકે પસંદ કર્યું પરંતુ સને ૧૮૮૨મા બેનારીને પસંદ કરવામાં આવતા અનંતપુરનો જુદો જિલ્લો થયો.

## નંદિદુર્ગ કે નંદિ હીલ

આ ઐતિહાસિક સ્થળ ટેકરીના મથાળે દરિયાની સપાટીથી ૪૮૫૧ ફૂટ ઊંચાઇ પર મહિસુર સંસ્થાનના કોલાર જિલ્લામાં આવેલું ઉનાળામાં હવા ખાવાનું પ્રખ્યાત આરોગ્યવર્ધક મથક છે. બેંગલોરથી કોલાર થઇને બોરિંગપેટ તરફ જે નાકડા માપની રેલવે લાઇન જાય છે તેના પર પાત્રીશ માઇલ દૂર નંદિ સ્ટેશન આવે છે અને ત્યાંથી સુમારે ત્રણ માઇલ દૂર આ નંદિદુર્ગ કે નંદિ હીલ આવેલ છે. ત્યાં જવા આવવાના વાહનો મળી શકે છે. બેંગલોરથી મોટરબસો પણ આવ જાવ કરે છે.

સ્ટેશનથી ટેકરી તરફ જતા સડક પર પ્રથમ નંદિગ્રામ અને પછી સુલતાનપેટ આવે છે સુલતાનપેટ ટેકરીની તળેટીમાં વસેલું છે. અહીંથી ઊંચાઇ આશરે બે હજાર ફૂટ હોઇ ટેકરીનુ સુમારે બે માઇલનું ચઢાણ બહુ સખત છે. ઉપર ચઢવાને પગથિયા બાંધેલા છે તથા પગપાળે ન જઇ શકે એવા માટે ખુરશીવાળી ડોળીઓની પણ સારી વ્યવસ્થા છે. ટેકરી મોટા ભાગે ઉજ્જડ હોવાથી પ્રભાતે અથવા તો સાયંકાળે ચઢવાનું ગમ્યવું એજ સ્વાદકારક અને સુખાવહ છે.

ટેકરીની ટોચે જૂનો કિલ્લો આવેલો છે. ટોચ પરની શિખર એક સરખી સપાટ નથી પણ ઢાળદાર હોઇ ચોતરફ રસ્તાઓ કાઢીને ઠેરઠેર ઝાંકડાઓ ગોઠવી-વનસ્પતિ ઉગાડી સુંદર બનાવેલ છે. કિલ્લાના પ્રવેશદ્વારના પગથિયાં પાસે એક નાનો સરઓ તથા અંદરની બાજુ મોટા પત્થરનો કુંડ અમૃત સરોવર આવેલાં છે. આનાં પાણી ગોમુદારી અને નારિયેળના પાણી જેવાં મીઠાં છે. પાણી નિર્મળ અને કાયમ

રહે છે. અહીંયાં કનિંગહેમ, ઓકલેન્ડ, કબ્બન વગેરેના નામથી ઓળખાતા બાગ અને રાયરચીલાથી શણગારેલાં ત્રણ ભવ્ય બંગનાઓ અને એ થી ત્રણ બીજા મકાનો ઉપરાંત યોગ નંદીશ્વરનું એક નાનું સરખું મંદિર પણ આવેલ છે.

આખો બંગલો અથવા તો તેના શણગારેલા ઓરડાં દિવસના દોઢથી ચાર રૂપિયાના, તેમ જ અન્ય મકાનોમાં ગોઠવેલા ખાટલાઓ આઠ આનાથી બાર આનાના ભાડેથી મળી શકે છે. અહીંયાં શાકાહારી અને બિનશાકહારી માટે ભોજનની વ્યવસ્થા છે તેમજ વાસણ-કૂસણ અને ગોદડી-ગોદડાં પણ મળી શકે છે. આનાં માટે બેંગલોરમાં આવેલાં લાલબાગના સુપ્રીટેન્ડન્ટ સાથે પત્ર વ્યવહાર અથવા તો રૂબરૂ મલીને પ્રથમથી બંદોબસ્ત કરવાની જરુર છે.

પાલાર નદીનું મૂળ અહીંયા છે એટલે તેનું તેમ જ દૂર દૂરના પ્રદેશોનું રમણીય દૃશ્ય ટોચ પરથી દૃષ્ટિગોચર થાય છે. ઉનાળામાં અહીંયાં પ્રવાસીઓ મોટી સંખ્યામા આવે છે. ઉનાળામાં બેંગલોરમાં ૮૦ થી ૯૨ અને અહીંયા સવારે ૬૩ થી ૬૫ અને વધારેમા વધારે ૭૬ ડીગ્રી ગરમી રહે છે. મહાત્મા ગાંધીજી શરીર સ્વાસ્થ્ય માટે દોઢેક માસ આ ટેકરી પર રહી ગયા હતા

આ ટેકરી બીજીથી અગિયારમી સદી પર્યંત નંદાગિરિ તરીકે ઓળખાતી અને 'નંદાગિરિના સ્વામી'ની પદવીને વરેલા જૈનધર્મના ગંગા કિંવા ગાંગાઓના ગઢ તરીકે મશહૂર હતી. અગિયારમી સદીના આરંભકાળમાં ચોલા હસ્તક જવાથી નંદાગિરિના બદલે એ નંદિગિરિના નામે ઓળખાવા લાગી. પંદરમી સદીમાં અહીંયાં ચિકબાલાપુરના સરદારોએ કિલ્લો બાંધ્યો હતો; અને પાછળથી હૈદરઅલી અને ટિપુ સુલતાને એને વિસ્તૃત કર્યો હતો.

સને ૧૭૭૦ માં મરાઠાઓએ આ કિલ્લો સર કર્યો હતો, અને ૧૭૯૧ ની સાલમાં લોર્ડકોર્નવાલીસની સરદારી નીચેનાં બ્રિટિશ લશ્કરે

છની લીધો હતો. નંદિહીલ પર ટેલીફોનની સગવડ છે એટલે નંદિ સ્ટેશન સાથે વાતચીત કરી શકાય છે. સીઝન વખતે સબ પોસ્ટ ઓફિસ, દવાખાનું અને પોલીસ થાણું પણ રાખવામાં આવે છે.

## શિવસમુદ્રમ

કાવેરી નદીના પ્રખ્યાત ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરવાનું મોટામાં મોટું અને ખાસ જોવા લાયક પાવરહાઉસ અહીંયાં આવેલ છે. મહિસુર તરફ જતી રેલવે દ્વારા અથવા તો બેંગલોરથી ચન્નાપટન જ્યાં લાકડાંના રંગિન રમકડાંઓ તથા વાજિંત્ર પર વપરાતી મજબૂતની તાર તૈયાર કરવામાં આવે છે. ત્યાં થઇને મોટરબસ દ્વારા મદુર સ્ટેશને આવવું પડે છે. મદુરથી આ સ્થળ ત્રીસ માઇલ થાય છે અને મોટર બસ જાય છે. સ્ટેશન પર હિન્દુ રિફ્રેશમેન્ટની સારી સગવડ છે.

અહીં કાવેરી નદી બે ધારાથી વહે છે, તેથી એ ધારાઓ વચ્ચે શિવસમુદ્રમ નામનો ત્રણ માઇલ લાંબો ટાપુ બને છે. પશ્ચિમ તરફનો ફાંટો મહિસુર રાજ્યની સરહદને મદ્રાસ ઇલાકાના કોઇમ્બતુર જિલ્લાની સરહદથી છૂટો પાડે છે. ત્યાં આગળ ગગનચક્કી નામનો ધોધ આવેલો છે અને પૂર્વ તરફ વહેતા ફાંટા પર બારચક્કી નામનો ધોધ આવેલ છે. બન્ને ધોધો સુમારે ચારસો ફુટની ઊંચી સપાટી પરથી કાનોમાં બહેરાશ આવી જાય એવી ગર્જના સાથે ઘસાઇને ગોળ થઇ ગયેલા ખડકો પર અથડાઇને ફીણ રૂપી વાદળોના આકારમાં એકધારામાં નીચે ખાડામાં પડે છે બારચક્કી નામનો ધોધ વર્ષાઋતુમાં તો ટેકરી પરથી એકધારો પા માઇલની પહોળાઇમાં પડે છે અને એ દૃશ્ય ખરેખર અનેરું છે.

ખાસ મનન કરવા યોગ્ય અને અજાયબીમાં ગરકાવ કરી નાખે એવું બીજું દૃશ્ય ત્યાં આગળ વીજળી ઉત્પન્ન કરવા માટે કોઇપણ રચનાઓ અને બાંધેલું પાવરહાઉસ છે. મહિસુરના માજી દીવાન સર શેષાદ્રિને હિંદની નદીઓમાંથી એમ વહી જતું પાણી રોકીને તેના બળ વડે મોટા કારખાના ચલાવી વીજળી ઉત્પન્ન કરી શકવાના આવેલા

આદિ વિચારી પરથી આ યોજના અસ્તિત્વમાં આવેલ છે. કાવેરી નદીનો બંધ બાંધી તેનું પાણી ક્રમશઃ બાંધેની ઢાળદાર નહેર દ્વારા એક વિસ્તીર્ણ ટાંકામાં લાવી ત્યાંથી બાર મોટા પાઇપો દ્વારા સુમારે ૨૫૦ ફૂટ નીચે કાવેરીની ખીણ પર બાંધેલ પાવરહાઉસના વ્હીલ (ચક્કર) પર અતિ વેગથી પડીને કારખાનાને ગતિમાન રાખે છે.

પાવરહાઉસમાં બધા મળીને બાર ડાયનેમા યંત્રો ગોઠવેલા છે. અને ૭૬૦૦૦ વોલ્ટ વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે કારખાનામાં જવા માટે અતિ ઢાળદાર ટેકરીના ઢોળાણ પર ગોઠવેલા લાખંડના પાટા પરથી વાયર રોપ (તારના દોરડા) થી જકડબંધ કરેલી લોરી પર બેસાડેલા બાંકડા ઉપર સવાર થવું પડે છે વ્હીલ-ચક્ર પર વાયરરોપની ગૂંથણી એવી છે કે એક લોરી નીચે ગબડે છે તે જ વેળા નીચેથી એક લોરી ઉપર આવી જાય છે

કોલારની સોનાની ખાણો, બેંગલોર મહિસુર તથા સંસ્થાનના કેટલાક શહેરોને અહીંયાથી વીજળી પૂરી પાડવામાં આવે છે પાવર હાઉસ માટે રોકેલા એન્જિનીયરો વગેરે માટે નહેરની બન્ને તરફ આવેલી સડકો પર સુંદર બંગલાઓ તથા મકાનો બાંધેલા છે નહેર પર છેટે છેટે કાંકરેટના પુલો બાંધીને સ્થળને વીજળીની બત્તીઓથી ભભકદાર કરેલ છે. પ્રવાસીઓ માટે મુસાફર બંગલા બાંધેલો છે. નહેરના છેડા પર બાંધેલા ઇન્સ્પેકશન બંગલામાં સુપ્રીન્ટેન્ડન્ટની પરવાનગીથી રહી શકાય છે સ્થળ બહુ શાંત અને રમણીય છે

કાવેરી નદીમાં શ્રીરંગમના ત્રણ ટાપુઓ છે તેમાં શિવમંદિર છે અહીંયા ભગવાન પૂર્વમુખે શેષશય્યા ઉપર સૂતેલા છે

શિવસમુદ્રથી દક્ષિણે બિલીગિરિરંગ નામના પર્વત ઉપર ચંપકારણ્ય નામના ક્ષેત્રમાં શ્રીનિવાસ ભગવાનનું મંદિર અને ભાર્ગવ નદીનું તીર્થક્ષેત્ર આવેલ છે અહીંયા ચંપાનું ઘણું જૂનું ઝાડ આવેલું છે. એ ઝાડ નીચે પરશુરામે તપ કર્યું હતું એમ કહેવાય છે

## શ્રીરંગપટ્ટન

આ ઐતિહાસિક શહેર મહિસુર તરફ જતી રેલવે લાઇનપર આવેલું છે એમ ગોર તેમ જ મહિસુર વચ્ચે દોડતી મોટરમમ દ્વારા પણ ત્યા જઇ શકાય છે મહિસુરથી માત્ર આઠ માઇલ દૂર છે અને કાવેરી નદીમાના એક ટાપુ પર વસેલુ છે. એક વેળા મહિસુર રાજસ્થાનનુ એ પાયતખ્ત શહેર હતુ આ શહેર અને એની આસપાસનો પ્રદેશ ટિપુ સુલતાન અને બ્રિટિશો વચ્ચે થયેલી લડાઇઓ માટે પ્રખ્યાત છે શ્રી રંગપટ્ટનના કિલ્લા ઉપર બ્રિટિશોએ સને ૧૭૯૨ અને ૧૭૯૯ મા એમ બે વાર ચઢાઇ કરી હતી

કિલ્લાની ભીંતો ઘણી પહોળી છે અને ખડકમાથી ખોદી કાઢેલી ખાઇઓ તેમ જ ઉત્તર અને પશ્ચિમ બાજુથી નદી વડે રક્ષાયેલો હોવાથી એ જમાનામા આ કિલ્લાની ઉપર પાસેની કોઇ પણ ઊંચી જગ્યા પરથી પણ હુમલો કરી શકાય એમ ન હતુ સને ૧૭૯૯ મા છેવટના હુમલા વખતે જનરલ હેરીસે નદી જ્યાથી બે ફાટામા વહે છે ત્યા આગળ ગામડુ પાડીને કિલ્લો સર કર્યો હતો આખરે આ લડાઇમા ટિપુ ઘવાયો અને મ ણુ પામ્યો જ્યા ગામડુ પાડવામા આવ્યુ હતુ એ જગ્યા પર હજુ પણ બે તોપો પડેલી નજરે પડે છે.

અત્યાર એ મોટુ શહેર મટીને નાનુ ગરખુ શહેર નજરે પડે છે જૂના અવશેષોમા કિલ્લાની ઉત્તર તરફની દીવાલોમા આવેલી અંધારી કોટડીઓ, રંગનાથ સ્વામીનુ ઘણુ પુરાણુ મંદિર તથા ઊંચા મિના રાવાળી મોટી મસ્જિદ અને કિલ્લાની બહાર દરિયા દૌલતબાગ, ટિપુનો આરામ ભોગવવાનો ઉનાળાનો સમરપેલેસ, હૈદરઅલી તેમજ ટિપુના મોટા રાજાઓ અંગે આરામ ગાડો લડાઇ દરમિયાન માર્યા ગયેલા અમલદારોનુ સ્મારક અને સ્કોટ સાહેબનો બંગલો તથા સ્ટેશન પાસે આવેલી આર્ચ-કમાન વગેરે છે

જોવા જેવા સ્થળોમા મસ્જિદના મિનારાઓ પરથી દૂરનુ અપ્રતિમ દૃશ્ય છે સમરપેલેસ નામના બંગલામાં ચિત્રકળાના નમૂના જોવા

જેવાં છે. ટાપુના પૂર્વતરફના છેડા પર બાંધેલો રોજો જેમાં હૈદરઅલી, ટિપુ સુલતાન તથા તેની માતાની કબરો છે. એ આરામગાહનું મકાન બહુ મોટું અને સુશોભિત બાંધેલું છે. ઉપર ઘૂમટ અને મિનારા ચણેલાં છે, અને પ્રવેશમાર્ગ વચ્ચે બન્ને તરફ સુંદર વૃક્ષો રોપેલાં છે. દરવાજાનું નકશી કામ પણ સુંદર છે.

## સોમનાથપુર

મહિસુરથી આસરે બાવીસ માઈલ આવેલાં આ સ્થળે મોટરબસ દ્વારા જવાય છે.

અહીંયાં શ્રી પ્રસન્નચંદ્ર કેશવનું મોટું મંદિર આવેલું છે. શ્રી પ્રસન્નચંદના મંદિરની દક્ષિણે શ્રીવેણુ ગોપાલનું અને ઉત્તરે શ્રી જનાર્દનનું એમ ત્રણે ય શિખરદાર મંદિરો આવેલાં છે. આ મંદિરો બારમી સદીમાં સોમનાથ નામના કોઇ અમલદારે બંધાવ્યાં હોવાનું કહેવાય છે. મંદિરો કાળા પત્થરના બાંધેલાં છે. તેની બાંધણી ઉત્તમ છે. બહારની ફરતી દીવાલો પર ઝીણવટથી કોરેલી કારીગીરી હોયશાલા શિલ્પ કળાના ઉત્તમોત્તમ નમૂનારૂપ અને આકર્ષક છે.

## તલકાડ

સોમનાથપુરથી બસમાં આગળ જતાં તલકાડનું ઐતિહાસિક સ્થળ આવે છે. એક વખત ગંગા કે ગાંગા નામના જૈન રાજાઓની મશહૂર રાજધાનીનું એ શહેર હતું. અત્યારે એ રેતીના ડુંગર જેવડાં મોટા ઢગલાઓ તળે દટાયેલું પડયું છે. હાલ ત્યાં નાની જેવી વસતી છે. વૈદેશ્વર મંદિર પાસેથી રેતીના ઢગોની શરૂઆત થાય છે.

## નંજનગુડ

મહિસુરથી ચામરાજ નગર સુધી રેલવે કાંટા પર આશરે પંદરેક માઇલ આવેલું આ સ્થળ મહિસુર રાજ્યના એક તાલુકાનું મુખ્ય ગામ છે. અહીંયાં આવવા જવાને મોટરબસ સર્વિસ છે.

અહીં આવેલું એક મોટું જૂનું મંદિર એની પ્રાચીનતા માટે ખૂબ

સિદ્ધ છે; અને પ્રત્યેક વર્ષે માર્ચ મહિનાના અંત ભાગમાં ના પ્રસંગે હજારો યાત્રિકોનો જમાવ થાય છે અને દેવને મધ્યાહ્ન સમય પછી ગોરાની વગેરેથી શણગારેલી બોટમાં કે તરાપા પર બેસાડીને નદીમાં રાત્રિચર્યા કરાવવામાં આવે છે અને દારૂખાનું ફોડવામાં આવે છે.

આ મંદિર ઘણું જ લાંબું અને પહોળું છે. તેમાં આવેલી કેટલીક મૂર્તિઓની કોરણી બહુ કુશળતાપૂર્વક કરેલી છે. મહિસુર રાજ્યમાં આ મંદિર પ્રત્યે લોકોનો માન ભાવ છે અને મહિસુર રાજ્ય તરફથી સારું જેવું વર્ષાસન આપવામાં આવે છે. આ મંદિરની બહારની દીવાલ પર મથાળે તથા રથો ઉપર બીભત્સ આસનોનું આલેખન કરવામાં આવેલ છે

અહીંયા કેળાંનો પાક સારો થાય છે અને વખણાય છે

## મહિસુર

મહિસુર રાજસ્થાનનું રાજધાનીનું શહેર છે અને તે મહિસુર સ્ટેટ રેલ્વેનું મોટું જંકશન છે. અહીંયાથી (૧) શાખા બેંગલોર તરફ (૨) આર્સિકેરી તરફ (૩) ક્રિષ્ણરાજસાગર થઈ હોલેનરસિંહપુર અને (૪) નંજનગુડ થઈને ચામરાજનગર તરફ રેલ્વેના જુદા જુદા ફાંટા જુદા પડે છે

મહિસુર દરિયાની સપાટીથી સુમાર ૨૫૦૦ ફૂટ ઊંચાઈ પર આવેલું છે, અને એની વસતી લગભગ ૧,૨૫,૦૦૦ની અંદાજ છે. અહીંયાથી કુર્ગ પ્રાંતના પાયતખ્ત મરકારા થઈને મેંગલોર, ઉટાકામંડ, કાલિકટ, તલાચેરી, કાનાનોર તરફ દરરોજ મોટરબસો દોડે છે. [illegible] આશરે અહીંયાથી ૨૦૦ માઈલ દૂર થાય છે. અહીંની કાનડી ભાષા શુદ્ધ ગણાય છે

શહેરની રચના સુંદર છે, સડકો પહોળી છે તથા ચોપાટ વચ્ચે વનુપો-સરકલો કાઢીને વચ્ચે રંગીન અને રોનકદાર ફીરંગીની દીવાબત્તીઓ ગોઠવેલી છે. સડકોની બન્ને બાજુ મોટા મોટા ખૂબસુરત ઇમારત

મકાનો બાંધીને તથા નવા પરાંઓ વસાવીને હમણાં હમણાં શહેરને તથા સ્ટેશનને ખૂબ વિસ્તૃત કરી દીધેલું છે. મુસાફરો સારુ સ્ટેશન નજીક તેમ જ શહેરમાં ધર્મશાળાઓ અને શાકાહારી તેમજ બિનશાકાહારીઓ માટે લોજીંગ બોર્ડિંગ–રહેવા ખાવા માટેની વ્યવસ્થાવાળી હોટલોની સારી સગવડ છે. રિક્ષા, ટાંગા વગેરે વાહનોની પણ સારી વ્યવસ્થા છે.

રેલ્વેસ્ટેશન પાસેથી નીકળતા વાઇસરોયરોડ ઉપર સીધા દક્ષિણ દિશામાં જતાં શાકાહારી, બિનશાકાહારી મોટા હોટલો અને લક્ષ્મીપુરમ અને ચામરાજપુરમ નામના નવા વસાયેલાં પરાં આવે છે અને સ્ટેશનની બહાર પડતાં નજીકના પહેલાં વર્તુલમાંથી ડાબા હાથની સડકે જતાં દશેરાના તહેવારો પ્રસંગે ભરાતા પ્રદર્શનનું મકાન અને થોડુંક ચાલતાં મેડીકલ કૉલેજ આવે છે. અહીંયાં સયાજીરાવરોડનું વર્તુલ આવે છે. એના બીજા ખૂણા પર આયુર્વેદિક અને યુનાની કૉલેજ, ચામરાજેન્દ્ર ટેકનીકલ ઇન્સ્ટીટયુટ અને જાહેર લાઇબ્રેરી તથા કૃષ્ણરાજેન્દ્ર હૉસ્પિ-તાલના મોટા અને સુંદર મકાનો આવેલાં છે. વર્તુલમાંથી જમણા હાથ તરફની સયાજીરાવ સડક પર થોડુંક ચાલતાં મોટી દેવરાજ મારકેટ અને ચૌટું આવે છે. અહીં ડફરીન કલોકટાવર અને ગુનાબા સુવાવડખાતું આવેલ છે તથા દરેક પ્રકારની દુકાનો અને લોજીંગબોર્ડીંગ હોસ્ટેલો આવેલાં છે.

ચૌટાના વર્તુલમાંથી જમણાહાથનું વલણ લેતાં અનાજ, કરિયાણાંની બજાર અને ડાબાહાથ તરફ વળતાં મોટરસ્ટેન્ડ, સિનેમાગૃહ, હેડપેટ (મોટીબજાર) નું નાકું તથા જમણી તરફ ટાઉનહોલ, સીલ્વર જ્યુબીલી કલોક ટાવર, કર્ઝન પાર્ક આવેલાં છે. સીધી સડક પર આગળ વધતાં એક તરફ ફ્લોરલ ફાઉન્ટન અને રાજમહેલના કિલ્લાની પશ્ચિમાભિમુખ લાંબી દીવાલ અને બીજી તરફ સેન્સડાઉન બજાર, જગનમોહન પેલેસ, અને મ્યુઝિયમ તરફ જવાનો રસ્તો, મહિસુર યુનિવર્સિટી, કચેરીઓ, સરકારી ઑફિસો, કૉલેજોના સુંદર મકાનો અને ચામરાજરોડનું વર્તુલ આવેલ છે. વર્તુલમાંથી જમણા હાથ તરફ વળતાં સંસ્કૃત કૉલેજ, ગાર્ડન

સ્વર્ગસ્થ મહારાજા ચામરાજેન્દ્ર વોડિયારનું બાવલું સંગેમરમરની ઊંચી પગથાર ઉપર ખડું કરેલું છે. અને ફરતો આરસપહાણનો સુંદર કઠેરો ભરીને ચારે દિશામાં સંગેમરમરના પગથિયાં બાંધેલાં છે. અને એ પર પુષ્પના કુંડાઓ ગોઠવેલાં છે. બાવલાની ઉપર સોનેરી પતરાનો છત્રાકાર ઘૂમટ બાંધેલો છે. બાવલાને ફરતાં સફેદ ગોળા સાથેના પ્રકાશિત વીજળીના ફાનસો અને સર્ચલાઇટો ગોઠવેલાં હોવાથી ઘુંમટના પતરાં સોનાની માફક ચમકતાં રહે છે. અને ચોગાનનું દૃશ્ય અતિ મનોહર લાગે છે

હનુમાનના મંદિરનો પગથાર જમીનની સપાટીથી ભાગ્યે જ એકાદ ફૂટ છે મંદિર નાનું પણ ખૂબ આકર્ષક છે. એના મુખ્ય ભાગમાં વિશાળ ચોગાન આવેલું છે અને રાજમહેલનાં પ્રવેશદ્વારો ઉપર વીજળીની રોશની આખીએ રાત ઝગમગતી રહે છે. ભાવિક સ્ત્રી પુરુષોની અવરજવર સંધ્યાકાળ પછી અને ખાસ કરીને શનિવારની રાત્રિએ વિશેષ પ્રમાણમાં રહે છે. આ સ્થળનો દેખાવ ખરેખર ખૂબ જ રમણીય છે.

રાજમહેલ વિશાળ અને ઘણો જ સુંદર બાંધેલો છે રાજમહેલ પરનો ઘુમ્મજ મધ્યભાગમાં ઊંચો આવેલો છે. ઘુંમજના મથાળા સુધીની ઊંચાઈ ૧૪૫ ફૂટ ગણાય છે મહેલના મુખ્ય ભાગ પર ૧૫૦૦ માણસો બેસી શકે એટલો વિશાળ દરબાર હોલ એક પણ થાંભ વચ્ચે મૂક્યા વગરનો બનાવેલો છે અને છજા, ઝરૂખા, ગોખલા, કઠેરાં વગેરે મળીને મહેલને ખૂબ ખૂબ નયનરમ્ય બનાવેલો છે એ દેવશાળા શિલ્પકળાનો ઉમદા નમૂનારૂપ છે એનું અંદરનું કોતરણી કામ, નકશીકામ, શિલ્પકામ ખાસ જોવા લાયક છે. મહેલ, એના ઘુરજો અને મુખ્ય ઘૂમટ પર ગોઠવેલા વિદ્યુતના બલ્બ ગોખલા અને કમાનો અને ચોગાનમાં બીજા સ્થળોના થાંભલાઓ પર ગોઠવેલી સર્ચ લાઈટો તથા મહેલના ... પર મુખ્ય ગોઠવેલી ફલડલાઈટો રાત્રિના સમયે સજીવન કરવામાં આવે છે આ વેળાનું દૃશ્ય ખૂબ જ

મનોરંજક અને આહ્લાદજનક માલૂમ પડે છે. મહારાજાની શહેરમાં હાજરી હોય છે, ત્યારે દિવસે વાવટો અને રાત્રે લાલબત્તી અને ગેરહાજરી હોય છે ત્યારે નીલા રંગની બત્તી રાખવામાં આવે છે.

મહેલની ચારેગમ ચોગાનો ખેડેલા છે અને તેમાં દેવસ્થાનો બાંધીને ફરતો કાંગરાવાળો કોટ ચણેલો છે. મુખ્ય ભાગનું ચોગાન અતિ વિશાળ છે અને તેમાં વિવિધ પ્રકારના પુષ્પના છોડો ઉછેરીને અને થાંભલાઓ પર વિદ્યુતની પ્રકાશિત રોશની ગોઠવીને રોનકદાર બનાવેલ છે. આ કોટના પૂર્વાભિમુખ દરવાજા નજીક આવેલા દેવસ્થાનના પ્રવેશદ્વારની દીવાલ પર નંજનગુડના મંદિરના જેવું બીભત્સ આસનોવાળું આલેખન કરવામાં આવેલ છે.

હાર્ડિંજ સરકલનો ઘેરાવો મોટો છે અને ફરતા કાંકરેટના બાંકડા ગોઠવેલાં છે અને ચોતરફ ઉગાડવામાં આપેલી હરિયાળીથી સુશોભિત છે અહીં આગળ બાગ વચ્ચે છ રસ્તાઓ મળે છે. આગળ ચાલતાં હાર્ડિંજ સરકલની પાસે પાર્ક વચ્ચે બેન્ડસ્ટેન્ડની સગવડ છે. બાંકડાઓ તેમજ વિવિધ પુષ્પ છોડો, કુંડાઓ ગોઠવીને આ વિશાળ જગ્યાને સારી સુશોભિત કરેલી છે

બેન્ડસ્ટેન્ડ પછી મીરઝા રોડપર રાજાનો તબેલો, મોટરગેરેજ અને હાથીખાનું આવેલ છે. તબેલામા રાજના ખાસ માનીના તથા ડાન્સીંગ ઘોડાઓ તથા વિવિધ તરેહની ગાડીઓ અને ઘોડાઓના સાજ અને રેસમા જીતેલા કપો. તથા હાથીખાનામા મોટા મોટા હાથીઓ, અને તેમના પર મૂકવામા આવતી સોનેરી ઝરી ઝૂલો, અને અંબાડીઓ જોવા લાયક છે તબેલાઓ જોવાની રજા સવારના ૮ થી ૧૧ અને સાંજે ૩ થી ૬ વાગ્યા વચ્ચે મળી શકે છે

લાલબાગ એટલે વિવિધ હિંસક તેમજ અહિંસક પ્રાણીઓનુ સુંદર સંગ્રહસ્થાન. એમા કાળા રંગના ચિત્તો, પાણીના ઘોડાઓ અને બહુ જુના તેમજ અતિ લાંબા અજગરોનો સંગ્રહ કરેલ છે. બાગનો વિસ્તાર મોટો છે અને સુંદર પુષ્પછોડો અને અનેકવિધ વનસ્પતિથી ખૂબ

સુરત બનાવેલ છે. સવારના ૭થી૧૧ અને સાંજે ૩ થી ૬ વાગ્યા સુધી એ જોવા માટે ખુલ્લો રાખવામાં આવે છે, અને એક આનો પ્રવેશ ફી લેવામાં આવે છે.

લલિતા મહાલ અથવા નવો મહેલ દરિયાની સપાટીથી ૨૫૮૦ ફૂટની ઊંચાઇવાળી જમીન પર દૂરના દશ્યો નિહાળી શકાય એવી રીતે બાંધેલો છે ઉપરના ભાગ પર સુંદર અગાશીઓ કાઢી છે. જેથી મહેલની શોભા ખુબ દીપી ઉઠે છે. ચારે તરફ બાગ ઉછેરીને મહેલને ઘણો સુશોભિત બનાવેલ છે. આ મહેલનું બાંધકામ સને ૧૯૨૧ માં શરુ થઇ ૧૯૨૯ માં પૂરું થયું હતુ પ્રેક્ષક પ્રવેશદ્વારમાં થઇને અંદર દાખલ થાય છે કે તેની નજર સામે શ્વેત સંગેમરમરનો દાદર માલૂમ પડે છે. આ દાદર પર ચડતાં જમણી તરફ નૃત્યગૃહ બોલરૂમ નજરે પડે છે, અને તેની ફરસ ખાસ 'સ્પ્રીંગ–કમાનવાળા પાટિયાની બનાવેલી છે. આ મહેલની પાછળ આશરે પચીસ લાખ રૂપિયા ખરચ થયો છે. વિવિધ ગાલીચાઓ અને ફરનીચર વગેરેથી તેના રૂમો શણગારેલાં હોઇ ખાસ જોવા લાયક છે

ચામુંડી હીલ દરિયાની સપાટીથી ૩૫૦૦ ફૂટ ઊંચી છે, અને એના શિખર પર રાજની રક્ષક અને રાજની કુળદેવી ચામુંડેશ્વરી દેવીનું બહુ વિખ્યાત અને મોટું મંદિર આવેલું છે. મંદિરના ઊંચા શિખર તથા ગોપુર ઉપર તેમજ સળંગ ટેકરી તથા ઉપર ચઢવાના એક હજાર પગથિયાંની બનેલી ગીડીની બન્ને બાજુ આખી રાત વીજળીના દીવાઓ ઝગઝગાટ કરતા પ્રગટી રહે છે. 'મોટર વગેર વાહનો ચડવા સારુ ટેકરી પર સડક બાંધેલી છે, અને પગે ચડીને ઉપર જનાર હિંમતવાન પ્રવાસી માટે ઉપરોક્ત જૂનો ગીડી વાળો માર્ગ કાયમ છે. દેવીના મૂળ મંદિરનું બાંધકામ જૂનું હોઇ બીજું એક સો વર્ષ પર નવું બાંધેલું છે સીડી રસ્તે ચડતાં વચ્ચે પત્થરનો એક મોટો નંદિ નજરે પડે છે આ નંદિ ૨૫ ફૂટ ઊંચો છે અને ઘૂઘરમાળા વગેરે ઘરેણાંનો શણગાર વગેરે કોતરીને રોનકદાર બનાવેલો

છે. ટેકરી ઉપર બીજા બે મંદિરો અને તળાવો પણ છે વરસમાં દશેરા પ્રસંગે પાલખીમાં તથા તરાપા પર પ્રતિમાને પધરાવીને તળાવમાં ફેરવવામાં આવે છે.

અહીંયા એક ઊંચી જગ્યા પર રાજનો બંગલો બાંધેલો છે, અને રાજ કુટુંબ વખતો વખત તેનો ઉપયોગ કરતું રહે છે. એ બંગલો સને ૧૮૨૨ માં મી. આર્થરકોલે બંધાવ્યો હતો; અને પાછળથી તેમાં સુધારા વધારા કરવામાં આવ્યા છે. આ ટેકરી પરથી ઘણા દૂરના સુંદર અને મનહર દેખાવો જોઈ શકાય છે. શ્રીરંગપટ્ટણની મસ્જિદના ઊંચા મિનારા, ક્રિસ્નારાજસાગર તળાવ અને તેને બાંધેલો લાંબો પુસ્તો, મેલકોટેની પવિત્ર ટેકરી, હ્યાનાકની ટેકરીઓ, નિલગિરિ પહાડની હારમાળા અને આખું યે મહિસુર શહેર જોઈ શકાય છે. રાતની વેળાએ વીજળીના રંગબેરંગી દીવાઓ વચ્ચે ઝગમગતું શહેર અને ક્રિસ્નારાજસાગરના પુસ્તાનું દૃશ્ય નિહાળતા પ્રવાસીનો થાક ઊતરી જાય છે.

ગવર્નમેંટ હાઉસ મહિસુરના રેસિડન્ટના નિવાસ માટે સને ૧૮૦૭માં બાંધવામાં આવ્યું હતું, અને હમણાં યુરોપિયન મહેમાનોના માટે એ ઉપયોગમાં લેવાય છે લલિતા મહેલ વગેરે જોવા લાયક મકાનોની નીરખવાની રજા ત્યાં આવેલી ઑફિસમાંથી મળે છે

સિલ્વરજ્યુબીલી ક્લૉકટાવર પાસેથી શહેરના એક નાકાથી બીજા નાકા સુધી આરપાર દેવડપેટ નામની મોટી બજાર આવેલી છે ગુજરાતી તેમજ મારવાડી વેપારીઓની દુકાનો આ પેટમાં જ હોઈ જૈનોના બે મંદિરો પણ અહીંયા જ આવેલા છે. મહિસુરની જેલમાં ગાલીચા બહુ સુંદર અને સરસ બનાવવામાં આવે છે એ જોવા તરફ આ રસ્તે થઈને જવાય છે. જેલની મુલાકાત સવારના ૮ થી ૧૧ અને સાંજે ૩ થી ૫ વચ્ચે થઈ શકે છે અને એ માટે જેલના અધિકારીની રજા મેળવવી પડે છે.

સ્ટેશન નજીકના વર્તુલ પાસેથી રેલ્વે લાઇન ઓળંગીને આગળ જતા ચેટિમેપલ પાસે ક્રિસ્નારાજમ્મનિ સેનીટોરિયમ-ક્ષયની હોસ્પીટલ

આવે છે. સ્થળ શાંત અને ઊંચું હોઈ દરદીઓને રહેવા માટેના મકાનો સુઘડ અને હવા ઉજાસ વાળા છે. એમાં અર્વાચીન ઇલાજ કરવાના દરેક સાધનોની સગવડ છે. મહિસુર રાજ્યના રહીશોને જનરલ વોર્ડમાં મફત રાખવામાં આવે છે જ્યારે પરદેશીઓ પાસેથી ચાર્જ લઈને દાખલ કરવામા આવે છે. પરદેશીઓ પાસેથી સ્પેશિયલ રૂમના માસિક રૂા ૧૨૦ નોરમાસવોર્ડમાં માસિક રૂા ૬૦ અને જનરલવોર્ડમાં માસિક રૂા–૧૫ લેવામા આવે છે. મહિસુર રાજ્યના રહેવાસીઓ પાસેથી પહેલી અને બીજા વોર્ડમા અડધા ચાર્જ લેવામાં આવે છે.

લલિતાદ્રિ, ક્સહોસ પોલોગ્રાઉન્ડ, ફૂલવાડી, નઝરબાગ, સ્વર્ગસ્થ રાજકુંવરના સ્મરણ–સ્થાપત્યો વગેરે સ્થળો જોવા જેવાં છે. બે અથવા જૈન મંદિરામા જોવા જેવું હોય છે. શહેરમાં બીજી વખણાતી ઇમારતોમાં વસંત મહાલ, સમર પેલેસ, ઠાકરજન મહેલ, કારંજીમેન્શન, લેનિ-સ્ડન લોજ, ચામુંડી વિહાર, શંકરાચાર્યનો મઠ વગેરે છે થોડાક માઈલ પર આવેલા નવા ખડકો પર શ્રાવણબેલગોલાની અતિ પ્રખ્યાત ગોમથ (આર્યસ્થ)ની જૈનમૂર્તિની જેવી ૧૮ ફૂટ ઊંચી પથ્થરની કોતરેલી મૂર્તિ છે; અને તે જગ્યા શ્રાવણગુરા અથવા ગોમથગિરિના નામે ઓળખાય છે

મહિસુરના સ્વર્ગસ્થ મહારાજા કૃષ્ણરાજેન્દ્ર વોડિયાર કાઠિયાવાડના વણા ગામમા પરણ્યા હતા. એ મહારાણીના એક બહેન ગોંડલના અત્યારના મહારાજા ભોજરાજસિંહજી સાથે પરણેલાં છે. મહારાણી અને મહારાજા વચ્ચે છેવટે છેલ્લે સારો મેળ ન હતો; અને બન્ને અળગાના અને અલગ રહેતા હતા ગુજરાતી સ્ત્રી વર્ગ મળવા આવતો તેમને મહારાણી સાહેબ તેમના ભાઈ રાણા સાહેબ જેઓ ત્યાં રહેતા હતા તેમના બંગલે પધારીને મુલાકાત આપતા હતા

મહિસુરમા દશેરાનો તહેવાર ખૂબ ધામધૂમથી ઉજવાય છે આ પ્રસંગે એક અઠવાડિયું પ્રદર્શન અને દરબાર ભરાય છે અને લાખો માણસો ભેળા થાય છે; તથા રાજમહેલો ચામુંડી હીલ પરના મંદિરો

પર લાખો વીજળીના શ્વેત દીવાઓ અને ફ્લડ લાઇટ થાય છે હોટલો, ધર્મશાળાઓ, ગેસ્ટહાઉસો, ડાક બંગલાઓ તથા ખાનગી ઘરો પણ આ પ્રસંગે મહેમાનોથી ઊભરાતા દેખાય છે.

દરબાર પ્રસંગે અધિકારી વર્ગ, ભાયાત વર્ગ, આમંત્રિત વેપારી વર્ગ, અને બહારના પરોણાઓને લાંબો કાળો કે સફેદ કોટ, પાટલુન કે પાયજામો, માથા પર હેટ કે જરિયાન ફેંટો અથવા પાઘડી અને કમરપટો પહેરવો પડે છે સવાર-સાંજ બે વખત દરબાર ભરાય છે. રાજાની સવારી આવતા છડીદાર નેકી પોકારે છે એટલે બધા ય ઊભા થઇ જાય છે અને રાજા સિંહાસન પર બિરાજે છે; એટલે એક પછી એક હાજર રહેલા ગૃહસ્થો તેમની સમક્ષ જઇને બે હાથ જોડીને કે માથુ નમાવીને સલામ કરે છે અને પછી પોતાની જગ્યાએ જઇને બેસી જાય છે આમંત્રિત ગૃહસ્થોને પુષ્પહાર અને પાનના બીડા આપવામાં આવે છે

એ પછી બે થી ત્રણ હાથીઓ અને ચારેક ઘોડાઓ આવે તે આ પૈકી એક હાથી ચમ્મર નાખતો અને એક ઘોડો નાચતો આવે છે. આ ઉપરાંત રથ, રાજચિહ્ની પાયદળો અને ઘોડેસ્વારોની સવારી આવે જે રાજા સિંહાસન પરથી ઊઠીને આવી પ્રચલિત રાજવિધિ કરે છે, અને પછી સવારી શહેરમા ફરે છે. આ ઉપરાંત કસરત, કુસ્તી તથા સંગીતનો કાર્યક્રમ પણ હોય છે દરબાર લગભગ બે કલાક ચાલે છે. દરબાર સમાપ્ત થતા પુનઃ એક પછી એક આવીને સલામ કરી અધિકારીઓ, ભાયાતો તથા પરોણાઓ વિદાય માગે છે અને નજરાણું ધરે છે મહારાજા તો નજરાણાને માત્ર હાથ જ લગાડે છે

દશેરાના રોજ એટલે સવારના દિવસે દરબાર બંધ રાખવામા આવે છે. એ પછી પુનઃ બે દિવસ ઉપરોક્ત વર્ણન મુજબ દરબાર ભરાય છે અને પોશાકો તથા પારિતોષિકો વહેંચાય છે, અને દશેરા ઉત્સવની પૂર્ણાહુતિ કરવામા આવે છે. પ્રદર્શન સવારના ૯થી૧૨ અને સાંજે

ળાવ બંધાયા પહેલાં શિવસમુદ્રમના પાવર વર્કસમાંથી ૬થ ૦૦ હૉર્સ પાવર વીજળી ઉત્પન્ન કરી શકાતી હતી. પરંતુ આ તળાવ બંધાયા પછી ત્યાંથી ૪૬૦૦૦ હૉર્સપાવર ઉત્પન્ન કરી શકાય છે આ બંધની મુલાકાત અવશ્ય લેવા જેવી છે કારણ કે એથી મોટામાં મોટી મોજ માણી શકાય છે.

## હાસન

હાસન મહિસુર રાજ્યના હાસન જિલ્લાનું મુખ્ય શહેર છે; અને મહિસુરથી આર્સિકેરા તરફ જતી રેલવે લાઇન પર દરિયાની સપાટીથી સુમારે ૩૧૦૦ ફૂટ ઊંચાઇએ મેંગલોર-બેંગલોર ટ્રંક રોડ પર આવેલું છે; અને હવા પાણી માટે વખણાય છે. શહેરમાં લૉજીંગ-બોર્ડીંગની વ્યવસ્થા છે.

અહીંથી મેંગલોર ૧૧૦ માઇલ જેંજરાબાદ ઘાટના રસ્તે થાય છે, તથા બેલુર-હલેબીડના સુવિખ્યાત મંદિરો ૨૪ માઇલ પર આવેલાં છે. શ્રાવણ બેલગુલા ગામમાં જૈન વસ્તી સારી છે. શ્રાવણ બેલગુલામાં બાહુબલીજી અથવા ગોમતેશ્વરનું સુવિખ્યાત જૈનતીર્થ આવેલ છે. તે ૩૧ માઇલ દૂર છે અને ત્યાં જવા આવવાને મોટરબસ મળી શકે છે.

## બાહુબલીજીનું જૈનતીર્થ

આ જૈનોનું પવિત્ર તીર્થક્ષેત્ર હાસનથી ૩૧ માઇલ દૂર આવેલાં શ્રાવણ બેલગુલા ગામની જૈન વસતી પાસે આવેલું છે. ત્યાં મોટર જઇ શકે છે અને કિસનરાજપેટ અને ત્યાંથી ચહીશાપટન થઇને જવાય છે: પરંતુ હાસન સ્ટેશનથી માર્ગ ટૂંકો પડે છે અને બસો મળે છે.

અહીં ઇન્દ્રવેત્તા અને વિંધ્યાવેત્તા નામના દરિયાની સપાટીથી આશરે ૩૨૦૦ ફૂટ ઊંચા પહાડ ઉપર અને વસતીથી ૪૦૦ ફૂટ ઊંચાણ ઉપર ૫૭ ફૂટ ઊંચી કાળા પત્થરની ગોમતેશ્વર અથવા બાહુબલીજીની મંજાવર ખડી અને ચો તરફથી ખુલ્લી ગગનચુમ્બી મૂર્તિ કોરેલી છે.

મૂર્તિ નગ્ન અને ઉદાર ઉત્તરાભિમુખ હોઇ આસપાસના પ્રદેશ પરથી ઘણા માઇલ દૂરથી દૃષ્ટિગોચર થઇ શકે છે. મૂર્તિ અદ્ભુત, ભવ્ય અને ક્રમાપૂર્વક કોતરેલી છે કાનો લાંબા અને મોટા ખભા બહુ પહોળા, હાથો પાધરા જમીન તરફ સીધા અને કમર પાતળી હોઇને મહાવીરના સંપૂર્ણ તલ્લીન પરમાર્થી તપસ્વીના સામુદ્રિક દરેક લક્ષણો દાખવતી છે આકૃતિ પહાડ ઉપર ઊપસી આવેલ ખડક અથવા ટેકરીના શિખરને કોતરીને બનાવેલી હોય એમ અટકળ કરતા જણાય છે, અને તેને કોઇ જાતનો જરા ઉપરથી ટેકો આપેલો નથી

આ રાક્ષસી કદની મૂર્તિના પગ પાસે આપેલા વર્ણન પરથી એ વર્ણ કરીને ૯૮૩ ની સાલમાં ગંગા વંશના રાજા રાયમલ્લના શાસનકાળમાં તેના પ્રધાન અને સરદાર ચામુંડરાય તરફથી સ્થપાઇ હોય એમ માલૂમ પડે છે ટેકરી ઉપર બીજા પણ મંદિરો છે વિંધ્યા ચેત્તા પહાડ ઉપર પણ જૈનોના પંદર મંદિરો આવેલા છે દિગમ્બર ગુરુનું મુખ્ય મથક હોઇ મંદિરના ઓવરામાં વિવિધ પ્રકારના અનેકગણી નાની મૂર્તિઓ પણ છે મુલાકાત લેનાર મુસાફરને બહુ જાણવાનું અને શીખવાનું આ સ્થળ છે

અહીંયા પિત્તળના વાસણોનો ઉદ્યોગ સારા પ્રમાણમાં ચાલે છે

## બેલુર

આ ગામ મહિસુર રાજ્યના હાસન જિલ્લામાં હાસન સ્ટેશનથી ચાલીસ માઇલ દૂર હાસન-ચીક મેંગલુર રોડ પર આવેલું છે

અહીંયા હોયશાલા રાજા વિષ્ણુવર્ધને અતિ સુંદર અને અજોડ નમૂનાનું વિષ્ણુવર્ધનને વૈષ્ણવ ધર્મ અંગિકાર કર્યા પછી ઇ સ ૧૨૦૦ ની સાલમાં બંધાવેલું ચેન્ના કેશવનું અતિ પ્રસિદ્ધ પત્થરનું બાંધેલું મંદિર આવેલું છે ખરેખર આ ખાસ જોવા લાયક છે બીજા નાના મોટા દેવદેવીઓના સુંદર તેમ જ ખૂબસુરત મંદિરો પણ બાંધેલા નજરે પડે છે

મંદિરની અંદર તેમ જ બહાર ખૂબ શ્રમ લઇને કરેલી અપૂર્વ અને

ચિકમેંગલુર, (૪) તીર્થહાલી, ઓગુંબે ઘાટ, પેરેફુર, ઊડપી (૫) તીર્થહાલી, ઓગુંબેઘાટ, કારીકલ, મેંગલોર તરફ બસ સર્વિસો દોડે છે. આગુંબે ઘાટ પરથી અરબી સમુદ્ર અને સૂર્યાસ્તના મનોહર દશ્યો જોવા મળે છે.

તીર્થહાલી—ઓગુંબેઘાટ તરફ જતી સડક સહ્યાદ્રિ પર્વતના ઘાટા જંગલમાંથી બન્ને તરફ નારિયેળી અને સોપારી આદિ વૃક્ષોની સુંદર હરિયાળી અને વનશ્રી વચ્ચે થઇને જતી હોવાથી મુસાફરોને ઘણું જોવાનું મળે છે. આ જંગલોમાં વંઝઓ ઉપર લીપણ કરીને ઊભી કરેલી ઝૂંપડીઓમાં આદિવાસીઓ રહેતા નજરે પડે છે. આ વસવાટ સળંગ માલૂમ પડે છે. ભાત, નાચણી તથા કયાંક શેરડીના પાક થતા જોવામાં આવે છે.

સીમોગા મૂકયા પછી પંદરેક માઇલ દૂર જંગલની વચ્ચે એક સુંદર હરિયાળી અને નદીના તટની સામે આવેલી મનહર ઊંચી જગ્યા પર ગીશનરીઓએ ઇસ્પીતાલ બાંધેલી છે. ઓગુંબે ઘાટની અડધી સરહદ મહિસુર રાજ્યની અને અડધી બ્રિટિશ સરકારની છે.

## ભદ્રાવતી

મહિસુર રાજસ્થાનના સીમોગા જિલ્લામાં આવેલું આ ગામ બીરૂરથી સાગર તરફ જતી મહિસુર સ્ટેટ રેલવેની શાખા પરનું એક સ્ટેશન છે. સીમોગાથી અહીં મોટરબસ પણ આવ જાવ કરે છે. દરિયાની સપાટીથી આશરે ૧૯૦૦ ફૂટ ઊંચાઇએ એ આવેલું છે. મહિસુર રાજ્યના ઉદ્યોગોનું આ એક અગત્યનું મથક છે. અહીંયાં જ લોખંડના પ્રસિદ્ધ કારખાના આવેલ છે. એ સ્ટેશનથી બહુ દૂર નથી. એ કારખાના અડધો આનો લઇને જોવા દેવામાં આવે છે.

ભદ્રાવતી આયર્ન વર્કસમાં નાના મોટા કાસ્ટઆયર્ન પાઇપ તેમ જ લોખંડના એંગલો તથા બારો મોટા પ્રમાણમાં બનાવવામાં આવે છે. કાચી ધાતુ કાંડુર જિલ્લાના ચિકમેંગલુર ગામની ટેકરીના મથાળે આવેલી ખાણોમાંથી ખોદી કાઢવામાં આવે છે. અને પચીસ માઇલ દૂરથી ટ્રામ્વે લાઇન દ્વારા ઘસડી લાવવામાં આવે છે. આ કારખાનું

૧૯૩૬ની સાલથી ચાલુ કરવામાં આવેલ છે અને બહોળા વિસ્તારમાં ફેલાયેલું છે. લગભગ ૭ હજાર કામદારો એ કારખાનામાં રોજી મેળવે છે.

આ કારખાનાથી થોડેક દૂર એક સિમેન્ટનું તથા કાગળ બનાવવાનું કારખાનું ઊભું કરવામાં આવે છે અને એકાદ વર્ષમાં એ ચાલુ થાય એમ લાગે છે. કાગળો વાંસના માવામાંથી બનાવવામાં આવનાર છે. વાંસની આ રાજ્યના જંગલોમાં પુષ્કળ પેદાશ છે.

આ ત્રણે કારખાનાઓ જરૂર જોવા જેવાં છે. મુસાફરો માટે સ્ટેશનથી અડધા માઈલ પર ડાક બંગલાની સગવડ છે. સ્ટેશન નજીક રેસ્ટોરાં તથા હોટલો પણ છે.

## ચિત્તલદ્રૂર્ગ

આ મહિસુર સંસ્થાનના એ જ નામના જિલ્લાનું મુખ્ય શહેર છે, અને મહિસુર સ્ટેટ રેલવેની ચિકનીજુર–ચિતલદૂર્ગ શાખા પર આવેલું છે. પ્રવાસીઓ માટે ટ્રાવેલર્સ બંગલો તથા લોજીંગ–બોર્ડીંગની સારી વ્યવસ્થા છે. અહીંથી ધાવનગિરિ તરફ મોટરબસ જાય છે. જૂનું શહેર કોટની અંદર અને નવી વસતી કોટની બહાર છે.

ઉપરકોટની અંદર ટિપુ સુલતાને બંધાવેલો મહેલ હમણાં કચેરી તરીકે ઉપયોગમાં લેવાય છે. આસપાસ કેટલાક જૂનાં અવશેષો હજુ યે નજરે પડે છે. શહેરની વસતી વીસ હજારની અંદાજ છે. શહેર સુધરાઈખાતું અને સરકારી હાઈસ્કૂલ પણ છે. અહીં રૂની પેદાશ મોટી છે. ભોંયશીંગની નીપજ પણ સારી છે.

શહેરની પશ્ચિમે ઊંચી નીચી મનોહર ટેકરીઓ વચ્ચે અંકલીમઠ નામની મશહૂર જગ્યા છે. એ જગ્યામાં ભોંયની નીચે કોટડીઓની હારની હાર બાંધેલી છે. એ શા માટે બાંધવામાં આવી હશે એ કોઈ પણ ચોકકસપણે કહી શકતું નથી. એ પાંચસો વર્ષથી વધારે જૂની લેખાય છે. એ કોટડીઓ જોવા જનારે સાથે ટોર્ચલાઇટ કે ફાનસ લઈ જવાની જરૂર છે.

ચિત્તલદૂર્ગની પશ્ચિમે ઘણા જૂના કાળનાં શહેરનાં ખંડિયેરો નજરે પડે છે અને ત્યાં બીજી સદીના બુદ્ધ સમયના સિક્કાઓ જડી આવે છે, અને એ પરથી અંકલીમહની જગ્યા બુદ્ધ સમયની હોવાનું જણાવાય છે.

## દાવનગિરિ.

મહિસુર સંસ્થાના ચિત્તલદૂર્ગ જિલ્લાના દાવનગિરિ તાલુકાનું આ મુખ્ય સ્થળ છે, અને એની વસતી પચીસેક હજારની કહેવાય છે. વેપારનું પણ સારું મથક છે શહેરમાં ડાક બંગલો તેમ જ શાકાહારી લૉજીંગ બોર્ડીંગ હોટલોની સારી સગવડ છે

અહીંયાં કપાસ તથા ભોંયશીંગની પેદાશ મોટા પ્રમાણમાં થતી હોવાથી ૧૦–૧૫ જિર્નીંગ ફેક્ટરીઓ, પાંચેક પ્રેસ ફેક્ટરીઓ, એક સ્પીનીંગ મિલ, તેલની મિલો અને ભોંયશીંગ ફોડવાના મશીનો વગેરે છે. હાથવણાટની કામળો પણ મોટા પ્રમાણમાં અને સારી જાતની બનાવવામા આવે છે.

અહીંના હવા પાણી વખણાય છે સુપરાઇખાતું બ્યવસ્થિત છે. ભાષા કાનડી બોલાય છે. શહેર સ્ટેશનની પાસે જ છે.

## સાગર

મહિસુર સંસ્થાનનું શીમોગા જિલ્લામાં આવેલુ આ શહેર બીરૂરથી સાગર તરફ જતી મહિસુર સ્ટેટ રેલ્વેનુ ટર્મિનસ છેલ્લું સ્ટેશન છે. શીમોગાથી બસ માર્ગે પણ અહીં આવી શકાય છે વસની દશહજારની છે. પેદાશમા મુખ્ય સોપારી છે.

અહીંથી ગેરસોપા ફોલ્સ–પાણીના વખણાતા ધોધ અઢાર માઇલ પર આવેલા છે ત્યા જવાને અહીંવાથી મોટર વગેરે વાહનો મળી શકે છે.

## ગેરસોપા કિંવા જોગફોલ્સ

સાગરથી અઢાર માઇલ અને શીમોગાથી બાસઠ માઇલ પર મહિસુર તેમ જ બ્રિટિશ હકૂમતના કેનારા વિભાગની સરહદ પર અતિ ઘેરા જંગલ વચ્ચે સહ્યાદ્રિ પર્વત પર આવેલા પાણીના આ વિખ્યાત ધોધ

જોવા જવા માટે વાહનવ્યવહારમાં મોટર સર્વિસ ઉપયોગમાં લેવાય છે. મહિસુર સંસ્થાનના સીમોગા કિંવા સાગર સ્થળથી અથવા તો મુંબઇ પ્રાંતના દક્ષિણ વિભાગમાં આવેલ હુનલીથી મોટર દ્વારા જઇ શકાય છે. સીમોગાથી જોગફોલ્સ થઇ સીરસી અને ભારકલ, હોનાવર, ઊડપી તરફ મોટર સર્વિસો ચાલે છે. સીમોગાથી આવતી સડક ઊંચા પહાડો અને ઘેરા જંગલો બન્ને બાજુએ આવેલાં હોવાથી અને ઊંચા વૃક્ષોની ગાઢી હરિયાળીમાં થઇને પસાર થતી હોવાથી દૃશ્ય સુંદર લાગે છે.

પૃથ્વી પરના પ્રસિદ્ધ ધોધોમાનો એક ખૂબ સુંદર ધોધ હોઇને તે શિરાવતી નદીમાંથી સમારે ૨૫૦ વારની પહોળાઇમાં અને ૯૬૦ ફૂટની ઊંચાઇથી નીચેની ટેકરીઓ પર અને ઊંડી ખીણમાં પડે છે પહેલો રાજા નામનો સૌથી મોટો ધોધ ૮૮૦ ફૂટ સીધો ભૂસ્કો મારે છે, ૧૮૫૬ માં દરિયાઇ અમલદારોએ ગાપીને એ માપની ખાતરી કરી છે. બીજો રોરર–ગર્જત નામનો ધોધ બે કટકે પડે છે. ત્રીજો રોકેટ–બાણ નામનો ધોધ એક પછી એક ટૂકડા ધોધમા અને ચોથો ડૅમ બ્લેન્ચ (લેડી) દૂધ જેવો સફેદ વરસાદની ધારા માફક પડે છે.

રાજાધોધને અર્ધ રસ્તે રોરર–ગર્જત ધોધ ભેટે છે. ત્રીજો રોકેટ તીર કુવારાની પેઠે તેની જેમ છૂટે છે અને ચોથો ડૅમ બ્લેન્ચ(લેડી) ધોધ ફીણની ચાદરની જેમ પહાડની બાજુ પર ખડકને લાગીને પડે છે. ધોધો નિહાળવા જવાનો સારામાં સારો સમય શિયાળાની ઋતુનો લેખાય છે: કારણ કે ત્યારે નદી સરળતાથી ઓળંગી શકાય તેમ છે. મહિસુર સરકારનો અહીં આવેલો ડાક બંગલો ઉત્તમ દશ્યો નિહાળવા માટે ઉત્તમ ગણાય છે. અહીં ચુસ્ત શાકાહારી મુસાફરો માટે હોટલની વ્યવસ્થા પણ કરેલી છે. ડાક બંગલામાં હરેક પ્રકારની સગવડ છે; અને જગ્યા પણ ઘણી રમણીક છે. અહીંયાં આવતા નદી ઓળંગવી પડે છે; અને તે માટે હોડી તેમ જ સામાન ઉપાડવા સારુ મજૂરોની વ્યવસ્થા પણ રાખેલી છે સામે પાર ઊતરતાં થોડોક ચઢાવ ચઢવો

પડે છે. ત્યાં સડક બાંધેલી છે. દમાંથી મોટર સીધી સામે કિનારે ડાક-બંગલા સુધી જઈ શકે એવી પણ વ્યવસ્થા થઈ હોવાનું કહેવાય છે.

વર્ષાઋતુમાં આ સ્થળ ધુમ્મસથી ઢંકાયેલું રહે છે જેથી પડતા ધોધ ઉપર વાદળાંઓ છવાયેલાં રહે છે.—માત્ર ભયંકર અવાજ જ સંભળાયા કરે છે. બ્રિટિશ હદ પર આવેલો ડાક બંગલો નદીના બીજા કાંઠા પર સીરસી તરફ જતી સડકને લાગીને બાંધેલો હોવાથી નદી ઓળંગવી પડતી નથી. તથા સર્વ પ્રવાસીઓને પરવડી શકે એવી હોટલની વ્યવસ્થા ન હોવાથી બધા ધોધ તેમ જ ખીણના દશ્યો બિન હરકતે સ્પષ્ટ નજરે પડતા નથી. રાજા તથા રોરર–ગર્જિત ધોધોનાં દશ્યો બંગલા પાસેથી જરાક નીચે ખડક પર ઊતરીને ખીણનાં પડતાં ઉક્ત ધોધોના મધ્ય જે બહાર નીકળેલી ખડકની શિલા ઉપર સૂઈને જ નિહાળી શકાય છે. ઊભા ઊભા ઊંડી ખીણમાં જોઈ શકાય એમ નથી કારણ કે તમ્મર આવી પડી જવાની દહેશત રહ્યાં કરે છે.

મહિસુરનો બંગલો પડતાં ધોધની બરોબર સામે નદીના કાંઠે બાંધેલ હોવાથી બંગલાના કમ્પાઉન્ડ, વરંડા અને રૂમોમાંથી બેઠાં બેઠાં પણ સ્પષ્ટ જોઈ શકાય છે; અને પાસે આવેલ વોટીકન પ્લાટફોર્મ બહુ જ સગવડ ભરેલી જગ્યા હોઈ ત્યાંથી નીચે ખીણમાં ઊતરી શકાય છે. પાંચેક ફર્લાંગ એ રસ્તા પરથી નીચે જતાં કરઝીન સીટ આવે છે તથા સડકે સડકે નદી તરફ જતાં લેડી વિલીંગ્ડન નામે ઓળખાતી જગ્યા પરથી છેલ્લા બે ધોધો બહુ નજીકથી નિહાળી શકાય છે.

આ ઉપરાંત મહિસુર બંગલા નજીક આવેલી રાજાહીલ પરવાણિ વિલાસ, લક્ષ્મીવિલાસ, મહારાજા પ્લાટફોર્મ, અને યુવરાજ સીટ નામે ઓળખાતી જગ્યા પરથી ધોધો તેમ જ નદી પણ દેખાઈ આવે છે. દિવસે ૧૨ થી ૪ વચ્ચે રેનબો–મેઘધનુષ્યનો દેખાવ ખીણમાં નજરે પડે છે. તેમ જ સૂર્યાસ્ત પછી પણ વિવિધ મનોહર દશ્યો જોવા મળે છે. કુદરતની મહાન અને અપૂર્વ લીલાં જોવા અને સમજવા લાયક આ સ્થળ છે.

## શિરસી

મુંબઇ ઇલાકાના દક્ષિણ વિભાગના કાનડા જિલ્લામાં આવેલું આ વીસેક હજારની વસતીવાળું શહેર એલાચી, સોપારી, મરી, ચંદન વગેરેની નીકાસ માટે જાણીતું છે. શહેરમાં સુધરાઇ ખાતું હોઇ દક્ષિણના શહેરોમાં એ મુખ્યતાનું કેન્દ્ર સમું છે. સાગરથી ૫૩ માઇલ થાય છે અને જોગ ધોધ છોડીને ૧૦ માઇલ પર આવતા એક નાના ગામડા પાસેથી સડકના બે ફાંટા પડે છે. એક ફાંટો શિરસી જે ૩૩ માઇલ દૂર થાય છે તે તરફ જાય છે. જ્યારે બીજો ફાંટો અઢાર માઇલ દૂર આવેલા ગેરસોપા ગામ તરફ જાય છે. એ પછી એક તર ઓળંગીને હોનાવર બંદર પર્યંત જઇ શકાય છે. હોનાવર અહીંથી અઢાર માઇલ દૂર ગણાય છે. હોનાવરથી પણ કુમઠા જઇ શકાય છે. શિરસીની સડક નાના નાના પહાડોની હાર પરથી તેમ જ જંગલોમાંથી પસાર થઇ સિદ્ધપુર ગામ વચ્ચે થઇને જાય છે.

## કુમઠા

મુંબઇ ઇલાકાના દક્ષિણ વિભાગના કાનડા જિલ્લામાં આવેલું આ ગામ શિરસીથી ૩૮ માઇલ થાય છે. ત્યાં જતાં સડક ઘાટ પરથી અતિશય ઢોળાણવાળી હોઇને ચઢેરની નજીક એક તરનાની ખાડી હોડીમાં બેસીને ઓળંગવી પડે છે. સામે કાંઠેથી મોટરબસ પર સવારી કરીને શહેર તરફ જવાય છે. શહેર ત્યાંથી ત્રણ માઇલ પર ઊંચા ઊંચા સોપારી અને નાળિયેરી આદિ વૃક્ષોની વાડીઓ વચ્ચે વસેલું છે અને તેની વસતી ૩૦થી૩૫ હજાર ગણાય છે.

શહેરમાં સુધરાઇખાતું હોઇ સડકો પર ફાનસોની વ્યવસ્થા છે. અને ત્યાંના મીઠા પાણીની સવડ સારી સગવડ છે. પેદાશ મુખ્યત્વે સોપારી, નાળિયેળ મરી વગેરેની છે. અરબી સમુદ્ર પરનું બંદર શહેરથી દોઢેક માઇલ દૂર છે. બંદર ઉપર ગેલ કોઠ મજીયર ડકો ન ફાવાથી નામી ઊભી રહે છે.

અહીંયા શ્રી પાર્શ્વનાથ અને શ્રી શાંતિનાથના જૈનમંદિરો છે બીજું મંદિર અહીંથી ત્રણ માઇલ પર વાનગિરિ નામના સ્થળે સુંદર વાડી વચ્ચે આવેલું છે આ જગ્યા વિશાળ તેમ જ રમણીય છે

## ગોકર્ણ તીર્થ

આ દક્ષિણ હિન્દનું સુપ્રખ્યાત તીર્થ ઉત્તર કાનડા જિલ્લામાં અરબી સમુદ્ર પર આવેલ છે મંદિર સાધારણ મોટું અને સાદું છે પણ એના મહિમા આ પ્રદેશમાં વિશેષ હોવાથી જાત્રાળુઓ હંમેશા આવ જાવ કર્યા કરે છે તીર્થક્ષેત્ર હોઇ બ્રાહ્મણ વર્ગનો વસવાટ મોટા પ્રમાણમાં માલૂમ પડે છે

કુમટાથી આવતા વચ્ચે બે ખાડીઓ આવે છે, જેમાં એક ઉપર પુલ બાંધેલો છે અને બીજી ખાડી હોડીઓ કે તરાપા પર મોટર બસ ચડાવીને ઓળંગવામાં આવે છે

ગામની બજાર લાંબી પટીમાં અને સાંકડી સડકોની વચ્ચોવચ આવેલી છે

## અંકોલા

મુંબઇ ઇલાકાના દક્ષિણ વિભાગમાં કાનડા જિલ્લામાં આવેલું આ શહેર કેળવણીના પ્રચાર માટે પ્રસિદ્ધ છે કુમટાથી કારવાર તરફ જતાં ગોકર્ણ પછી આવે છે અને એક તરફ નાની ખાડી ઓળંગવી પડે છે આ તરફ હોડીઓના તરાપા પર મોટરબસ ચડાવીને પાર કરવામાં આવે છે

અહીંયા શાકાહારી હોટલોમાં ભોજનની સગવડ થઇ શકે છે બજારપટી સારી છે

અહીંયાથી ...લ્લી બેનગામ વગેરે તરફ મોટર બસ દોડે છે કારવાર અહીંથી વીસ માઇલ થાય છે અને સડક સારી હોઇ તેમજ તર વગેરે ન હોઇ જવું આવવું સુગમ અને સરળ થઇ પડે છે

## કારવાર

મુંબઈ ઇલાકાના ઉત્તર કાનડા જિલ્લામાં આવેલું આ નાનું પણ સ્વચ્છ શહેર તેર હજારની વસતીવાળુ છે, કારવાર બંદર અને અહીંનો દરિયો ખુલ્લો છે અને બીચ પણ મજાની છે. શહેરની બીજી તરફ ઊંચી ટેકરી છે, લોજીંગ બોર્ડીંગ, હોટલો અને ડાક બંગલાની પણ અહીં સારી સગવડ છે. અહીંનું પાણી વખણાય છે.

અહીંયાંથી હુબલી, બેલગામ તરફ બસ જાય છે તથા આગબોટ દ્વારા મુંબઈ તરફ જઇ શકાય છે. અહીંયાં શિક્ષણ પ્રચાર સારો છે. પોર્ટુગીઝોનું ગોવા અહીંથી નજીક છે. ત્યાં જવા સારુ બે માઈલ પર સમુદ્ર કાંઠે આવેલ કાળીબાગની ખાડી પાસે આવવું પડે છે. ત્યાંથી પોણો આનો આપી સ્ટીમ લોંચમા બેસી ખાડી ઓળંગીને સામે કાંઠે આવેલ સદાશિવગઢ આવવું પડે છે.

## સદાશિવગઢ

કારવાર પાસે આવેલી કાળાબાગની ખાડી પર આવેલું આ એક નાનું ગામડું છે; અહીંથી બેલગામ તથા ગોવા પ્રાંતના મરગામ તરફ જવાય છે. બન્ને બાજુ મોટર સર્વિસ ચાલે છે. ખાડી પાસે એક ઊંચા ટેકરા પર જૂનો કિલ્લો છે. સોપારી, નારિયેળ વગેરેની વાડીઓ વચ્ચે વસવાટ છે, નાની સરખી બજાર પણ છે

અહીંથી મરગામ તરફ બસમા જતાં બ્રિટિશ હદ પૂરી થઇને જ્યાં પોર્ટુગીઝ ગોવાની હદ શરૂ થાય છે, ત્યાં આગળ જકાતનું નાકું છે, તે પછી ગોવા સંસ્થાનનું લોલીએ ગામ આવેલ છે.

## લોલીએ

ગોવા પ્રાંતમાં આવેલું આ સમુદ્ર પાસેના ડુંગરની ધારપર વસેલું પંચમની ગામ નજદીકમાં જ છે. પાસે જ ગાલેબાગની તર—નાની ખાડી આવેલી છે. સદાશિવગઢથી તે બાર માઇલ થાય છે. અને એટલા છેટાનું બસ ભાડું બાર આના આપવું પડે છે. તરથી થોડુંક ચાલતા

નિગકારનું મંદિર આવે છે, અહીંથી લોલીએ જવાની સડક શરૂ થાય છે ગાઝેગામની તર અડધા આનામાં હોડીપર સવારી કરીને સામે કાંઠે તરપણ પહોંચી કુરીંગકારવાળાને બે આના આપી બે માઇલ પર આવેલી તરપણની ખાડી પર્યંત આવીને અડધો આનો હોડીવાલાને આપી સામે કાંઠે આવેલ કાનકોન ગામ પાસે જવાય છે. એ બધા ગામો સદાશિવગઢની જેમ વાડીઓ વચ્ચે વસેલો છે.

## કાનકોન

ગોવાપ્રાંતમાં આવેલુ આ ગામ મરગામ સ્ટેશનથી ૨૭ માઇલ થાય છે. બસ દોડે છે અને જણદીઠ દશ આના લેવામા આવે છે. બસ નાના નાના ઘાટો પરથી અને હરિયાળા જંગલોમાંથી અને કયાંક સમુદ્ર કાંઠા નજીકથી પસાર થાય છે.

## મરગામ

પોર્ટુગીઝ ગોવા પ્રાનમાં એમ. એસ. એમ રેલવેના લોન્ડા જંકશન સ્ટેશનથી મરમા ગોવા તરફ જતી પોર્ટુગીઝ રેલવે પર આવેલું આ એક મોટું વેપારી શહેર છે. આ પ્રાંતમાં હિન્દુઓ ઉપરાંત ખ્રિસ્તી વસતી પણ મોટી છે.

શહેરમાં તાર, ટપાલ, કચેરીઓ, કોલેજો, મારકેટો આદિના મોટા મકાનો બાંધેલાં છે. સડકો તેમ જ શહેરની સ્વચ્છતા સારી છે. અહીંથી સડક માર્ગે પંજી, કાનકોન, બેલગામ વગેરે તરફ જઇ શકાય છે; અને બસ વગેરે વાહનો મળી શકે છે.

આ પ્રદેશ ગરમ તથા વનલીલાથી ભરપૂર અને અતિ મનહર છે. વર્ષાઋતુ પૂરી થતા અથવા નવેમ્બર-ડિસેમ્બર મહિનામાં આ પ્રાંતમાં અને અરબી સમુદ્રના પશ્ચિમ કાંઠા પર આવેલા પ્રદેશમાં મુસાફરી કરીને કુદરતી લીલાનાં સુંદર દશ્યો જરૂર જોવા લાયક છે. ડુંગરો પરથી પડતાં પાણીના ધોધો, સડસડાટ વહેતાં ઝરણાઓ, ચારે તરફ ખીલી નીકળેલી વનસ્પતિ, ગગન સાથે વાતો કરતા નારિયેળ-સોપારીના

વૃક્ષો તથા આમ્ર, કેળ આદિ ફળો અને પુષ્પોની લીલીછમ વાડીઓનાં દેખાવો મનને ખૂબ પ્રફુલ્લિત કરે છે.

ગોવા પ્રાંતમાં તેમજ કેનારા વિભાગના સમુદ્ર કાંઠાના આ પ્રદેશમાં શુદ્ધ શાકાહારી ભોજન સારુ ભટની ખાણાવળ અથવા હોટલોમાં જવું સલાહકારક છે. કારણ કે ભટના ઉપનામથી ઓળખાતો અહીંનો બ્રાહ્મણવર્ગ જ ફક્ત શાકાહારી હોય છે. બીજી વિશેષતા એ છે કે બધા હિન્દુ મંદિરોની આસપાસ કળાવંતીઓના ઘરો અવશ્ય કરીને હોય છે. પ્રભાતે તથા સંધ્યા સમયે તેમજ મહોત્સવ કે રથયાત્રા સમયે નૃત્ય, ગાયન, આરતી, દીવાબત્તી, સ્વચ્છતા વગેરેનું કામ તેમને સોંપવામાં આવેલું હોય છે. આ કામ બદલ મંદિરની અમુક પેદાશ, વર્ષાસન કે રહેવા માટે વાડી કે ઘર આપવામાં આવેલું હોય છે. કળાવંતીઓના દેવાંગના, વારાંગના, દેવદાસીઓ આદિ તેમની કળાઓ પ્રમાણે તેમના જૂજવા જૂજવા ભાગો પાડેલા છે.

આ પ્રાંતમાં દરેક મંદિરો સામે ઊંચી, મોટી તથા કળાયુક્ત દીપમાળા ચણેલી હોય છે, જેમાંની કેટલીક તો ખાસ જોવા જેવી હોય છે. જાત્રાળુઓને ઊતરવા માટે સારી વ્યવસ્થા પણ જોવામાં આવે છે, ગાદલા. વાસણની પણ સગવડ રાખેલી છે. દરેક મંદિરનો રંગમંડપ હાંડી, ઝુમ્મર વગેરેથી શણગારેલાં હોય છે અને ચોકકસ પ્રસંગે ત્યાં જ કીર્તનો કરવામાં આવે છે.

## શીરોદા

ગોવા પ્રાંતનું આ નાનું ગામડું ત્યાંના કામાક્ષી દેવીના મંદિર માટે મશહૂર છે.

મરમાગમથી પંજી જતી બસમાં માંદોવી નદીના પુલ સુધી જઈને ત્યાંથી ફૂટતી બીજી સડકે ત્રણ માઈલ ચાલતાં આ ગામ આવે છે. ફુરીંગકાર કેડ પર્યંત જાય છે. સડક પહાડો પરથી જતી હોવાથી આસપાસ દૃશ્યો સુંદર લાગે છે.

## કપીલેશ્વર

મરગામથી પંજી જતી સડકે માંદોળ નદીના પુલ પછી ઓરીગામ મૂકયા પછી આ ગામ આવે છે. અહીંયાં નાડકર્ણી નામના વિખ્યાત જ્યોતિષીના ઘર પાસેથી કવલેગામ જવાની સડક ફૂટે છે. એ સડકે જતાં શાંતાદુર્ગા અને રામનાથના ઊંચા દ્વારવાળાં બે મોટા મંદિરો આવે છે. જાત્રાળુ વર્ગ માટે અહીંયા ઊતરવાની તેમજ ગાદલાં, ગોદડાં, વાસણ-કૂસણ વગેરેની સારી વ્યવસ્થા છે.

## માંદોળે

ઉપરોક્ત સડકે આગળ જતાં માંદોળે ગામ વાડીઓ વચ્ચે વસેલું નજરે પડે છે. આ ગામમાં મહાલક્ષ્મી અને નાગેશના મંદિરો આવેલાં છે. આ મંદિરો કવલેગામના શાંતાદુર્ગા અને રામનાથના મંદિરો જેટલા મોટા સગવડવાળા નથી; તો પણ સારા છે; મહાલક્ષ્મીનું મંદિર એક કળાવંતી જે પારસી ગૃહસ્થની રખાત તરીકે મુંબઇના પરામાં રહે છે તેણે રૂપિયા ૭૫૦૦૦ ખરચીને બાંધેલું છે.

## મારડોલ

મરગામથી ઓરી, કપીલેશ્વર થઇને પંજી તરફ જતી સડક પર મારડોલ ગામ આવે છે. આ ગામ પ્રથમ જણાવેલાં ગામોની સરખામણીમાં મોટું છે. અહીં વિષ્ણુ અને મંગેશ નામના બે મોટા મંદિરો છે; જેમાં મંગેશનું મંદિર વિખ્યાત તેમજ બહુ મોટું છે. જાત્રાળુઓ સારુ રહેવા માટે દરેક સગવડ કરેલી છે. આ સિવાય બટોના ઘરોમાં પણ ઊતરી શકાય છે. આમ ગામ બિકમ બટજીનું ઘર સારું સગવડ ભરેલું છે. મકાન માળવાળું, સ્વચ્છ અને સુંદર વાડી વચ્ચે બાંધેલું છે. ભોજન આદિની સારી સગવડ મળી શકે છે.

આ મંદિરની દીપમાળા બહુ ઊંચી છે. મંદિરમાં પાણીનો મોટો કુંડ બાંધેલો છે અને મહોત્સવ પ્રસંગોએ ઉત્થાપન કરેલી મૂર્તિ તેમાં ફેરવવામાં આવે છે.

## જૂનું ગોવા

આ ગામ પંજી પહેલાં આવે છે. સેંટ ફ્રાન્સીસ ઝેવીયરનું મશહૂર ચર્ચ તેમ જ કેથેડ્રલ અહીં આવેલ છે અને તે જોવા જેવાં છે. ચર્ચ ૪૫૦ વર્ષ પહેલાંનું જૂનું, ઘણું મોટું અને ઘણું ઊંચું છે. દશ વરસે એક વખત આરામગાહ ખોલવામાં આવે છે; અને એ પ્રસંગે ખ્રિસ્તીઓનો બહુ મોટો સમૂહ દૂર દૂરથી આવીને અહીં એકત્ર થાય છે અને મોટા મેળા જેવો દેખાવ માલૂમ પડે છે.

કેથેડ્રલ પણ મોટું અને ઊંચું છે તેમાં પાદરીઓ રહે છે અને પ્રાર્થના વગેરે કરવામાં આવે છે. એની બાંધણી એવી ખૂબીદાર છે કે પડઘો પડીને અવાજ મોટો સંભળાય છે અને એને લીધે જ પ્રાર્થના આકર્ષક લાગે છે.

## પંજી ઉર્ફે નવું ગોવા

હિન્દમાંના પોર્ટુગીઝોનાં સંસ્થાનોનું આ પાયતખ્ત શહેર અરબી સમુદ્રની ખાડીપર પશ્ચિમ કાંઠે આવેલ છે આ એક નાનું પણ રમણીય શહેર છે. પોર્ટુગીઝ ગવર્નર-જનરલ પણ અહીં જ રહે છે.

શહેરની એક તરફ ડુંગર અને બીજી તરફ ખાડી આવેલી છે. ખાડીપર સુંદર ધક્કો બાંધેલો છે અને એની સામે સરકારી ખાતાઓ, વેપારી વર્ગની ઑફિસો તેમ જ હોટેલ વગેરેના સુંદર મકાનો ચણેલા છે બજાર પણ લાંબી અને સારી છે મોટર બસો તથા ટુરીસ્ટકારોનું સ્ટેન્ડ પણ પાસે જ છે

શહેર બાપદીપને લાંબુ ને લગભગ ભેળું છે અને એની સડકો અને સ્વચ્છતા સારી માલૂમ પડે છે. હવા ખાનારાઓ માટે દરિયા કાંઠે ગોઠવણ આવેલા છે અને ત્યાં બેસવા માટે બાંકડાઓ ગોઠવેલાં છે જાહેર ખાતાઓ-સ્કૂલો, લાયબ્રેરી. જીમ્નેશિયમ વગેરે પણ સારાં છે અહીંનું પોલીસ ખાતું ચપળ છે અને જાહેર વ્યવહાર બહુ સરળપણે ચાલે છે

શહેરમાં વીજળીક બત્તી અને શાકાહારી તેમજ બિન શાકાહારી હોટલોની સગવડ પણ સારી છે.

અહીંયાંથી લોંચ દ્વારા ખાડી ઓળંગીને સામે કાંઠે પરોંગ્રી માપસા સાવંતવાડી તરફ જઈ શકાય છે. સડક માર્ગે બેલગામ જે ૧૧૦ માઇલ દૂર થાય છે તે તરફ પણ જવાય છે. બસો પણ દોડે છે. આ પ્રાંતમાં બસ કે પગે ચાલતાં જતાં મુસાફરો પાસેથી પુલ ઓળંગતા ટોલ લેવામાં આવે છે. મરગામથી આવતાં માંદોની નદીના પુલ પાસે ત્રણ પૈસા અને પંજી નજીક આવતા પુલ પાસે એક પૈસો લેવામાં આવે છે. અને જકાત પ્રવેશ કરતી વેળા પોર્ટુગીઝ સરકાર તરફથી કોલેમ સ્ટેશન પર તથા છોડતી વખતે બ્રિટિશ સરકાર તરફથી કેસલ રોક સ્ટેશન પર વસુલ કરી લેવામાં આવે છે અને સડક માર્ગે પ્રવેશતા કે છોડતા એ જ રીતે સરહદ પર લેવામાં આવે છે

અહીંની પેદાશમાં નારિયેળ, સોપારી, ભાત, આંબા, ફણસ આદિ ફ્રુટ તથા ધાન્ય અને ખાણોમાંથી કાચા લોખંડના પત્થરા નીકળે છે, નળિયાં બનાવવાનો ઉદ્યોગ પણ સારો છે. વસતી ગરીબ છે. પ્રદેશમાં ખાડીઓ ઠેકઠેકાણે હોવાથી ઘણે દૂર સુધી હોડી કે લોંચ દ્વારા અવર જવર થઇ શકે છે.

પંજીથી ઘોંડાઘાટ થઇને બેલગામ તરફ જતી સડકે તથા પંજીથી મરગામ તરફ જતી સડકે કુદરતી લીલાના અનેરાં દૃશ્યો નજરે પડે છે

## વાસ્કો ડી ગામ

ગોવા પ્રાંતમાં પોર્ટુગીઝ રેલવેનું લગભગ છેવટનું સ્ટેશન અને અરબીસમુદ્ર પર હિન્દની દક્ષિણમાં પશ્ચિમ કિનારે આવેલું એક નાનું ગામ છે. વસતી નાળિયેરીની વાડીઓ વચ્ચે ઝૂંપડાં બાંધીને તથા સ્ટેશન પાસે બાંધેલા થોડાંક પાકાં મકાનોમાં રહે છે. રસ્તા સહેળા બાંધેલાં છે અને વીજળીક બત્તી ગોઠવેલી છે. ચલણ, પોસ્ટલ સ્ટાંપ પોર્ટુગીઝ છે. રાજભાષા પોર્ટુગીઝ હોવા ઉપરાંત જનતા કોકણી અને

ચરાડી ભાષા બોલે છે.

જમીનનો ભાગ સમુદ્રમાં ઘુસેલો હોવાથી બે બાજુ ખુલ્લો દરિયો અને એક બાજુ ખાડી છે. મરમાગથી આવતી રેલવે લાઇન અમુક માઇલો પર્યંત સમુદ્રના ખુલ્લા કાંઠા નજીકથી જ પસાર થાય છે.

અહીંની મુખ્ય પેદાશ નારિયેળની છે. વસતી ગરીબ તેમ જ અશિક્ષિત છે. અહીંયાંથી મારમાગોવા અર્ધો માઇલ થાય છે. અને ત્યાં સુધી સડક જાય છે.

## મારમાગોવા

પોર્ટુગીઝ સંસ્થાનનું હિન્દની દક્ષિણમાં અને પશ્ચિમ કિનારે અરબી સમુદ્ર પર આ એક મશહૂર બંદર અને પોર્ટુગીઝ રેલવેનું છેવટનું સ્ટેશન છે. આ બંદરમાં ડક્કો બાંધીને પાંચ આગબોટો ઊભી રહી શકે અને માલ ભરી કે ખાલી કરી શકે એવા વરાળથી ચાલતાં યંત્રો ગોઠવીને વ્યવસ્થા કરેલી છે તેમ માલ રાખવા સારુ ગોદામોની હારોની હાર વધેલી છે અને વચ્ચે રેલવે સાઇડીંગોની ગૂંથણી કરેલી છે.

ચડગત કરનારા વેપારીઓની ઓફિસો ઉપરોક્ત ગોદામોમાં હોઇને માલ ત્યાં જ ખાસ કરીને યુરોપ આદિ દેશોમાં ચડાવાય છે, તેમ આયાત થતો માલ હિન્દના જુદા જુદા ભાગોમાં માલ ધણીના ત્યાં રહેતા આડતિયાઓ મોકલાવી આપે છે. ગુડઝ સ્ટેશન પણ પાસે જ બાંધેલું છે.

વાસ્કો ડી ગામાથી આવતી સડક જે હીલ-ટેકરી પરથી આવે છે તે જ હીલ પાસેથી રેલવે લાઇન ખાડી પરથી મારમાગોવા પર્યંત બાંધેલી છે. હીલ પર વસતી છે અને બીજી બાજુ ખુલ્લો દરિયો છે.

## લોન્ડા જંકશન

મુંબઇ ઇલાકાના કેનારા પ્રાંતના બેલગામ જિલ્લામાં ૨૧૦૦ ફૂટની ઊંચાઇએ આવેલું આ નાનું ગામ છતાં એમ. એસ. એમ. અને પોર્ટુગીઝરેલવેનું જંકશન સ્ટેશન છે. સ્ટેશન પર શાકાહારી ઉતારુ વર્ગ માટે હોટલમાં ભોજનની વ્યવસ્થા કરેલી છે. અહીંથી (૧) રેલવે

બેલગામ, પુના થઇ મુંબઈ; (૨) ધારવાડ હુબલી અને (૩) મરગામ-માર્મગોવા તરફ જાય છે. અહીંથી બેલગામ તથા ફોંડાઘાટ પર થઈને પણજી તરફ સડક કાઢેલી છે. બસ સર્વિસ પણ ચાલુ છે

લોન્ડાથી મરગામ કે માર્મગોવા તરફ જતા ઘાટનો ઉતરણ છે, એટલે રેલવે સાહન વાંકાચૂકા વળાંક લેતી જાય છે, તેથી એક તરફ ઊંચા પહાડ અને બીજી તરફ ઊંડી ખીણના સુંદર દૃશ્યો તેમ જ ઊંચા ઊંચા વૃક્ષોની ઘટા વચ્ચે થઈને સડસડાટ કરતાં વહેતા ઝરણા અને ઊંચેથી પડતા ધોધો વગેરે અનેકવિધ વનશ્રીના મનોહર દેખાવો દેખાય છે. વળી ઘડીકમાં સૃષ્ટિસૌન્દર્ય નજરે પડતું તો બીજી ક્ષણે વાદળાઓ વચ્ચે આવરાઇ જતું, એક તરફ લીલીછમ કેળ, નાળિયેરી વગેરેના વાડાઓ દૃષ્ટિએ પડે છે તો બીજી તરફ સૂકા ઘાસની ઝૂંપડીઓ દેખાય છે. કોઇ વેળા ટીનના પતરાના છાપરાવાળું તો કયારેક નળિયાના છાપરાવાળું મકાન માલૂમ પડે છે. વર્ષાઋતુમાં કે શિયાળામાં આ રસ્તે ગોવાની મુસાફરી ખૂબ ખૂબ આનંદદાયક લાગે છે

દૂધસાગર નામનો વિખ્યાત ધોધ દૂધસાગર સ્ટેશનની પાસે જ ગાડીમાં બેઠા બેઠા ઊંચેથી પડતો જોવામાં આવે છે. એ સ્ટેશન પર ત્રણ ઊંચા લોખંડના પુલો અને બાર લાંબા બોગદા આવે છે. જતી વેળા કોલમ સ્ટેશને અને આવતી વેળા કેસલરોક સ્ટેશને ત્રીજા વર્ગના ઉતારુઓને ઉતારીને અને બીજા વર્ગના ડબ્બામાં બેઠા બેગ જકાત માટે તપાસ કરવામાં આવે છે

## બેલગામ

મુંબઈ ઇલાકાના કેનારા પ્રાન્તમાં બેલગામ જિલ્લાનું આ મુખ્ય મથક દરિયાની સપાટીથી ૨૫૦૦ ફૂટની ઊંચાઇએ એમ. એસ. એમ. રેલવે પર આવેલું છે. એની વસતી ૫૦,૦૦૦ની અંદાજ છે

અહીંનો પ્રદેશ સમશીતોષ્ણ આબોહવા, પાણી સારા હોવાના કારણે ઉનાળામાં નજીકના કેટલાક શ્રીમંત લોકો આવીને રહે છે. અહીંયા મુંબઈ ઇલાકાના દક્ષિણ વિભાગના કમિશ્નર સાહેબની રહી

કચેરી તેમ જ લશ્કરી છાવણી પણ છે.

જિલ્લાની મુખ્ય કચેરીઓ, સુધરાઇખાતું, સ્કૂલો, ઇસ્પિતાલ વગેરે હોવા ઉપરાંત શાકાહારી તેમ જ બિન શાકાહારી મુસાફરો માટે લોજીંગ–બોર્ડીંગ, હોટેલો પણ છે. અહીં એક કિલ્લો છે. એ કિલ્લાને ફરતી ઊંડી ખાઇ ખોદેલી છે. હાલમાં ત્યાં સિવિલિયનોનો વસવાટ છે. આ શહેર ઇ. સ. ૧૮૧૮માં બ્રિટિશોના હાથમાં આવ્યું હતું.

પેદાશમાં અનાજ, ઘી, કરડે, શેરડી વગેરે છે. ઉદ્યોગમાં સુતરાઉ કાપડ તથા જેલમાં શેતરંજીઓ બને છે. શાહપુરમાં રેશમ બનાવવામાં આવે છે. અહીંયાંથી બે માઇલ દૂર આવેલું તનકવાડી વસવાટ માટે વખણાય છે. સાંગલી રાજ્યના શાહપુરમાં સોના-રૂપાની ચીજોનો મોટો રોજગાર ચાલે છે. એ બેલગામથી એક માઇલ ઉપર આવેલું છે.

અહીંયાંથી મોટરસર્વિસો (૧) સાવંતવાડી, વિંગુર્લા, (૨) રેંકાઘાટ પરથી લોંડા થઇને પણજી (૩) સદાશિવગઢ કિંવા અંકોલા થઇને કારવાર (૪) ધારવાડ, હુબલી અને (૫) નિપાણી, કોલ્હાપુર તરફ દોડે છે.

## ગોકાક ફૉલ્સ

એમ. એસ. એમ. રેલ્વે સ્ટેશનથી સાત માઇલ પર આવેલા ગોકાક ફૉલ્સ બેલગામ જિલ્લાના પેટા વિભાગમાં છે. ત્યાં જવાને પાકી સડક હોઇ બસ સર્વિસ નિયમિત દોડયા કરે છે અડધા રસ્તે ગોકાક મિલ આવે છે. અને તેની સામે સડકની બીજી બાજુ ગોકાક-ફૉલ્સ ૨૬૦ ફૂટની ઊંચાઈથી નીચે પડીને ગોકાક નદી રૂપે આગળ વધે છે. સડક પરથી પણ એ ધોધો સારી રીતે નિહાળી શકાય છે. ટરબાઇન અને ડાયનામા મશીનો એ પડતા પાણીના જોસ વડે ગતિ-માન બનીને વીજળીક બળ ઉત્પન્ન થાય છે અને એ વીજળીક બળથી ગોકાક મિલ ચલાવવામાં આવે છે. તે પ્રત્યક્ષ જોવા ઇચ્છતા પ્રવાસીને એક આનો આપી મિલમાંથી પાસ મેળવવો પડે છે.

સડકની પાસે નદી કાંઠે આવેલ ખડક વચ્ચે પડેલી કુદરતી ફાટ

પાસેથી પગથિયા બાંધીને નીચે ઊતરવાની સીડી બનાવેલી છે. સુમારે એકસો પગથિયા ઊતર્યા પછી મશીનરી આવે છે. જે રેઝરવોયર-કૃત્રિમ તળાવમાંથી મોટા નળદ્વારા પડતા પાણીના ફોર્સ વડે ગતિમાન બનીને સુમારે ૪૫૦ વોટ્ટ વીજળી ઉત્પન્ન કરે છે. આ ધોધ વર્ષાઋતુમાં-જુલાઈથી સપ્ટેમ્બર વચ્ચે ખાસ જોવા જેવા છે.

ઉપરથી ધોધ નજીક દેખાય છે અને ફોર્સથી પડતા પાણીના કારણે બનતા વરાળના ઢગનું સુંદર દૃશ્ય જોઈ શકાય છે.

ગોકાક શહેર લાકડાંના રંગીન રમકડાં તથા કૃત્રિમફળોની બનાવટ માટે મશહૂર છે.

## નિપાણી તથા કાગજ સંસ્થાન

બેલગામથી કોલ્હાપુર સડક માર્ગે બસમાં જતાં વચ્ચે આવે છે. વસતી પચીસ હજારની છે. અહીંની મુખ્ય પેદાશ શેરડી તથા તમાકુની છે. એક જૈનમંદિર તથા પાઠશાળા પણ છે.

કોલ્હાપુર તરફ આગળ વધતાં કાગજ સંસ્થાનનું મુખ્ય શહેર કાગલ આવે છે. આ સંસ્થાન બહુ નાનું છે.

## કોલ્હાપુર

મહારાષ્ટ્રમાં મોટામા મોટા ગણાતા રાજ્યસ્થાન કોલ્હાપુરનું આ પાટનગર શહેર દરિયાઈ સપાટીથી ૧૮૦૦ ફૂટ ઊંચું વસેલું છે. એની વસતી સિત્તેર હજારની ગણાય છે. બેલગામથી સડક માર્ગે સુમારે ૭૦ માઈલ થાય છે. શહેરના મકાનો મોટા ભાગે બેથી ત્રણ મજલાના અને સારી બાંધણીના છે. રસ્તાઓ મોટા અને પહોળા છે. મુસાફરો માટે ડાક બંગલો તથા લોજીંગ-બોર્ડીંગ અને હોટલોની વ્યવસ્થા સારી છે.

પેદાશમાં અનાજ ઉપરાંત કપાસ, શેરડી, હરડે, હળદર અને ગોળ છે. અહીંયાં કાપડ સૂતરની મિલ છે.

જોવા લાયક સ્થળોમાં પેલેસ, રાજમહેલ, જૂનો અને નવો રાજવાડો, બાગ, મહાલક્ષ્મી દેવીનું મોટું મંદિર છે. એક જૈન દેરાસર

પેલેસ તરફ જતી સડક પર બાંધેલું છે. રાજ્યની આવક એક કરોડની કહેવાય છે.

મંદિરોની પ્રાચીનતા માટે આ શહેર પ્રસિદ્ધ છે. મહાલક્ષ્મી દેવીના મંદિરને લગતા અમુક મકાનો જમીન નીચે ઊંડા દટાઇ ગયા કહેવાય છે. એક સ્ફટિકનો દાબડો સને ૧૮૮૦ ની આસપાસ મોટા સ્તૂપમાંથી જડી આવ્યો હતો; જેના ઢાંકણ પર ઇ. સ. પૂર્વે ૩૦૦ ના સમયના અશોકના લેખના જેવું લખાણ હોવાનું જણાયું હતું.

## મીરજ

મીરજ રાજસ્થાનનું આ મુખ્ય શહેર એમ. એસ. એમ. રેલવે પર આવેલું છે. શહેર સાધારણ છે, પણ મિશન હૉસ્પીટલને લીધે મશહૂર છે. નજીકમાં ધર્મશાળાની સગવડ હોવાથી ઇસ્પિતાલમાં રહેતાં દરદીઓને મળવા આવતાં સગાસંબંધીઓને રહેવા કરવાની બહુ સારી રાહત મળે છે.

અહીંનો રાજા બ્રાહ્મણ વંશનો છે. અહીંની પેદાશમાં શેરડી મુખ્ય છે; અને ગોળ મોટા પ્રમાણમાં બને છે. લૉજીંગ-બોર્ડીંગ-હોટલની પણ સગવડ સારી છે. પંઢરપુર તરફ અહીંથી નાની રેલવે જાય છે.

## સાંગલી

સાંગલી સંસ્થાનનું આ પાટનગર કોલ્હાપુર-સાંગલી રેલવે શાખા પર છે. મીરજથી વાહનો પણ મળે છે.

મીરજના રાજા અને સાંગલીના રાજા ભાઇઓ છે. સાંગલી શહેર નાનું પણ મઝાનું છે. અહીંયાં કાઉન્સીલ હૉલ સારો બાંધેલો છે. વેપારમાં ગોળ મુખ્ય છે. અને ખૂબ વખણાય છે.

સાંગલી અને મીરજ વચ્ચે ક્ષયના દરદીઓ માટે મીરજ હૉસ્પીટલ તરફથી ખાસ અલગ વ્યવસ્થા કરવામાં આવી છે અને ઘણા દરદીઓ પ્રત્યેક વર્ષે આવીને એનો લાભ લે છે. અહીંયાં લૉજીંગ-બોર્ડીંગ, હોટલ વગેરેની સારી સગવડ છે. ક્ષયની હોસ્પિટલ વાનલેસવાડીનાં નામથી ઓળખાય છે અને રેલવેનું મથક છે.

## કરાડ

મુંબઇ ઇલાકાના મધ્ય ભાગના સાતારા જિલ્લામાં કરાડ તાલુકાનું આ મુખ્ય મથક એમ. એસ. એમ. રેલવે પર આવેલું છે. અહીંથી સાતારા, કોલ્હાપુર તથા સાંગલી તરફ મોટર બસ જાય છે.

કરાડની વસતી ૧૦૦૦૦ની અંદાજ છે સુધરાઇખાતું તથા સ્કૂલો, દવાખાના, કચેરીઓ વગેરે સરકારીખાતા પણ છે. એક જૈન મંદિર પણ છે.

અહીંનાં નજીકમાં જ ઓગલે વાડીમાં કંદીલ વગેરે કાચ સામાન બહોળા પ્રમાણમાં તૈયાર થાય છે. એ કાચનું કારખાનું જોવા લાયક છે.

શહેરમાં પાણીના નળોની પણ સગવડ છે.

## સાતારા

મુંબઇ ઇલાકાના મધ્ય વિભાગના સાતારા જિલ્લાનું તેમજ સાતારા તાલુકાનું મુખ્ય શહેર છે; અને જિલ્લા તેમ જ તાલુકાને લગતા ખાતા સુધરાઇ ખાતુ, પોલીસથાણું વગેરે અહીંયાં છે વસતી સુમારે ત્રીસ હજારની છે.

અહીંથી વાઇ થઇ મહાબળેશ્વર તથા પુના તરફ તેમ જ કરાડ, કોલ્હાપુર, સાંગલી તરફ અને રત્નાગિરિ જિલ્લાનાં ચિપલુન શહેર બાજુ મોટર સર્વિસ દોડે છે.

સાતારા શહેર એમ. એસ. એમ. રેલવે લાઇન પરના સાતારા રોડથી દસ માઇલ દૂર થાય છે. સ્ટેશન પાસે વાહનો મળી શકે છે.

કૂપર એન્જિનીઅરિંગ કંપનીનું કારખાનું સ્ટેશનની નજીક છે. ખેતીના ઓજારો, ચૂનાની ભઠ્ઠી, તેલની ઘાણી વગેરે યંત્રો. રેંટો આદિ તેમાં બનાવવામાં આવે છે

વસતીનો મોટો ભાગ હિન્દુઓનો છે અહીં શાકાહારી અને બિન શાકાહારી લોજીંગ બોડીંગ અને હોટલો પણ છે.

સાતારા શહેર [illegible] ૨૨૦૦ ફુટની ઉંચાઇએ

આવેલું હોવાથી હવામાન એકંદરે સારા છે. ચોમાસ.માં વરસાદ વાર્ષિક ઇંચના આશરે ૫૬ છે શહેરની લંબાઈ તેમજ પહોળાઈ આશરે દોઢ માઈલ છે. રસ્તાઓ પહોળા છે તથા પાણીના નળોની વ્યવસ્થા સારી છે. બજાર પણ મોટી હોવ દરેક વસ્તુ મળી શકે છે. સુવાસિત તંબાકુ, પેંડા તથા તાંબા પિત્તળના વાસણો વગેરે સારા બને છે

જોવા જોગ સ્થાનોમાં જૂનો તથા નવો રાજવાડો, જળમંદિર અને શહેરની હાર અઢાર ઉરા તથા નજીક આવેલ સજ્જનગઢ અને તે ઉપરની રામદાસ સ્વામીની સમાધિ વગેરે છે. શિવાજી મહારાજે સને ૧૬૬૦ માં અહીં રાજગાદી સ્થાપી અને ત્યાર પછી શહેર વધતું ગયું સને ૧૭૦૮ માં શાહુ મહારાજે વિશેષ સુધારા કર્યા અને હમણાં તે ઘણા સુધારા થતાં શહેર સુંદર બની ગયું છે.

જૂનો રાજવાડો પ્રતાપસિંહ મહારાજના સમયમાં–સને ૧૮૨૪ માં અને નવો રાજવાડો શહાજી ઉર્ફે અપ્પા સાહેબના કાળમાં–સને ૧૮૩૮ માં બંધાયા હતા. હાલ તેમાં સ્કૂલો અને કચેરીઓ છે જૂનું જલમંદિર જેમાં હમણાં મ્યુનિસિપાલિટીની ઓફિસ છે તે પ્રતાપસિંહ મહારાજે સને ૧૮૨૪-૨૫ માં બંધાવેલ હતું. નવાવાડામાં ૧૮૭૬ પર્યંત સાતારાના વંશજો રહેતા હતા, પણ સાતારા બ્રિટિશ સરકારના તાબામાં આવ્યા પછી શુક્રવાર પેઠમાં આવેલ ખાનગી જલમંદિરમાં રહેવા લાગ્યાં છે. પારસનીસ મ્યૂઝિયમના નામે ઓળખાતા મકાનમાં સાતારાને લગતા ઈતિહાસના કાગળ પત્રો રાખવામાં આવેલ છે.

સાતારાનો કિલ્લો ૧૧૭૮–૧૧૯૩ દરમિયાન થઈ ગયેલા કોલ્હાપુરના શિલહાર વંશના રાજા બીજા ભોજે બંધાવેલ હતો એમ કહેવાય છે.આ ભોજરાજા પૈન્હાળાના રાજા તરીકે વિશેષ પ્રસિદ્ધ છે. પાછળથી આ કિલ્લો બીજાપુરના બાદશાહને તાબે થયો અને તે જેનો રાજકેદીઓ રાખવા

માટે ઉપયોગ કરતો હતો. અને ૧૬૭૩માં શિવાજી મહારાજે એ કિલ્લો જીતી લીધો. અને ૧૭૦૦માં ઔરંગઝેબે એનો કબજો લીધો અને એ અજીમતારાના નામે ઓળખાવા લાગ્યો. ૧૭૦૮માં શાહુ મહારાજાના કબજામાં એ પાછો આવ્યો અને ત્યાર પછી પેશ્વાઓના હાથમાં પડી રહ્યો.

ઇ. સ. ૧૭૯૮થી ૧૮૪૮ સુધી સાતારાના રાજાઓ પાસે રહ્યા પછી એ અંગ્રેજ સરકારના અધિકાર નીચે આવ્યો. હાલ એ કિલ્લા પર એક વાડો, એક મંગલાઇ દેવીનું મંદિર અને બે ત્રણ તળાવો છે. કિલ્લા પરથી આખા સાતારા શહેરનું દૃશ્ય નજરે પડે છે કિલ્લા પર ટાંગા જઇ શકે છે તેમ જ પગપાળે પણ જઇ શકાય છે.

પરળી નજીક આવેલ સજ્જનગઢ પર રામદાસ સ્વામીની સમાધિ જરૂર જોવા જેવી છે. એ ગઢથી પણ ઊંચો છે અને ઉપથી દૂર દૂરના રમણીક દૃશ્યો જોઇ શકાય છે.

## વાઇ

મુંબઈ ઇલાકાના મધ્ય ભાગના સાતારા જિલ્લામાં તાલુકાનું આ મથક પુના-મહાબળેશ્વર સડક પર કૃષ્ણા નદીના કાંઠે વસેલું છે અને એની વસતી ૧૨૦૦૦ની છે. વસતીનો મોટો ભાગ હિન્દુઓનો છે અને બ્રાહ્મણોનું પ્રમાણ મોટું છે.

કૃષ્ણા નદી પવિત્ર મનાય છે એટલે એના તટપર કેટલાંક મંદિરો તેમજ મોટા ઘાટો બાંધેલા છે તાલુકાનું મુખ્ય મથક હોવા તાલુકાને લગતા તમામ ખાતાઓની ઓફિસો મ્યુનિસીપાલિટી, સ્કૂલો, દવાખાના વગેરે અહીં છે એક મિશન હસ્તક ચાલતી હોસ્પીટલ અહીં છે.

અહીંથી થોડેક દૂર મેણવલી નામનું એક નાનું ગામડું છે, જ્યાં નાના ફડણવીસનો વાડો, સુંદર ઘાટ, અને મોટા ઘરો જોવા જેવા છે. પંચગનીના ઘાટની શરૂઆત અહીંથી થાય છે. પંચગની પર આવેલ બેલ-એર-સેનીટેરિયમ (ડૉ. ભીલીમોરિયાની મુખ્ય દેખરેખ) ની એક શાખા અહીંયા બાંધેલી છે, જ્યાં વર્ષાઋતુ દરમિયાન પહાડ

પગની કડી હવા જે દર્દીઓને માફક ન આવતી હોય તેમને ગમવામાં આવે છે અહીં કાળા જાંબુ બહુ મોટા અને મીઠા થાય છે.

## પંચગની

મુંબઈ ઈલાકાના મધ્ય વિભાગના સાતારા જિલ્લાના જાવલી તાલુકામાં કૃષ્ણા અને વેણ્ણા નદીઓની વચ્ચે લંબાયેલાં સહ્યાદ્રિ પર્વતના એક કાંઠા પર દરિયાની સપાટીથી ૪-૭૮ ફૂટ ઊંચુ આવેલું આ એક આરોગ્યવર્ધક અને હવા ખાવાનું મશહૂર સ્થળ છે. પુનાથી એ ૬૮ તથા વાઈથી ૧૨ માઈલ તથા વાઠાર સ્ટેશનથી ૨૯ માઈલે મહાબલેશ્વર તરફ જતી સડક પર આવેલું છે વાઈથી પંચગનીના ઘાટ શરુ થાય છે અને આડા અવળા વાંકા લેના ખીણની ધાર પર આવેલી પાકી સડક ઉપરથી મોટર વાહનો ઊંચે ને ઊંચે ચડતા જાય છે ત્યારે વાઈ તથા ખીણમાં વસેલા ગામો અને વહેતી નદીઓ, આસપાસના ડુંગરાઓના દૃશ્યો બહુ આકર્ષક અને મનહર લાગે છે. મોટર જેમ જેમ ઉપર ચડતી જાય છે તેમ તેમ વાતાવરણ શાંત અને ઠંડું માલૂમ પડતું જાય છે.

કેટલાક વર્ષો પૂર્વે અહીં માત્ર થોડાક ઝૂંપડાઓ હતા અને કોઈથી આવવા હિંમત થતી ન હતી. હમણા નાનુ સરખું ગામ, બજાર વગેરે વસીને શ્રીમંતોના બંગલાઓ, હાઈસ્કૂલો શાકાહારી અને બિનશાકાહારી માટેના મોટા હોટલો, ડૉ. બીલીમોરિયાની ક્ષયની હોસ્પિતાલ, શેઠ શ્રી વાડીલાલ સારાભાઈનું સુંદર આરોગ્યભવન, સુધરાઈખાતું, પોલીસથાણું, ધાર્મિક સંસ્થા વગેરે હોઈ પ્રવાસીઓની આવ જાવ અહીંની શીતળ હવા અને શાંત વાતાવરણને લીધે સદા ચાલુ જ રહે છે અહીંથી સુપ્રસિદ્ધ મહાબળેશ્વરનું સ્થળ બાર માઈલ થાય છે. ત્યાં વર્ષાઋતુમાં લગભગ બસો ઇંચ વરસાદ પડે છે એટલે મુસાફરો રહી શકતા નથી; જ્યારે અહીંયા માત્ર ૭૦ થી ૭૫ ઇંચ પાણી પડતું હોઈને મહાબળેશ્વર જેટલું ધુમ્મસ પડતું નહીં હોવાથી રહી શકાય છે

અહીયા યુરોપિયન પારસી મુસલમાન, હિન્દુ હાઇસ્કૂલો હોઇ બોર્ડીંગ હાઉસો પણ છે. સેંકડો વિદ્યાર્થીઓ અહીની આબોહવામા રહીને વિદ્યાભ્યાસ કરે છે

શેઠ વાડીલાલ સારાભાઇનું આરોગ્યભવન ઊંચા લેવલ પર આવેલુ હોઇ પૂરતા હવા, ઉજાસવાળા ઓ જરૂર જોગ રાચરચીલા અને સામાનની સગવડ કીધેલી હોઇને તેમજ મોટા વિશાળ ઓરડાઓ બાધેલા હોવાથી સારા પ્રમાણમા ઉપયોગમા લેવાય છે. મેન-એર-સેનિટેરિયમ અથવા હાવર્ડેથ નામની કંપની ઇમ્પિનાન મકુ વિશાળ જમીન અને ખીણ પર બાધેલી છે સિલ્વરગેપ આદિ ઊંચા ઊંચા વૃક્ષો અને વિવિધ રંગીન પુષ્પછોડો અહીયા ઉછેરેલા છે પુરુષ તથા સ્ત્રી દરદીઓ માટે અલગ અલગ સુંદર વોર્ડો બાધેલા છે અને અર્વાચીન શોધના તમામ ઇલાજો–એકસરેઝ, ન્યુમોથોરેક્સ અલ્ટ્રાવાયોલેટ–રેઝ, સ્કાન વગેરેની પણ વ્યવસ્થા છે શાકાહારી રસોડાની પણ અહીયા સારી અને અલગ વ્યવસ્થા છે

પચગની ડુંગર ઉપરની સૌથી ઊંચી સપાટ અને વિશાળ જમીન પર વસેલુ હોવા સવાર સાંજ પ્રવાસીઓ ઘણુ ભાગે ત્યા ફરવા જાય છે તથા ક્રિકેટ, ગોલ્ફ આદિ રમતો સપાટ ધોરણે અને રજાના દિવસોમા ત્યા રમાય છે અહીંયાથી જૂનુ મહાબળેશ્વર, કમળગઢ પાંડવગઢ, વાઇગામ ખીણો, નદીઓ વગેરે દૂર દૂરના દશ્યો નિહાળી શકાય છે ઉનાળાની ચાંદરણી અને ઝાકળ પડતો હોય ત્યારે પ્રભાતમા અને સંધ્યા સમયે એના પર લટાર મારવી એ એક મોટી મોજ મનાય છે

બોમ્બે સેનિટોરિયમનુ મકાન પણ સુંદર અને દરેક સગવડવાળું છે લાઇબ્રેરી પાસેથી વાઇડેથ તરફ જતા એ આવે છે હિન્દુ હાઇસ્કૂલ મહાબળેશ્વરના સડક પર લાઇબ્રેરી પછી આવે છે મુસ્લીમ હાઇસ્કૂલ નજીક પાણીનો હોજ કરેલો છે અને તે પછીના સડક પર પારસી પોલ્સન આવે છે આગળ મહાબળેશ્વર તરફ જતા એક બીજા મોટા પ્લોટ પર જવાનો રસ્તો ફૂટે છે.

## મહાબલેશ્વર

પુનાથી ૭૫ માઇલ પર સાતારા જિલ્લાના જાવલી તાલુકામાં દરિયાની સપાટીથી ૪૫૦૦ ફૂટની ઊંચાઇએ સહ્યાદ્રિ પર્વતના એક શિખરપર આવેલું આ મુંબઇ ઇલાકાનું એક મશહૂર હવા ખાવાનું મથક છે. થોડાંક વર્ષો પૂર્વે મુંબઈ સરકારની કેટલીક ઑફિસો તથા મુંબઇના ગવર્નર ઉનાળામાં અહીંયાં આવતા ત્યારે શ્રીમંતવર્ગ, સરદારો તથા રાજા મહારાજાઓથી અહીંના તમામ બંગલાઓ, હોટલો, કલબો વગેરે ચિકાર થઇ જતા હતા. હમણાં સરકારી ઑફિસોએ ત્યાં જવાનું બંધ કરેલ છે.

ઇ. સ. ૧૮૨૮ માં જોન માલકમ નામના મુંબઇના ગવર્નરે વસવાટ કરવા માટે પસંદ કરી સાતારાના રાજા પાસેથી આ સ્થળ મેળવી લઇને માલકમ પેઠ વસાવી હતી. માલકમ પેઠ એટલે નવું મહાબળેશ્વર. એનો સ્મરણ સ્તંભ લોર્ડવીક પોઇન્ટપર ઊભો કરવામાં આવેલ છે.

આ ટેકરી પર ૨૦૦ થી ૨૫૦ ઇંચ વરસાદ પડતો હોવાથી તે સદા હરિયાળી માલૂમ પડે છે. તથા બહુ ઊંચા હોવાથી સુંદર સૃષ્ટિસૌન્દર્ય, સંધ્યા સમયના મનહર દૃશ્યો શીતળ દરિયાઇ પવનની લહેરોથી ખૂબ તાજગી મળી શકે છે. શાકાહારી તેમ જ બિનશાકાહારી પ્રવાસીઓ માટે સારી હોટલો અને કલબોની વ્યવસ્થા છે. માથેરાન કરતાં આ ટેકરીની ઊંચાઇ લગભગ બમણી છે અને હવા પાણી બહુ સારા છે.

બોમ્બે, કરનાક, ફૉકલેન્ડ પોઇન્ટ, પાપગર, માલકમપાય, ચાઇના મેન, વૉટર ફૉલ્સ, બેબીંગ્ટન, હેલન, અગદાદ, વિલસન પોઇન્ટ, લૉંગમાલા, રોજમંડ રોકસ, કટસ પોઇન્ટ, ક્રોનૉટ પીક, ચેનાલેક, ધોબી ફૉલ્સ, લોર્ડવીક પોઇન્ટ, તથા જુના મહાબલેશ્વરમા આવેલ એલ્ફીન્સ્ટન, મારજરી, સાવિત્રી પોઇન્ટ, આર્થરસીટ આદિ જગ્યાઓ માત્ર હરવા ફરવાના સ્થળો જ નહિ પણ સૃષ્ટિ સૌન્દર્યના દૃશ્યો અને વિવિધ તેમજ મનોહર ખીણો, નદીનાળાં, ડુંગરો વગેરે કુદરતની લીલાના અદ્ભુત દેખાવો માટે સુપ્રસિદ્ધ છે.

અહીંના રાજા જાતે બ્રાહ્મણ છે અને એ પંત સચિવના નામે ઓળખાય છે. શહેર નાનું પણ મજાનું છે.

આ સંસ્થાનનો એકંદર પ્રદેશ સુમારે એક હજાર ચોરસ માઇલનો છે. વાર્ષિક આવક પાંચ લાખની છે અને જનવસતી સવા લાખ ગણાય છે. મુખ્ય પાક ભાત સિવાય નાગલી, વરી, બાકુડ અને હરડે છે પવનમાળ, પ્રચંડગઢ (તોરણા), રાજગઢ, વિચિત્રગઢ, તથા સુધાગઢ, એમ સંસ્થાનનાં પાંચ તાલુકા છે. આ તાલુકાઓ પૈકીનો સુધાગઢ તાલુકાનો પ્રદેશ કોલાબા જિલ્લામાં આવેલ છે.

## અલીબાગ

મુબંઈ ઇલાકાના કોલાબા જિલ્લાનું મુખ્ય મથક છે અને પશ્ચિમ કિનારે અરબી સમુદ્રના કાંઠા પર આવેલું છે. મુંબઈના અલેક્ઝાન્ડ્રા ડૉક પાસે આવેલા ભાઉના ધક્કા પરથી ધરમતરી તરફ જતી સ્ટીમર પ્રથમ રેવસ બંદર કરે છે. ત્યાં ઉતરીને જવાય છે. રેવસ બંદરે પહોંચતા સ્ટીમરને સુમારે દોઢેક કલાક લાગે છે અને ત્યાંથી અલીબાગ તરફ બસ સર્વિસ ચાલે છે અને સાવલ, કિસાવર, નીરંગી અથવા માંડવે, સાસવને, ચોંઢી, કીમ, કનકેશ્વર એમ બે માર્ગે જવાય છે. બીજી સડક ડામરની ૧૫ માઇલ છે અને પૂર્વ તરફ ડુંગરો આવેલાં છે.

રેવસથી ૭ માઇલ પર સાસવને જવાનો રસ્તો આવે છે. ત્યાંથી સાસવને દોઢ માઇલ દૂર સમુદ્ર કાંઠે વસેલું છે, અને શ્રી કવન મંદાયના વૈશ્ય વિદ્યાશ્રમ માટે મશહૂર છે. આગળ ચાલતાં ચોંઢી આવે છે. ત્યાંથી કીહીમ બે માઇલ થાય છે અને એ નાનું સ્વચ્છ બાગાયતી ગામ સમુદ્ર કાંઠે વસેલું છે. રસ્તો રેતાળ, સાંકડો ને કિનારો પણ અલીબાગના સરખો નથી ચીજ વસ્તુઓ મેળવવામાં પણ ઘણી અગવડ પડે છે. કનકેશ્વરની સડક ચોંઢી પાસેથી નીકળે છે. બે માઇલ અંદરના ભાગમાં જતાં કનકેશ્વરની તળેટી આવે છે. અને ત્યાંથી પગથિયાની શરૂઆત થાય છે.

અલીબાગની વસતી સુમારે સાત હજારની અંદાજ છે. ગામ બાગાયતી છે અને સોપારી નારિયેળ વગેરે ઉત્પન્ન થાય છે. ઊંચા ઊંચા વૃક્ષો અને દરિયો પાસે હોવાથી ઉનાળો કડક લાગતો નથી. વળી દરિયા કાંઠો રેતાળ અને લાંબો હોઇ હરવા ફરવા માટે ખૂબ અનુકૂળ છે. સમુદ્ર કાંઠા નજીક થોડાક નાના બંગલાઓ બાંધેલા છે અને તે ભાડે મળી શકે છે. ગિરનાને લગતાં ખાનાઓ, હોસ્પીટલ ડીસ્પેન્સરી, અદાલતો, સ્કૂલો વગેરે કાંઠા નજીક આવેલાં છે.

અહીંયાં જૈન વસ્તી અલ્પ છે એક શ્વેતાંબરી ધરમશાળાની સગવડ છે. રસ્તા સ્વચ્છ અને સારા છે. મોટે ભાગે આયાત વેપાર છે દરિયા કાંઠા પાસે કોલાબા કિલ્લો છે ઓટ વખતે પગપાળે ત્યાં જઇ શકાય છે. કિલ્લો જીર્ણ અવસ્થામાં છે તેમાં આવેલાં બન્ને મંદિરો પણ જીર્ણ થઇ ગયા છે. મંદિરો પાસે ઊંડો કૂવો અને કુંડ છે. એક ટોચ પર ફાનસ અને બીજી બાજુ પર વાવટા કાઠી છે. દૂરના દશ્યો જોવાને દૂરબીન પણ ગોઠવેલ છે.

## રેવદંડા

કોલાબા જિલ્લાના અલીબાગ તાલુકામાં અરબીસમુદ્રના કાંઠે અલીબાગથી અગિયાર માઇલ દૂર આવેલ છે. બસ સર્વિસ ચાલે છે. જેનાગાંવ, ચૌલ વગેરે ગામાયની ગામો સુધી બન્ને તરફ આવેલી નારિયેળીની વાડીઓ વચ્ચે થઇને રેવદંડા જાય છે.

રેવદંડા શહેર ખાડી પર વસેલું છે બજાર લાંબી છે. નવો વસવાટ કિલ્લા બહાર અને જૂનો વસવાટ કિલ્લાની અંદર છે એ પૂર્વે ચોલ ચંપાવતી નામથી ઓળખાતું હતું કિલ્લો હમણાં ખંડિયેર સ્થિતિમાં છે. બંદર નજીક એક કોલાઇ નામનો ડુંગરી કિલ્લો બાંધેલો છે. એથી બંદરને સારી સલામતી મળી જાય છે આયાત વેપાર સારો છે.

એક વખત અહીંયાં પોર્તુગીઝ થાણું હતું. એ વખતના મહેલ અને કેથેડ્રલો, રોમિયન દેવળોના ખંડિયેરો હજુ પણ નજરે પડે છે.

આવેલ રાજપુરા ગામ પાસેથી બીજી તરફ ભાંગીને કિલ્લાના પ્રવેશ દ્વાર પાસે પહોંચાય છે તથા શ્રીવર્ધન અને બોલીંજનાર ડીંગીમાર્ગ પાસે જઈને ત્યાંથી બસમાં જવાય છે.

કિલ્લો કાળા પથ્થરનો ઊંચો સમુદ્ર વચ્ચે બાંધેલો છે. દ્વાર પાસેથી કેટલાંક પગથિયાં ચઢીને અંદર દાખલ થતાં ગીચોગીચ મકાનો અને ગંદા પાણીના કુંડો નજરે પડે છે. ઘરો જર્જરિત અને ગંદકીથી ભરેલાં હોઈ ઘૃણા આવે છે. ઘણાખરા ગરીબ મુસલમાન તથા કોળી વર્ગનાં તેમજ સામાન્ય સ્થિતિના સરકારી નોકરો અને લાચાર અવસ્થામાં આવી પડેલાં બાપાનોનો છે. કિલ્લાના બુરજો પર અનેક કાટ ખાઈ ગયેલી તોપો પડેલી છે. દૂરનો દરિયો સ્પષ્ટ દેખાય છે. મહેલ ખંડિયેર હાલતમાં છે. રાજગાદી અહીંયાં છે. નવાબ સાહેબ તથા દીવાન માટેના મકાનો કંઈક ઠીક માલૂમ પડે છે.

કિલ્લામાં મસજિદો અને ત્રણેક દુકાનો છે અને મામુલી વસ્તુઓ મળી શકે છે. અન્ય વસ્તુઓ બહારથી આવતા ફેરિયાઓ પાસેથી લેવાય છે. ઘરોની જર્જરિત હાલત, સ્વચ્છ પાણીની અછત અને અંદરનો ગંદવાડ જોતાં દોજખનું દૃશ્ય નજરે પડે છે. સમુદ્ર વચ્ચે થોડેક દૂર બીજો કાસ નામનો કિલ્લો છે.

જંજીરા સંસ્થાનના મરુડ, શ્રીવર્ધન અને મ્હસળે એમ ત્રણ તાલુકા છે. એકંદર ૩૨૪ ચોરસ માઈલનો પ્રદેશ છે અને વસતી આશરે નેવું હજારની છે. સંસ્થાનની વાર્ષિક આવક સાત લાખની કહેવાય છે.

## ધરમતર

અલીબાગથી નીરગી હિસાવર થઈને ધરમતરની ખાડી ૭ માઈલ થાય છે. બસ સર્વિસ ચાલુ છે. ત્યાંથી લોંચમાં બેસીને ધરમતર ડક્કાએ જવાય છે. ધરમતર અલીબાગ તાલુકામાં આવેલું છે અને દરિયા માર્ગે મુંબઈથી ૨૦ માઈલ અને સડક માર્ગે ૬૦ માઈલ થાય છે.

ધરમતરના ધક્કા પરથી ગોરેગાંવ, માણગામ, દાસગામ, મહાડ થઈને મહાબળેશ્વર તરફ, બીજી સડક પેણ, ચોક, પનવેલ થઈને મુંબઈ તરફ તથા પાલીના ગરમ પાણીના કુંડો તેમજ રોહા તરફ જવાય છે. અને બસ સર્વિસ જાય છે.

## પાલીના કુંડો

ધરમતરના ધક્કાથી ૨૨ માઈલ થાય છે. બસ સર્વિસ જાય છે. ત્યાં ઓછાવત્તા ગરમ પાણીના ત્રણ કુંડો આવેલા છે; અને ઊતરવાની જગ્યા છે. ત્યાંનું સૃષ્ટિસૌન્દર્ય પણ વખણાય છે. બાકીના ધક્કાપરથી ધરમતરીની ઓટ હંમેશાં સવારના ઊપડે છે.

## મહાડ

કોલાબા જિલ્લાના મહાડ તાલુકાનું આ મુખ્ય ગામ ધરમતરના ધક્કાથી ૫૨ માઈલ થાય છે. તાલુકા કચેરીઓ તથા પ્રાથમિક અને અંગ્રેજી શાળાઓ વગેરે છે, બજાર લાંબી છે. સાવિત્રી અને આંધારી નદી આ શહેર પાસે થઈને અરબી સમુદ્રને મળે છે, જેના લીધે આ ગામનો આયાત નિકાસ વેપાર સારો છે

મહાડથી પોલાદપુર, પ્રતાપગઢ થઈને કીડઅરાહડ ઘાટને રસ્તે મહાબળેશ્વર ૩૬ માઈલ, મહાડથી પોલાદપુર થઈને કસેડી ઘાટને રસ્તે એડ ૩૬ માઈલ થાય છે બસ સર્વિસ ચાલે છે. તેવી જ રીતે ધરમતર અને પેણ થઈને મુંબઈ તરફ પણ બસ સર્વિસ ચાલુ છે.

મહાડના ડુંગર પર ગુફાઓ કોરેલી છે અને નદી પાર એક જગ્યાએ ગરમ પાણીના કુંડો છે. પેટાળમાં મુખ્ય ભાન હોય તેને છડવાની અહીં મિલો પણ છે.

## રાયગઢ

મહાડ તાલુકામાં મહાડગામ પાસે આવેલો શિવાજી મહારાજનો આ પ્રસિદ્ધ કિલ્લો આવેલો છે. મહાડથી બસ સર્વિસ તલેટી સુધી ચાલુ છે. ત્યાંથી ઊંચો અને સખ્ત ચઢાવ ચઢવો પડે છે. અશક્તો માટે

ખુરશી ભાડે મળી શકે છે. કિલ્લા પરથી રાતના વખતે મુંબઈની દીવા-દાંડી દેખાય છે એમ કહેવાય છે. ઉપર રાતવાસો કરવાની સગવડ છે.

શિવાજી મહારાજની રાજધાનીનું આ મથક હતું એટલે આજે પણ કેટલાક મંદિરો અને મહેલોના ખંડિયેરો તથા શેષ રહેમાં બજારના ઓટાઓ વગેરે જળવાઈ રહ્યાં છે. ઉપરથી દૂરનો દેખાવ બહુ મનોહર લાગે છે.

## પોલાદપુર

મહાડ તાલુકામાં આવેલુ આ એક નાનું ગામ છે. મહાડથી અગિયાર માઇલ અને મહાબળેશ્વરથી ૨૫ થાય છે. વસતી બેહજારની છે, જેમાં નીમા-ગુર્જરના સાઠ ઘરો છે. આ લોકો ગુજરાત છોડી બસો વર્ષથી કોકણ પટ્ટીમાં આવી વસવાથી ભાષા તેમજ પહેરવેશ મહારાષ્ટ્રીય બની ગયેલ છે અને ગુજરાત સાથે કશો વ્યવહાર રહ્યો નથી.

## ખેડ

મુંબઇ ઇલાકાના રત્નાગિરિ જિલ્લાના ખેડ તાલુકાનું મુખ્ય મથક છે અને પોલાદપુરથી કસેડી ઘાટને માર્ગે ૨૫ માઇલ થાય છે. કસેડી ઘાટ પર આવેલા ઇન્સ્પેકશન બંગલા પાસેથી કોલાબા જિલ્લાની સરહદ પૂરી થઇ રત્નાગિરિ જિલ્લાની સરહદ શરૂ થાય છે.

ખેડની વસતી છ હજારની છે પાણીના નળો તથા પ્રાથમિક, માધ્યમિકશાળાઓ વગેરેની સગવડ છે. લોકોની સ્થિતિ સામાન્ય છે. આ તાલુકામાં દીવાની કોર્ટની વ્યવસ્થા ન હોવાથી કજિયાઓ દાપોલી તથા ચિપળૂણ કોર્ટમાં જાય છે. ગામ પાસે આવેલ ડુંગરમાં ગુફા કોરેલ છે.

રત્નાગિરિ જિલ્લાનાં ઘણા તાલુકાની સરહદો સહ્યાદ્રિ પર્વતના ફાંટાઓથી એક બીજાથી કુદરતી રીતે છૂટી પડી ગઇ છે અને એ ઊંચો પર્વત વનરાજિથી ખૂબ ભરચક છે. તેના ઉપર થતી અતિવૃષ્ટિથી નદી નાળાં સદોદિત વહેતાં હોવાથી જંગલો લીલાછમ માલૂમ

પેઠેથી વીસ માઇલ થાય છે. અમ સર્વિસ જાય છે. વસતી તેર હજારની છે. લોકસ્થિતિ ગરીબ છે. અહીં મ્યુનિસિપાલિટી છે. પાણીના નળો, અંગ્રેજીશાળા, સરકારી દવાખાના તથા લેખની ગીરણીઓ છે. અહીંયાં ગુફાઓ કેરેલી છે.

પેદાશમાં ભાત, વરી, કઠોળ હોય બીજી બધી ચીજો બહારથી આવે છે. ચિપલૂનથી ખેડ, સંગમેશ્વર તથા સાતારા વગેરે તરફ બસ સર્વિસ દોડે છે. દરિયા માર્ગે દાભોલ પર્યંત મોટી સ્ટીમરો આવે છે અને ત્યાંથી ગોવળકોટ કે જે ચિપલૂનથી બે માઇલ થાય છે ત્યાં લોંચ આવી શકે છે. અને ખાડીમાં ભરતી હોય તો મછવાઓ વગેરે ચિપલૂન સુધી આવે જાય છે.

## સંગમેશ્વર

રત્નાગિરિ જીલ્લાના સંગમેશ્વર તાલુકામાં આવેલું છે આ તાલુકાનું મુખ્ય મથક દેવરુખ છે. સંગમેશ્વર ગામ શાસ્ત્રી નદીના કાંઠા પર આવેલું છે. અને વસતી ત્રણ હજારની છે. લોકસ્થિતિ ગરીબ છે.

અહીં નદી પર મોટો નવો પુલ બાંધાઇ રહેલો આવ્યો છે. ખાડીમાં ભરતી હોય ત્યારે મછવાઓ અહીં આવી શકે છે. ગરમ પાણીનો એક કુંડ પણ અહીં છે. બસસર્વિસ ચિપલૂન, રત્નાગિરિ, કોલ્હાપુર અને દેવરુખ પર્યંત ચાલુ છે. ચિપલૂનથી સંગમેશ્વર ત્રીસ માઇલ થાય છે.

સંગમેશ્વરથી રત્નાગિરિ તરફ જતી તથા ચિપલૂનથી સંગમેશ્વર આવતી સડકપરના દૃશ્યો હરિયાળા અને આંખને ઠંડક આપે તેવાં છે.

## રત્નાગિરિ

જિલ્લાનું મુખ્ય શહેર છે અને પશ્ચિમ કિનારે અરબી સમુદ્ર પર આવેલું છે. વસતી વીસ હજારની લેખાય છે. સંગમેશ્વરથી ૨૯ માઇલ થાય છે. પેદાશ ભાત, વરી, કઠોળ છે ગૃહકાર્ય માટે બાપની નિત્યની વસ્તુઓ આયાત થાય છે. આંબાની પેદાશ મોટી છે અને મુંબઇમાં સારો ભાવ આવતો હોવાથી ત્યાં ખેંચાઇ જાય છે. જિલ્લા ઉપરાંત તાલુકાનું મથક અને બંદર હોવાથી વેપાર ધીકતો છે.

શહેરમાં મ્યુનિસિપાલિટી છે, તાલુકા તથા જિલ્લાની લગતા તમામ ખાતા, મરાઠી, અંગ્રેજી સ્કૂલો, સરકારી હાઈસ્કૂલ, બોર્ડીંગ, પાણીના નળો, લાયબ્રેરી, તુરંગ, શિલ્પશાળા, દીવાનાઓની ઇસ્પિતાલ, બે વર્તમાન પત્રોના છાપખાના વગેરે શહેરમાં છે વળી શહેરમાં પતિત પાવન નામનું મંદિર છે જે મહાન દેશભક્ત વિનાયક સાવરકરના પ્રયાસથી અસ્તિત્વમાં આવેલું છે, અને સર્વનું આકર્ષણ છે. અને બધી કોમો માટે ખુલ્લું હોવાના સબબે ખૂબ મશહૂર છે.

શહેરના ઉદ્યોગ ધંધામાં એક તેલગીરણી છે અને તુરંગમાં દુલાઈ, શેતરંજીઓ, ચાદર વગેરે તૈયાર થાય છે બંદર શહેરથી એક માઈલ થાય છે. દરિયો ખુલ્લો હોવાથી કાંઠા પર કોંક્રીટનો લાંબો પુસ્તો બાંધેલો છે, અને એના મુખ પર દ્વાર બનાવેલું છે. જમણી તરફ એક ઊંચો ડુંગર છે અને તેના પર કિલ્લો બાંધેલો છે આ કિલ્લામાં લાઇટ હાઉસ બાંધેલું છે. સ્ટીમર ત્યાં સુધી આવે છે. એ પછી નાની બોટમાં ઉતારુ વર્ગને ઉતારીને પુસ્તા પર લઇ આવવામાં આવે છે. દરિયા કાંઠે નાના ખડકો છે. સમુદ્ર ખુલ્લો હોવાથી ચોમાસામાં આ બંદર ભયકારક ગણાય છે. માંડલેના થીબા રાજાને અહીં જ એક મકાન બાંધીને કેદ રાખવામાં આવ્યો હતો. એ મકાન હાલ જિલ્લાના કલેક્ટર માટે વપરાય છે.

અહીંથી સંગમેશ્વર થઈને ચિપળૂણ તેમજ રાજાપુર અને કોલ્હાપુર તરફ મોટર બસો જાય છે.

## રાજાપુર

રત્નાગિરિ જિલ્લાના રાજાપુર તાલુકાનું આ મુખ્ય મથક છે અને એની વસ્તી સુમારે ૭ હજારની લેખાય છે મ્યુનિસિપાલિટી નામનું સુધરાઈ ખાતું હોઈ દવાખાના, પાણીના નળો, હાઈસ્કૂલ, લાઈબ્રેરી, ખેતી ફાર્મ તથા છાપખાના વગેરેની સારી સગવડ છે. બજારપેઠ બહુ સાંકડી છે. રાજાપુર શહેર રત્નાગિરિથી ૪૮ માઈલ થાય છે.

શહેર ખીણમાં વસેલું હોઈ ચારે તરફ ડુંગરાઓ આવેલા છે અને હવાપાણી [illegible] લાગે છે. જૈતાપુરની ખાડીના ભરતીના પાણી

રાજાપુર પર્યંત આવતા હોવાથી મછવાઓ તથા નાની હોડીઓ અહીંયાં આવી શકે છે. ખાડીના બંને કાંઠે વસતી છે. ગૃહોપયોગી તમામ વસ્તુઓ મોટે ભાગે આયાત થાય છે.

બસ સર્વિસ એક ખારેપાટણ થઇ ફોંડાઘાટ પરથી કોલ્હાપુર તરફ અને બીજી રત્નાગિરિ તરફ ચાલે છે. અહીંના ગરમ પાણીના કુંડો વખણાય છે.

## વિજયદુર્ગ

રત્નાગિરિ જિલ્લાના દેવગઢ તાલુકામાં અરબી સમુદ્ર પર આવેલું આ એક નાનું ગામડું છે. એની વસતી બે હજારની ગણાય છે અહીંથી એક ખાડી ખારેપાટણ સુધી જાય છે. સમુદ્ર અને ખાડીના સંગમ પર એક ઊંચો પત્થરનો કિલ્લો છે. એ શિવાજી મહારાજના વખત પહેલાનો છે. તેના પરના મકાનો અવ્યવસ્થિત થઇ ગયા છે. થોડાક વપરાયેલા તોપના ગોળાઓ અને એકાદ તોપ હજી ત્યાં પડેલાં છે. ઉપર પોલીસ થાણું હાલમાં છે સરકારી અમલદારો આવે તો ઉપર આવેલા બંગલામાં ઊતરે છે.

કિલ્લા પરથી સમુદ્ર તથા ખાડીનો દેખાવ ભવ્ય લાગે છે. અહીંથી ખારે પાટણ થઇને માલવણ તરફ અને ફોંડા થઇને કોલ્હાપુર તરફ બસ જાય છે.

## માલવણ

રત્નાગિરિ જિલ્લાના માલવણ તાલુકાનું મુખ્ય મથક છે અને પશ્ચિમ કિનારે અરબી સમુદ્ર પર આવેલું છે શહેર આશાવતી હોઇને વસતી ૨૬૦૦૦ ની છે વસવાટ નારિયેળીની વાડીઓમાં છે મ્યુનિસિપાલિટી, હાઇસ્કૂલ, સરકારી દવાખાનું, વાચનાલય, તેનગીરણી, છ પખાન વગેરે સગવડ છે. આ જિલ્લામાં સુંદર સ્વચ્છ શહેર છે. વિજયદુર્ગથી ફોંડા ૪૮ અને ત્યાંથી માલવણ ૪૦ માઇલ થાય છે બસસર્વિસ ચાલુ છે.

બંદર રેતાળ છે. બંદરથી થોડે દૂર સમુદ્ર વચ્ચે સિંધુ દુર્ગ નામનો ઊંચો કિલ્લો છે, જેને ૩૫ બુરજ છે, તેમાં બે મંદિરો છે. એ કિલ્લો શિવાજીએ બંધાવેલ છે. બંદર પર પુરતો બાંધેલો છે અને તેને છેક છેડે કસ્ટમ ઓફિસ છે. કિલ્લા સુધી બોટ આવે છે. સમુદ્રમાં નાના નાના ખડકો હોવાથી બારું બહુ સલામત ન ગણી શકાય. એક દીવાદાંડી પણ છે.

બજારપટી સીધી અને બન્ને તરફ દુકાનો છે. બંદર પર જવાના બજાર પટીમાંથી આડા રસ્તા કાઢેલાં છે.

અહીંનાં કાજુનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં છે. ચાકુ, કાતર, અસ્ત્રા, તાળા, પિત્તળની ટાકો. સાણુ, ચાંદીના બટનો, ઘડિયાળો વગેરે બનાવવામા આવે છે. કાજુના બે ત્રણ કારખાના છે, જેમાં અમેરિકન કારખાનામાં છોલટા વગરના માફ કાજુઓ તૈયાર થાય છે. વળી અહીં દોરડા, રસ્સી વગેરે બનાવવામા આવે છે પેદાશમાં ભાત, વરી, કોદ્રા અને નારિયેળ, સોપારી, કલમી આંબા છે. બીજી બધી વસ્તુઓ બહારથી આયાત કરવામા આવે છે.

કચેરીઓ સમુદ્ર કાંઠા પર આવેલી છે ત્યાંથી સમુદ્રનો દેખાવ રમણીય લાગે છે.

અહીં થી સાવંતવાડી, વેંગુર્લે તથા દેવગઢ તરફ બસ સર્વિસ ચાલે છે.

## વેંગુર્લે

રત્નાગિરિ જિલ્લામાં આવેલા મહાલનું મુખ્ય મથક છે. અને અરબી સમુદ્રના કાંઠા પર આવેલું છે, વચમાં છૂટી છૂટી પથરાયેલી છે બંદર શહેરથી દોઢ માઇલ થાય છે રસ્તો બજાર વચ્ચેથી સીધો જાય છે અને તેના પર બન્ને બાજુ દુકાનો અને ઘરો ઠેઠ સુધી આવતા રહે છે. પેદાશમાં ભાત, વરી, કોદ્રા, નાળિયેળ છે, બાકીની ગૃહોપયોગી વસ્તુઓની આયાત થાય છે.

શહેરમાં મ્યુનિસિપાલિટી પાણીના નળો, અંગ્રેજીશાળા, સરકારી દવાખાનું, અમેરીકન મિશન હૉસ્પિટલ અને વર્તમાન પત્રનું છાપખાનું

અને શાકમાર્કીટ છે. અહીં પણ કાજુનો રોજગાર મોટો છે તથા રસ્સી, દોરડા સળીઆળા ઝાડુઓ પણ બને છે.

બંદર ખુદના સમુદ્રપર આવેલુ છે એક તરફ ડુંગરની હાર છે અને તેના પર લાઈટ હાઉસ અને નાસ્તા કાંઠે બન્દરના કાંઠો ચેતાય છે. આ ગોદ ધક્કો બાંધેલો છે પણ સમુદ્રમાં નાના નાના ખડકો હોવાથી આગબોટ દૂર ઉભી રહે છે અને ઉતારુ વર્ગ બોટમાં ઊતરીને ધક્કા પર જાય છે

પ્રથમ અહીંયા ડચ થાણુ હતુ ત્રણ સૈકા પૂર્વે તેમણે બાંધેલી કોઠી હજી જણાય નહીં છે, મિશન હોસ્પીતાલ ક્ષયના તથા રક્તપિત્તીઆના દર્દીઓની સારવાર માટે પંખ્યાત છે

અહીંથી સાવંતવાડી તથા માનવણ વગેરે તરફ બસ સર્વિસ ચાલે છે

## સાવંતવાડી

ભોંસલે નામના મરાઠા સરદારના વાડી સંસ્થાનનુ પાટનગર ડુંગરાઓની વચ્ચમા વેંગુર્લેથી ૧૫ ગાઉન આવેલુ છે વસતી ૧૦૦૦૦ની છે લોકોની સ્થિતિ ગરીબ છે પેદાશમાં ભાત, નાગલી, વરી તથા જંગલી ઉનડુ લાકડુ છે ખૂરતા ચાંપા તથ બીજી બધી વસ્તુઓ બહારથી આયાત થાય છે

આ સંસ્થાન રત્નાગિરિ જિલ્લામાં આવેલુ છે અને માનવણ વેંગુર્લે બંદરો પ્રથમ આ સંસ્થાનમાં હતા તે અંગ્રેજ સરકારે લઈ લેવાથી રાજ્યની પેદાશ ઘણી ગઈ છે આ સંસ્થાનનો સ્વર્ગસ્થ રાજા વડોદરાના ગાયકવાડનો જમાઈ થતો હતો

શહેરમાં મ્યુનિસિપાલિટી છે વસવાટ મોટા ભાગે ડુંગરોના ઢોળાવ પર તથા મોતી તળાવની ચારે તરફ છે રાજવાડો તથા નવી બજાર અને બસ સ્ટેન્ડ વગેરે તળાવ પાસે આવેલા છે

રાજવાડાના મુખ્ય દરવાજામાથી દાખલ થતા પ્રથમ કચેરી, બાજુમા દરબાર હોલ અને તેની બાજુમા મહારાજાનો મહેલ છે, જેના પર

ચાર માઇલ દૂર છે. વાહન મળી શકે છે વસતીદરાદજારની લેખાય છે પાસે આવેલા ડુંગરે પર કોરેલી પ્રાચીન ગુફાઓ અને મંદિર જે છઠ્ઠા સૈકામાં જૈનોએ કોતરેલ છે તે જોવાલાયક છે અને યાત્રાળુઓ આકર્ષે છે

ડુંગર ચડવા માટે એંશી પગથીઆની સીડી છે. તે પાર વિનાના યાત્રાળુઓની અવર જવરથી ઘસાઇ ગઇ છે. પહેલી અને બીજી ગુફા કરતા ત્રીજી ગુફા મોટી છે. તેના પર આવેલા ચોક પરથી આખુ શહેર, તળાવ તથા દૂર્ગનો પ્રદેશ દેખાય છે. ચોથી ગુફા થોડક દૂર છે અને સામે આવેલ ડુંગર જેના પર કિલ્લેબંધી છે અને ત્યા બેથી ત્રણ જીર્ણ દેવસ્થાનો છે.

આ ગુફાઓના સ્તંભો પર સ્ત્રી પુરુષોની આકૃતિઓ વિવિધ ગણુ ગારવાળી કોતરેલા છે, અને એ હિન્દની ઉમદા શિલ્પકળાના નમુના સમી છે બારીકાઇથી જોતા એક ગુફાની છત પરનુ રંગનું કામ હજુ પણ જોઇ શકાય છે. અહી છઠ્ઠી સાતમી સદીમાં ચાલુકયોની રાજગાદી હતી

## બિજાપુર

મુંબઇ ઇલાકાના બિજાપુર જિલ્લાનુ મુખ્ય મથક છે અને એમ. એસ. એમ.ની હોટગી-ગદગ મીટરગેજ લાઇન પર આવેલુ છે સ્ટેશનથી થોડક દૂર સુમાદર બગીચો છે. વાહનો મળી શકે છે આ શહેર સુમાર ૧૪૮૯થી ૧૬૮૬ દરમ્યાન દખ્ખણમા અગ્ર હતુ. આદિલશાહી વંશના જાણીતા મુસલમાન રાજાઓ યુસુફ આદિલશાહ ઇબ્રાહિમ આદિલશાહ બીજા અને મહમદ આદિલશાહના સમયમા બિજાપુરની રાજધાની ગૌરવશાળી લેખાતી હતી

બીજાના મહમદ આદિલશાહે શહેરની સારી સુધારણા કીધી હતી. શહેરમા પ્રવેશના પ્રથમ મહમદ આદિલશાહીની કબરનુ મોટુ ભપકાદાર મકબરા ગોળ ગુમ્બજવાળુ મકાન આવે છે. આ ગુમ્બજ ૧૯૮ ફૂટ ઊંચો છે. ગેલેરી અને ગુમ્બજમાથી આબાદ અને અચરત પમાડે

એવો પડઘો પડે છે. મ્યુઝીયમ જેમાં પ્રાચીન વસ્તુઓનો સંગ્રહ રાખેલો છે તે પણ પાસે છે.

વળી પયગંબર મહમદ સાહેબની દાઢીના બે વાળ જેમાં સાચવી રાખેલાં છે તે વિખ્યાત દાબડી જે સંદૂકમાં છે અને જેના લીધે શાહજહાનના હાથે વિનાશ થતાં બચી ગયો હતો એ મહમદ આદિલશાહે બંધાવેલો આરસ મહાલ સ્ટેશનથી એક માઇલ થાય છે.

મુલ્ક મેદાનના નામની જંગી તોપ કે જે ૧૫૪૯માં અહમદનગરમાં ઢાળવામાં આવી હતી, તે શેરઝીબુરજ પર ગોઠવેલી છે. બીજી બે પાતળી લાંબી તોપો ઉપરના ટાવર પર ગોઠવેલી છે. એ માટે એમ જણાવાય છે કે તાલીકોટની લડાઇ પછી ૧૫૬૫માં અલી આદિલશાહ પહેલાં એ વિજયનગરના રાજાને હરાવ્યા પછી શહેરની દીવાલ ચણાવા માંડી હતી. તેના અમુક ભાગોને પોતાના ઉમરાવોના નામો આપ્યા હતા. તેનો સુપ્રસિદ્ધ સેનાપતિ હૈદરખાન ત્યારે બેલગામ-ધારવાડ તરફ ગયો હતો અને પાછો આવ્યો ત્યારે દીવાલનું કામ પૂરું થઇ ગયું હતું. તેથી જ્યાંથી બધું નિહાળી શકાય એવો ટાવર બાંધવાનું માન તેને આપવામાં આવ્યું હતું.

બીજો એક ઊંચો લંડા કસબ નામનો બુરજ ફતેહગેટ પાસે આવેલ છે. તેના પર સૌથી મોટી તોપો છે. પણ શહેરના એ ભાગની મુલાકાત ક્વચિત જ લેવાની હોવાથી મુલ્ક મેદાન નામની તોપ મોટી મનાઇ ગઇ છે. સદરદુ બુરજ સુમારે ૧૬૦૯ માં ઇબ્રાહિમ બીજાના રાજ્યકાળમાં હજરત શાહે બંધાવેલો હતો. એના પર બીજી બે તોપો છે. જેમાંની એક અર્વાચીન છે. ઔરંગઝેબે ૧૬૮૬મા આ બુરજ સામે તોપો ફોડીને ઉપરની તોપોને નુકશાન પહોંચાડયું હતું અને મોટી તોપને તેની જગ્યા પરથી નીચે ગબડાવી દીધી હતી.

બીજાપુરનો કિલ્લો સોળમા સૈકાના આરંભમાં મુસલમાન રાજાઓએ બંધાવ્યો હતો. ઘણી ઉથલ પાથલ પછી ઔરંગઝેબે ૧૬૮૬ માં લઇ લીધો હતો અને દિલ્હીના સામ્રાજ્યના પતન પછી

મરાઠાઓના હાથમાં આવ્યો હતો. તે સને ૧૮૧૮માં બ્રિટિશ સરકારના હાથમાં આવ્યો છે.

જોવાલાયક અન્ય સ્થળોમાં મહેતર મહેલ, જુમામસ્જિદ, ઇબ્રાહિમ આદિલશાહ પહેલાનો રોજો, ચીની મહેલ, સાત મજલી મહેલ, આનંદ મહેલ, ગગન મહેલ વગેરે છે. પ્રથમના ત્રણ કિલ્લાની બહાર છે. છેલ્લાં ચાર કિલ્લાની અંદર આવેલા છે અને કિલ્લાને ફરતી ખાઇ ખોદેલી છે.

જુમામસ્જિદનું મકાન દખ્ખણમાં સૌથી મોટું લેખાય છે. એનું ચણતર ૧૫૩૭ માં પહેલા આદિલશાહના સમયમાં શરુ થયું હતું અને ઔરંગઝેબ આદિ પાછલા રાજાઓએ ચાલુ રાખેલ હતું તે છતાં પણ તેના પર મિનાર બાંધી શકાયો નથી. ચીની મહેલ હાલ માજીસ્ટ્રેટ અને જજની કોર્ટ માટે વપરાય છે. સાત મજલી મહેલ ઉપરના ત્રણ મજલા પડી ગયા કહેવાય છે અને આનંદ મહેલ સિવિલ સર્જનના રહેઠાણ સારુ વપરાય છે.

પેદાશમાં રૂ, ઘઉં અને તેલીબીયાં વગેરે હોય શેતરંજીઓ તૈયાર થાય છે.

## વિજયાનગર અથવા હમ્પી

એમ. એસ. એમ. રેલવેની મારમાગોવાથી મચ્છલીપટમ જતી રેલવે લાઇન પર હોસ્પેટ સ્ટેશને ઉતરીને વિજયાનગર અથવા હમ્પી જવાય છે. હોસ્પેટ મદ્રાસ ઇલાકાના બેલારી જિલ્લાના હોસ્પેટ તાલુકાનું મુખ્ય શહેર છે અને સુમારે ત્રીસ હજારની વસતી છે.

અહીંથી વિજયાનગર અથવા હમ્પી સાડી આઠ માઇલ થાય છે અને ત્યાં જવાને બસ વગેરે વાહનો મળી શકે છે. હમ્પીથી બે માઇલ પર આવેલાં કમલાપુર ગામડાનાં ઇન્સપેક્શન બંગલામાં ઉતરવા ઇચ્છનારે કાંપલી જતી બસ પકડવી.

હમ્પીના ખંડિયેરો કમલાપુર ગામથી શરૂ થાય છે અને ત્યાંથી બે માઇલ–તુંગભદ્રા નદી સુધી વિખરાયેલા છે એટલે પ્રવાસીએ સાથે

એક ગાઇડ–માર્ગદર્શક રાખવો સલાહકારક છે. ખંડિયેરો તમામ કાળા પત્થરના હોઇ કેટલાંક સાદા અને કેટલાંક કોરણીના છે. એ મંદિરો તો અદ્દભુત કારીગીરી કરેલા છે અને પ્રાચીન શિલ્પ કેટલું ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું એની પ્રતીતિ કરાવે છે.

પૂર્વોક્ત મંદિરોમા રઘુનાથના કરતા વિઠોબાનુ મંદિર વિશેષ આકર્ષક છે. આ સિવાય ગણેશ મંદિર, અનંતશયન મંદિર, વોટર ટાવર (પાણીનો મિનારો), નૃસિંહ તથા ગણેશની મૂર્તિ, ભુવનેશ્વર, હાથીખાનું, સ્ત્રીઓનું સ્નાનગૃહ વગેરે મનોરંજક છે. પુરુષ ભર ઊંચા અને છેટે છેટે પત્થરના થાભના ઊભા કરી તેના પર કોરેલી પત્થરની પરનાળ ગોઠવીને લાંબે છેટેથી પાણી લાવવાની ગોઠવણ અને ૨૫થી ૩૦ ફૂટ લાંબા જાડા પત્થરને કોરીને પાણીનો સંગ્રહ કરવા સારુ બનાવેલી ટાંકી વગેરે વિસ્મયકારક છે.

હમ્પીમાં મુખ્ય મંદિર પદ્માવતીનું ગણાય છે અને એ આ તરફ વિખ્યાત છે દક્ષિણના રીતરિવાજ મુજબ નાયણોનો વસવાટ અહીં પણ મંદિરના કમ્પાઉન્ડમા છે. વાંદરાની પણ કુદાકુદ ઘણી છે. વિજયાનગરના હિન્દુ રાજાઓએ અનેક દેવાલયો અને સુંદર મકાનો વગેરે ચણાવીને શહેરને રોનકદાર બનાવેલ હતુ, અને ૧૩૩૬મા હમ્પીમાં રાજગાદી સ્થાપીને કૃષ્ણા નદીના દક્ષિણ પ્રદેશપર સ્વામીત્વ પ્રાપ્ત કરી ૧૫૬૮સુધી હિન્દુ સંસ્કૃતિ અને હિન્દુત્વની ખૂબ સાચવણી કરી હતી એ પછી મુસલમાન રાજાઓએ એકત્ર મળીને તેને દબાવી નાખ્યું અને છેલ્લે બિજાપુર અને ગોલકોંડાના રાજાઓએ તેમને હરાવ્યા હતા.

## બેલારી

મદ્રાસ ઇલાકાના બેલારી જિલ્લાનું આ મુખ્ય શહેર છે અને એમ. એસ. એમ. રેલવેની મારમાગોવાથી મચ્છલીપટમ જતી રેલવે લાઇન પર આવેલું છે. વસતી ૬૫૦૦૦ ની છે મોટી લશ્કરી છાવણી અને જૂના વખતનો એક સુંદર કિલ્લો પણ છે.

પેદાશમાં કપાસ મુખ્ય હોઇ જિનીંગ, પ્રેસીંગ વગેરે કારખાનાઓ તથા તેલની ગીરણી પણ છે.

## બેઝવાડા

મદ્રાસ ઇલાકામાં એક વિખ્યાત વેપારી મથક અને કૃષ્ણા નદીના કાંઠે આવેલું યાત્રાનું સ્થળ હોવા ઉપરાંત ભાતની પેદાસ તથા કાપડના ઉદ્યોગોનું મોટું મથક છે. હાથસાળો પર બહુધા મિલ સૂતરનું વણાટ થાય છે. શહેરની ચોતરફ ડુંગરાઓ હોઈ રસ્તા સાંકડા અને તેના પર મકાનો ઊંચા, પાકી બાંધણીના છે. ઉષ્ણ હવામાનનાં કારણે મકાનો પર અગાસી કરેલી હોય છે.

આ શહેર આંધ્ર પ્રદેશમાં આવેલું હોઇ ભાષા તેલુગુ છે, વસ્તી પચાસ હજારની કહેવાય છે. એમ. એસ. એમ. રેલવેનુ આ મોટું જંકશન સ્ટેશન હોઇ મદ્રાસથી વિઝાગાપટમ જતી બ્રોડગેઝ અને મછલીપટમ જતી મીટરગેઝ લાઇન; તથા એન. જી. એસ. રેલવે માર્ગે હૈદ્રાબાદ તથા કાઝીપેટ, બલ્હારશાહ વાયા વરધા, નાગપુર વગેરે જવાની ટ્રેનો અહીં મળે છે.

કૃષ્ણા નદીનો પટ ઘણો પહોળો હોઇ એના પર પુલો બાંધેલાં છે. રેલવેનો પુલ ૧૮૯૩ માં બાંધેલો છે અને બહુ લાંબો છે. નદીમાં બંધ બાંધીને નહેર કાઢેલી છે અને એ જળમાર્ગે દૂર પર્યંત વહાણો દ્વારા વ્યવહાર ચલાવવામાં આવે છે. પ્રથમ નદી બાજુનો લોખંડનો દરવાજો ઉઘાડી વહાણને વચ્ચલા ભાગમાં લઇ તરત દરવાજો વાસી દેવામાં આવે છે અને પછી નહેરનો દરવાજો ખુલ્લો કરી તેમાં લેવામાં આવે છે. એ જ પ્રમાણે નહેરમાંથી નદીમાં કાઢવા માટે પ્રથમ નહેરનો દરવાજો ખુલ્લો કરી વચલા ભાગમાં વહાણને લઇ નહેરનો દરવાજો બંધ કરી દેવામાં આવે છે અને પછી નદીનો દરવાજો ઉઘાડી વહાણને તેમાં કાઢવામાં આવે છે.

આ શહેર સાતમા સૈકામાં ચાલુક્ય રાજાઓ પાસે હતું. શહેર નજીક ડુંગર પર ગુફાઓ કોરેલી છે. મલેશ્વર તથા કનકાદુર્ગાના

મંદિરો અને એક શિખરબંધ જૈનમંદિર પણ શહેરમાં છે.

## મચ્છલીપટ્ટમ

મદ્રાસ ઇલાકામાં એક સુપ્રસિદ્ધ બંદર છે અને પૂર્વ કિનારે બંગાળાના ઉપસાગર પર કૃષ્ણા નદીના મુખ પાસે આવેલું છે. અહીં જૂના વખતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીની કોઠી હતી. વસતી સુમારે પચાસહજારની છે. રસ્તા પહોળા અને ઘરો મોટા ભાગે બેઠી બાંધણીના અને નારિયેળો વગેરે ઊંચા વૃક્ષોની વાડીઓ વચ્ચે આવેલા છે. શહેરનું હવામાન શીતોષ્ણ છે.

પેદાશમાં મુખ્યત્વે ભાત જ છે. કાપડનું વણાટ પણ થાય છે જેમાં મોટે ભાગે પેટીનું સૂતર (મિલ સૂતર) વપરાય છે. કેટલેક સ્થળોએ હાથથી બારીક સૂતર કતાઇને ઝીણી ખાદીની સાડીઓ વગેરે તૈયાર થાય છે. સ્થળ સ્વચ્છ છે અને કળવણીનો પ્રચાર સારો છે. અહીંની કૉલેજનું શિક્ષણ વખણાય છે

એમ. એસ. એમ. રેલવેનું ટર્મીનસ સ્ટેશન છે. વચ્ચે ગુડીવાડા જંકશન સ્ટેશન આવે છે, ત્યાંનું એક જૈનમંદિર વખણાય છે

## રાજમહેન્દ્રી

મદ્રાસ ઇલાકાના રાજમહેન્દ્રી જિલ્લાનું મુખ્ય શહેર છે અને ગોદાવરી નદીના કાંઠે આવેલું છે. યાત્રાનું પણ સુપ્રસિદ્ધ સ્થળ છે વસતી સુમારે ચાલીસહજારની છે. શહેરના બે સ્ટેશનો છે તેમાં રાજમહેન્દ્રી કરતા ગોદાવરીનું સ્ટેશન સગવડવાળું છે. ધર્મશાળા બજાર વગેરે નજીક પડે છે.

શહેર લાંબી પટીમાં વસેલું છે. મકાનો પાકા બાંધણીના ટુંકા સાદા ઘાટના બે માળ વાળા છે કેટલાક મકાનો પર ગચ્છી અને કેટલાક છાપરાવાળા છે બજાર પટીનો રસ્તો પહોળાઇમાં સાધારણ છે. બીજા રસ્તા સાંકડા છે પેદાશમાં મુખ્યત્વે ભાત છે. ઉદ્યોગમાં સાબુ, ચોકલેટ અને થોડુંક વણાટકામ થાય છે

ગોદાવરી નદી પર બાંધેલો પુલ બહુ લાંબો—૫૬ થાંભલાનો છે ત્યાં માથા પર ગોદાવરીમાં નહેર બાંધેલી છે ગોદાવરી નદીમાં લોચો

ચાલે છે અને નિઝામ રાજ્યમાં આવેલા પ્રસિદ્ધ ભદ્રાચેલમના ધામ પર્યંત જાય છે.

આ ગરમી મેથી સપ્ટેમ્બર પર્યંત ગરમ રહે છે.

## કોકોનાડા

મદ્રાસ ઈલાકામાં બંગાળના ઉપસાગર ઉપર પૂર્વ કિનારે આવેલું આ બંદર એમ. એસ. એમ. રેલવેના સામલકોટ જંકશનથી કાઢેલા ફાંટા પર ટરમીનસ સ્ટેશન છે. શહેરની વસતી સીત્તેર હજારની લેખાય છે. કોકોનાડ પોર્ટ અને કોકોનાડ ટાઉન એ સ્ટેશનો છે. મુસાફરો માટે કોકોનાડ પોર્ટ સ્ટેશન સગવડવાળું છે. કારણ કે ધર્મશાળા, બજાર વગેરે નજીક પડે છે. શહેર વિસ્તાર મોટો છે. બાંધણી સારી છે રસ્તા પહોળા અને સીધા છે. સફાઇ પણ ઠીક માલમ પડે છે.

શહેરની વચ્ચેથી ગોદાવરીની નહેર નીકળે છે અને ચાર માઇલ દૂર બંગાળના ઉપસાગરને મળે છે. આ નહેરના લીધે કોકોનાડ અને જગન્નાથ એમ શહેરના બે વિભાગો પડી ગયા છે. ઉક્ત વિભાગોના વ્યવહાર સરળતાથી ચાલી શકે એ માટે નહેર પર પુલો બાંધેલા છે. બાગા કાંઠે વેપારીઓના ગોદામો બાંધેલા છે અને મુખ્ય વેપાર કોકોનાડા વિભાગમાં ચાલે છે, આયાત–નિકાસ વ્યવહાર એ નહેર અથવા કેન દ્વારા કરવામાં આવે છે.

કેનાલ બહુ પહોળી હોય તેમાં સંખ્યાબંધ બોટો રહી શકે છે. વેપારીઓએ પોતાના ગોદામો સામે સડકની પેલી મેર કેનાલને લાગીને ધક્કા બાંધ્યાં છે. ધક્કા પરથી માલની ચડ ઉતર થાય છે. સ્ટેશન પાસે પણ વેપારીઓના ગોદામો હોય કાંઠા સુધી ગુડઝ સાઇડીંગ નાખેલ છે પણ ગોદીની સગવડ ન હોય સ્ટીમર દૂર લાંગરે છે અને બોટો દ્વારા માલની ચડ ઉતર થાય છે.

પેદાશમાં મુખ્યત્વે ધાન, એરંડી, ઓયલસિડ્ઝ, તેલ, ખોળ વગેરે છે. અને એ મોટા પ્રમાણમાં નિકાસ થાય છે કાપડ વગેરે માલ આયાત

થાય છે. ઉદ્યોગોમાં તેલની મિલ, સાબુનું કારખાનું, સામલકોટમાં સાકરનું કારખાનું અને પેથાપુરમાં ખાદીનું વણાટકામ છે.

શહેરમાં મ્યુનિસિપાલિટી છે. સ્કૂલો, હોસ્પીટલ, પાણીના નળ વગેરેની પણ સગવડ છે. શાન્તા તળાવ પાસે સિનેમા થિયેટરો છે. મકાનો મોટે ભાગે મોટા, પાકી બાંધણીના છાપરાવાળા છે. દરેક મકાનના કમ્પાઉન્ડમાં ઓછામાં ઓછા ચારથી પાંચ નારિયેળીના વૃક્ષો અને કેળના ઝાડો હોય છે. વસતી બહુધા હિન્દુઓની છે. જેનો મોટો ભાગ અંધ પરંપરાના ન્યાયે ચાલનારા હોઇ કુટુંબની કોઇ વ્યક્તિ ગંભીર બીમાર જણાય છે કે ત્યારે ઘર અભડાય નહીં એવી માન્યતાને લીધે સડક પર ઘર નજીક ઝૂંપડું ઊભું કરી તેમાં સુવાડી રાખે છે.

પ્રદેશ ગરમ છે. શણના કાથ્થર–રેસા બેઝવાડાથી કોકોનાડા સુધીના આંધ્ર પ્રદેશમાં બહુ ઉત્પન્ન થાય છે.

## વિઝાગાપટ્ટમ

મદ્રાસ ઇલાકામાં એક જિલ્લો છે અને જિલ્લાનું મુખ્ય સ્થળ વોલ્ટેર છે. બન્ને વચ્ચે બે માઈલનું અંતર છે અને એમ. એસ. એમ. રેલવેનું છેલ્લું સ્ટેશન છે. વોલ્ટેર તથા વિઝાગાપટ્ટમ એક બીજા સાથે વસતીથી લગભગ સંધાઈ ગયા છે. અને વસતી ૬૫૦૦૦ ની છે. પૂર્વ કિનારે બંગાળના ઉપસાગર ઉપર એક સુંદર અને ખીલવી શકાય એવું સહીસલામત બારું છે.

વોલ્ટેર એમ. એસ. એમ. અને બી. એન. રેલવેનું સંયુકત જંકશન છે. એના મોટા વર્કશોપો અહીં આવેલા છે. જિલ્લાની ઓફિસો, પોલીસ ખાતુ, કચેરીઓ વગેરે પણ અહીં છે. વળી વાતાવરણ રાતદહાડો એકાદ બે ડીગ્રીના ફેર ફેર સિવાય સમાન રહે છે. સમુદ્ર નજીક છે અને વસવાટ ઊંચી ટેકરી પર હોઇ સૃષ્ટિસૌન્દર્ય મનોરંજક છે. ઘણા યુરોપીયનો અહીંયાં બાથુકના રહે છે. કેટલાક મિશનરીઓ જેમને બીજે કયાંય સગવડ નથી તેઓ ઉનાળામાં અહીં આવીને વસવાટ કરે છે. ક્ષયના દરદીઓ સારુ અહીંનુ હવામાન અનુકૂળ ગણાય છે.

મુખ્ય સડક સાધારણ અને તેના પર બજાર છે. વચ્ચે એક ટાવર બાંધી ઘડિયાળ ગોઠવેલ છે. પાર્ક સાધારણ છે. એક સિનેમા થિયેટર છે.

કિલ્લાને ચોમેર ખાઈ ખોદેલી છે અને તેમાં રાજના મકાનો સાદી બાંધણીના છે, અને સામાન્ય રાચરચીલાથી શણગારેલ છે.

## બેહરામપુર

મદ્રાસ ઇલાકાના ગંજામ જિલ્લાનું બી. એન. રેલવે પર આવેલું આ બીસેર હજારની વસ્તીવાળું શહેર છે. બજારપટ્ટી લાંબી છે અને ઘરો તેના પર મજલાવાળા મોટા ભાગે આવેલાં છે. સરકારી ઓફિસો વગેરે શહેર બહાર આવવાથી શહેરનો વિસ્તાર મોટો માલૂમ પડે છે.

પેદાશમાં બેયરિંગ અને ભાત મુખ્ય છે. ઉદ્યોગમાં તેમની મિલો તથા રેશમનો હાથવણાટ નજરે પડે છે. સાળવીઓની વસતી સારી જેવી છે.

પ્રદેશ ઉનાળામાં બહુ ગરમ છે.

## વરંગળ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનમાં બેઝવાડાથી વાડી તરફ જતી નિઝામ સ્ટેટ રેલવેની બ્રોડગેજ લાઇન પર આવેલું છે અને ઐતિહાસિક શહેર છે. બારમા સૈકામાં તેલુગુ રાજાએ પોતાના રાજ્યની રાજધાની તરીકે વસાવી ફરતો મજબૂત કોટ ચણાવ્યો હતો. લાંબા સમય સુધી તેલુગુ રાજાઓના અધિકાર તળે એ રહ્યું હતું.

દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીનના સેનાપતિ મલિક કાફુરે ઇ. સ. ૧૩૦૯ માં વરંગલ પર હુમલો કર્યો હતો અને ઘણો ખજાનો લૂટીને સુલતાન પર દિલ્હી મોકલી આપ્યો હતો એ પછી દિલ્હીના તઘલખવંશના બીજા બાદશાહ સુલતાન મહમદે ઇ. સ. ૧૩૨૪ મા વરંગલ લઇ લીધું હતું. ચૌદમા સૈકામાં મધ્ય કાળમાં વરંગલ, મુસલમીના રાજાઓનું એ ખંડીયું બની ગયું અને ગુમાવેલી સ્વતંત્રતા પુનઃ પ્રાપ્ત કરવાના અનેક પ્રયત્નો કરવામાં આવ્યા પણ બધાય

નિષ્ફળ ગયા અને છેવટે ૧૫૪૩ મા ગાન્યના અવશેષો સાથે કુતુબશાહે પોતાના ગોળકોંડાના રાજ્યમાં એને જોડી દીધું હતું

અવશેષોમા ચાર મોટી કમાનો જે રાજમહેલ અથવા મોટા મંદિરની હોય એમ જણાય છે તે સહુને ખૂબ જ આકર્ષે છે. આવા અવશેષો પર રાજચિહ્ન હંસ કોરેલ નજરે પડે છે. મરહુ કમાનોની નજીકમા કેટલાક મંદિરો આવેલાં છે અને તે જોવા જેવાં છે. તેમાં પ નંદીઓની કોરણી બહુ સુન્દર દિસે છે.

શહેરને ફરતી અગાઉ બે દીવાલો હતી, જેમાં બહારની માટીની દીવાલનો ૨૫ માઇલનો ઘેરાવો હતો. રેલવેની સડકો પણ એ જ દીવાલોના તોડેના ભાગમાથી કાઢવામાં આવેલી છે. અંદરની દીવાલ મજબૂત પત્થરની બાંધેલી હોય તેમા ચાર કમાનો અને દરવાજાઓ ઊભા કરેલાં છે બન્ને દીવાલો તેરમા સૈકાની જૂની કહેવાય છે.

વરંગળ જિલ્લાનુ મુખ્ય મથક હનમકોંડા હોવાથી બધી સરકારી ઓફિસો, સેન્ટ્રલ જેલ, કચેરીઓ વગેરે ત્યાં છે અને તે સ્થળ તેમજ વરંગળ સ્ટેશન અંતર જુજ છે. અહીં શેતરંજીઓ તથા કામળો બહુ ઉત્તમ બને છે અને એ ઉદ્યોગ માટે આ સ્થળ સુપ્રસિદ્ધ છે.

## હનમકોંડા

હૈદરાબાદ સંસ્થાનના જિલ્લાનું મુખ્ય મથક છે અને વરંગળ પાસે આવેલ છે અગાઉ આ દેશનું પાયતખ્ત હતું એમ કહેવાય છે. અહીં વરંગળ સાથે જોડતી મુખ્ય સડક નજીક આવેલ છે. હેહના હિન્દુ રંચના રાજા તરફથી એ ૧૧૬૨ની સાલમાં બંધાયું છે અને ચાલુક્ય કારીગરીના ઉત્તમ નમૂનારૂપે છે. મંદિરના આગલા ભાગમાં પવિત્ર નંદી છે. લગભગ ત્રણસો કાળા પત્થરના થાંભલા ઊભા કરીને મંડપ પર છત બનાવેલી છે.

પૂર્વ તરફના મંદિરમા મોટું શિવલિંગ છે અને તેના પ્રવેશદ્વાર પર દેવાંગનાઓની સુંદર આકૃતિઓ કોતરેલી છે. મંદિરના સ્તંભો છત, આકૃતિઓ વગેરે પર કરેલી બારીક સુંદર કોરણી એ કાળમાં

શિલ્પકળાનો કેટલો વિકાસ હતો એનો એ પુરાવો બતાવે છે. પાસે આવેલ હનમતગિરિ પર ખડકોમાં કેટલીક જૈન આકૃતિઓ અને પ્રતિમાઓ કોતરેલી છે. હનમકોંડા પાસે આવેલી ઇમુગુટા નામની ટેકરીમાંથી એ ખોદી કઢાવ્યું હતું.

## હૈદ્રાબાદ દક્ષિણ

ભાગનગરના ભગ્નાવશેષ પર મહાન મોગલ સમ્રાટ અકબર બાદશાહના સમકાલીન ગોવળકોંડાના સુલતાન મહમ્મદ કુલી કુતુબશાહે ઇશુની ૧૫૮૯ ની સાલમાં વસાવેલું હૈદ્રાબાદ હિન્દના ચાર મહાન શહેરો પૈકીનું એક હેગ્ત ધરાવનારું શહેર ગણાય છે; અને ત્યાં ગ્રેટ ઇન્ડિયન પેનિન્સ્યુલર રેલ્વે-જી આઇ પી રેલ્વેની મુંબઇથી રાયચૂર જતી રેલવે લાઇન ઉપર આવેલા વાડી જંકશને બદલીને નિઝામ સ્ટેટ રેલ્વે દ્વારા જઇ શકાય છે.

અંગ્રેજોના આગમન પછી મોગલ સામ્રાજ્યનું હિન્દમાંથી નામ નિશાન ભૂંસાઇ જવા છતા ય હજુ યે મોગલાઇના નામથી મશહૂર બની રહેલા નિઝામ રાજ્યની સ્થાપના સંબંધમા ઇતિહાસ ઉદ્‌ઘોષણા કરે છે કે સારા યે હિન્દમા અતૂટ આણ વર્તાવીને દિલ્હીશ્વરો યા જગદીશ્વરો તરીકે જગચ્આશકારા બનેલા દિલ્હીના મોગલ સમ્રાટો દક્ષિણ હિન્દમાં પ્રચંડ પ્રયત્નો કરવા છતા ય પોતાનો પગદંડો પ્રસારી શકયા નહીં, ત્યારે ઇ. સ. ૧૬૮૩મા બિજાપુર અને ગોવળકોંડાના બે બળવાન બાદશાહી રાજ્યો જીતવાને જબ્બર સૈન્ય સાથે ઔરંગઝેબ દક્ષિણમાં આવ્યો અને પાંચ પાંચ વર્ષો સુધી તુમુલ યુદ્ધો કર્યાં પછી ઇ. સ૦ ૧૬૮૮ માં એ બન્ને રાજ્યોને મોગલ સલ્તનતમાં ભેળવી દીધાં. દક્ષિણ હિન્દની આ ફત્તેહમાં—મોગલ સલ્તનતની સીમા વિસ્તારવામાં ચીન કીલીચખાન ઉર્ફે અસફજાહ નામના એક સિપાહ સાલારે અપ્રતિમ શૌર્ય બતાવ્યું અને મોગલ બાદશાહોએ એ સેવાની

ફકરમાં એને નિઝામ-ઉલ-મુલ્કના ખિતાબની નવાજેશ કરીને દક્ષિણના સૂબા તરીકે નિમ્યો.

ઔરંગઝેબના અવસાન પછી જહાંદારશાહ અને ફર્રુખશિયર મોગલ મસનદ પર આવ્યા. એમના અલ્પ અમલકાળ દરમ્યાન હુસેન અલીખાન તથા અબ્દુલ્લાખાન નામના બે સૈયદ ભાઈઓની લાગવગ દિલ્હીના દરબારમાં ખૂબ જ વધી પડી. પોતાની મરજી મુજબ વર્તનાર માનવી જ મોગલ મસનદ પર બેસી શકે એવા એમના કારસ્તાનોના લીધે એ બન્ને ભાઈઓ 'બાદશાહ બનાવનાર' તરીકે ઓળખાવા લાગ્યા અને મોગલ સલ્તનતને સ્થાયી બનાવવામાં આજન્મ યત્નશીલ રહેલા સરદારોમાં અત્યંત અપ્રિય થઈ પડ્યા. એમણે જહાંદારશાહ અને ફર્રુખશિયરને મરાવી નાખવાથી દક્ષિણ હિન્દની સૂબેદારી ભોગવી આવેલા સરદાર આસફજાહ ગુસ્સે થયો અને બળવો કરીને દક્ષિણમાં જતો રહ્યો; ને ઇ. સ. ૧૭૨૩માં હૈદ્રાબાદમાં સ્વતંત્ર ગાદી સ્થાપીને નિઝામના નામે ગોદાવરી અને કૃષ્ણા નદીના અસ્ખલિત જળપ્રવાહથી પુનિત અને પ્લાવિત બની રહેલા દક્ષિણ હિન્દ, ખાનદેશ, વરાડ અને કર્ણાટકના વિશાળ–ઇંગ્લાંડ અને સ્કોટલૅન્ડના સંયુક્ત દેશના ક્ષેત્રફળ કરતાં ય કંઈક અધિક ક્ષેત્રફળવાળા મુલક પર દોર દમામથી આપખુદ અમલ કરવા લાગ્યો. ભૌગોલિક દૃષ્ટિએ મરાઠવાડા અને તૈલંગના બે પશ્ચિમ અને પૂર્વ વિભાગમાં વિસ્તરેલા હૈદ્રાબાદ રાજ્ય પર એ આસફજાહનો દસમો ઉત્તરાધિકારી હીઝ એક્ઝૉલ્ટેડ હાઇનેસ નવાબ સર મીર ઓસ્માન અલીખાન બહાદુર નામના આસફજાહ અમલ કરે છે.

તૈલંગ દેશમાં મુસી નદીના દક્ષિણ કાંઠા પર નિઝામની રાજધાની હૈદ્રાબાદ વસેલી છે. મુસી નદી પર બાંધેલા નવા પુલ, ચાદરઘાટ પુલ અને પુરાણા પુલ વગેરે કોઠી-રેસીડન્સી, અફઝલગંજ વગેરે નવા વસવાટને શહેર સાથે જોડે છે. મજબૂત કોટથી સુરક્ષિત હૈદ્રાબાદ શહેરના મુખ્ય પ્રવેશદ્વારો ચાદરઘાટ દરવાજો, દિલ્હી દરવાજો અને અફઝલ દર-

ઞ,જે વગેરે નામથી ઓળખાય છે. નવા પુલ સામે હૈદ્રાબાદ શહેરના અફઝલનામના મુખ્ય દરવાજા પર ઘડિયાળ આવેલું છે ત્યાંથી દીવાન-દ્વડી, પથ્થરગટી અને એક સીધી સડક શિલ્પકળાના મનોહૃષ્ટ ભૂષણ-સમા ચાર કમાન-ચાર મિનાર તરફ જાય છે. આ સડક હમણાં પહોળી કરીને બન્ને બાજુએ મોટા મોટા સુંદર મકાનો બાંધીને તેને ઠીક ઠીક દમામદાર બનાવવામાં આવી છે

ચાર મિનાર નિઝામ રાજ્યની નમુનાની ઇમારતોમાં લેખાય છે. ચારે દિશામા જતી સીધી સડકો પર આ મિનારા કમાનોમાંથી દૂર દૂરથી નિહાળી શકાય એવી રીતે શહેરના બરોબર મધ્ય ભાગમાં આવેલ છે. એકસો એંશી ફૂટ ઊંચાઇના આ ચાર મિનાર અકબર બાદશાહના સમકાલીન ગોવળકોંડાના સુલતાન મહમદ કુલી કુતુબશાહે ઇ. સ. ૧૫૯૧માં બાંધવા શરૂ કર્યા હતા લોકગાથા ગાય છે કે આ ચાર મિનારાના બાંધકામને શરૂ થયાને ભાગ્યે જ એક માસ થયા હશે ત્યા ગોવળ-કોંડા અને હૈદ્રાબાદમાં એક પ્રાણઘાતક રોગ ફાટી નીકળ્યો અને તેથી ભયંકર પ્રાણ હાનિ થઇ ધાર્મિક માણસોએ પવિત્ર પત્ર અને તાબૂતના સરઘસ કાઢી પ્રાર્થના કરવાથી એ રોગચાળો શાંત પડી નાબૂદ થયો. આ ઘટનાના સ્મરણાર્થ તાબૂતના નમૂનાનુસાર આ ચાર મિનારની ઇમારત બાંધવાની યોજના થઇ. કેટલાક લોકો આ ચાર મિનારને ધાર્મિક ભાવનાથી જુએ છે અને એ લક્ષ્મીનુ નિવાસસ્થાન છે એમ માને છે

ઔરંગઝેબે કુતુબશાહી રાજ્ય જીતીને મોગલ સલ્તનતમાં જોડી દીધા પછી ખ્વાજા બહાદુર દિલખાનને સૂબેદાર નિમ્યો હતો, એના સૂબેદારીના સમયમા આ ચાર મિનાર પર વીજળી પડવાથી એક મિનારો પડી ગયો હતો એનુ સમારકામ બીદર મહાલના મહમદ નામના એક અસ્પુત્ર કર્યા સિવાય મરણ પામેલા વેપારીની એક લાખ અને પચીસ હજારની પૂંજીમાંથી સાઠ હજાર રૂપિયા લઇને એણે કરાવ્યુ હતુ

આ ચાર મિનારનું ચણતર કામ પૂરું થયા પછી ઘણા લાંબા કાળે સને ૧૮૫૭–૧૮૬૯ ના વર્ષો દરમ્યાન નિઝામ અફઝુલ–ઉદ–દૌલાએ ચાર કમાનો બંધાવી હતી. આ ચાર કમાનોમાં થઇને એક સડક પત્થર ઘટ્ટી, નવા પૂલ તરફ, બીજી સડક ફલકનુમા તરફ અને ત્રીજી સડક કારવાન તરફ જાય છે.

ફલકનુમા તરફ જતી સડક પર ચાર મિનારથી થોડેક દૂર મક્કા મસ્જિદ આવે છે. એકી સાથે દશ હજાર માણસો નિમાઝ પઢી શકે એવી એમાં સગવડ કરવામાં આવેલી છે. આ મસ્જિદનું ચણતર ઇ. સ. ૧૬૧૧–૧૬૨૫ના વર્ષો દરમ્યાન મહમ્મદ કુતુબશાહના સમયમાં શરૂ થયેલું અને ગોવળકોંડાનો કિલ્લો ઔરંગઝેબે સને ૧૬૮૭માં લીધો ત્યાં સુધી પૂરું થયું ન હતું; કારણ કે ઔરંગઝેબ શહેનશાહી કીર્તિનો લોભ સેવતો હતો અને એ પૂરો ન થાય ત્યાં સુધી મસ્જિદના બુરજો ચણવાની રજા દેતો ન હતો. ૧૭૬૧ અને ૧૮૦૩ના વર્ષોમાં ગુજરી ગયેલા નિઝામ અલીખાન અને તેના વંશજોને આ મસ્જિદના ચોકમાં દાટવામાં આવ્યાં છે તેમની કબરો ઉપર હમણાં રક્ષણ–છત્ર બાંધી લેવામાં આવેલ છે

મક્કા મસ્જિદથી આગળ જતાં એક સરકારી મકાન–દેવડીનું મકાન લાંબુ ને લાંબુ ચણેલું નજરે પડે છે આ મકાન નીચે સડક બાજુ દુકાનો કાઢેલી હોઇ ઉપલા મજલા પર જાળીવાળા ગોખ, ઝરૂખા, કઠેરાં કાઢેલા છે. તાબૂત વગેરે સરઘસો જનાનખાનાની રમણીઓ જોઇ શકે એ માટે આવી સગવડ કરેલી હોવાનું કહેવાય છે.

ફલકનુમા મહેલ શહેરની દક્ષિણે આવેલી ઊંચી ટેકરી પર બાંધેલો હોઇ આસપાસનો વિશાળ પ્રદેશ ત્યાંથી જોઇ શકાય છે. આ મહેલ સર વિકાર–ઉલ–ઉમરાએ પાંત્રીસલાખ રૂપિયાના ખર્ચે બંધાવી સને ૧૮૯૭માં ના. નિઝામને ભેટ કર્યો હતો. આ જ મહેલમાં નિઝામના નામાંકિત મહેમાનો ઉપરાંત સ્વર્ગસ્થ સમ્રાટ પંચમજ્યોર્જ તેમજ પ્રિન્સ ઓફ વેલ્સના સ્વાગત સમારંભ યોજાયા હતા.

જામી મસ્જિદ, એના દ્વાર પર ચોડેલી તકતીમાં જણાવ્યા મુજબ હૈદ્રાબાદ શહેરના વસાવનાર સુલ્તાન મહમ્મદ કુલી કુતુબશાહે ઈ સ ૧૫૯૭-૯૮ માં બંધાવી હતી. મક્કા મસ્જિદ પાછળથી બંધાયેલી હોવા છતાં આ જામી મસ્જિદને મુકાબલે આવે તેવી નથી. પરંતુ દુર્ભાગ્યે જામી મસ્જિદની ચારે બાજુ આવેલી દુકાનોની હારોએ એના દબદબામાં ઘટાડો કરી નાખ્યો છે. આમ છતાં ય આગલા ભાગની બેવડી કળાદાર કમાનોથી એ અત્યંત મનોહર દેખાય છે કારવાન તરફ જતી સડક પર થોડુંક ચાલતા જ આ મસ્જિદ આવે છે

કોટની બહાર મુસા નદીના સામ સામા કાંઠે જતી સડક પર હાઈકોર્ટ, હાઈસ્કૂલ, હોસ્પીટલ, મ્યુનિસિપાલિટી વગેરેની મોટી મોટી ઇમારતો આવેલી છે. એક જગ્યા પર ત્યાંઓ નામો બાગ-પાર્ક બનાવીને રમત ગમતની સુંદર વ્યવસ્થા કરવામાં આવી છે. શહેરનો નવો વસવાટ સિમેન્ટની મોટી સીધી સડકો કાઢી તેના પર રાતદહાર વીજળીની બત્તીઓ ગોઠવીને હમણાં હમણાં ખૂબ જ સુધારી નાખેલ છે મોટા સરકારી ખાતાઓ, કચેરીઓ, ગવર્નમેન્ટખાનું આઝમઆબાદ મારકેટ, સ્ટેશનો, ધર્મશાળાઓ, બાગે આમ ડમખાનુ, ક્રિકેટ મેદાન એટલે જનાના કલબ, સિનેમાઘરો, પોસ્ટ તેમ જ તાર ઓફિસો, હોટેલો, આલિશાન મકાનો, નવા મહેલો, ઓસ્માનિયા યુનિવરસિટી મોટી મોટી દુકાનો વગેરે આ ભાગમાં જ આવેલા છે.

શહેરથી એક માઈલ પશ્ચિમે આદરવાદમાં એક સુંદર બાગ વચ્ચે કોઠી-રેસીડન્સી આવેલી છે, એની ચારે બાજુ બજાર તેમજ કોટ છે ગેસ્ટન્ડસોના દરબાર હોલમાં જવા સારુ પ્રથમ સીડીના બાવીસ પગથિયા ચડવા પડે છે અને પછી મોટો સુશોભિત મંડપ આવે છે એ મંડપથી આગળ જતા ખૂબ વિશાળ અને અત્યંત દમામદાર દરબાર હોલ નજરે પડે છે

બાગે આમ નામનો બગીચો સ્ટેશનની નજીકમાં જ હુસેન સાગર બાજુ જતી મોટી સડક પર આવેલો છે એ બગીચો ઘણો જ વિશાળ

પણ ત્યાં સાચવેલી જોવા મળે છે. ઔરંગઝેબે ઇ. સ. ૧૬૮૭મા એ કિલ્લો જીતી લીધો હતો અને એ ઈ સ. ૧૭૨૪ સુધી મોગલ મહન નતની સત્તા નીચે રહ્યો હતો. મોગલ દરબારમાં સૈયદ ભાઈઓના કાવા ઓથી કંટાળીને દક્ષિણમાં આવી હૈદ્રાબાદમા સ્વતંત્ર સુલતાન થયેલા નિઝામ –ઉલ–મુલ્ક અસફજાહે મોગલ સૂબેદારને શિકસ્ત આપીને આ કિલ્લો પોતાના કબજામાં લઇ લીધો હતો

કિલ્લાની આજુબાજુ ઊંડી ખાઇ છે. કિલ્લા પાસે કુતુબશાહી નવ- બોની કબરો હજુયે સારી સ્થિતિમા જળવાઇ રહી છે બગીચાની ફરતા સુંદર બાગો આવેલા છે બગર બાગના દ્વાર પાસે જ એક અધૂરું મોન્યુમેન્ટ નજરે પડે છે. અત્યાર સુધી એના માટે એમ કહેવાતુ હતુ કે ઔરંગઝેબે ગિરફતાર કરીને દૌલતાબાદના કિલ્લામાં મરણ પર્યન્ત ગોંધી રાખેલા અબુલ હસન કુતુબશાહનુ એ સ્મરણચિહ્ન છે, પરંતુ ઇ સ ૧૯૨૫–૨૬ મા મી ગુલામ દસ્તગીરે શોધખોળ કરતા કરેલા ખોદકામ પરથી જણાઇ આવ્યુ હતું કે કાળા ચળકતા પત્થરની મળી આવેલી બે કબ્રો પૈકી એક ઉપર અબ્દુલ હસન કુતુબશાહના પૂર્વજ અને દુલ્હાના જમાઇ મિરઝા નિઝામ–ઉદ્–દીન આહમદનુ નામ કોતરેલુ મળી આવેલુ હોવાથી મર્હુમ મજકુરોના જ માનમા એ મોન્યુમેન્ટ ઊભું કરવામા આવતા અધૂરું રહી ગયેલ છે

આ કિલ્લામા જૂના મહેલોના ખંડેરો હજુ પણ ઊભા છે. કિલ્લાને મક્કા દરવાજો મોતી દરવાજો વગેરે દરવાજાઓ હતા કિલ્લો જોવા માટે અહીંના અમલદારની પરવાનગી લેવી પડે છે

## સિકન્દ્રાબાદ

સિકન્દ્રાબાદ નિઝામ સ્ટેટ રેલ્વેનું મોટામા મોટુ જંકશન સ્ટેશન અને ટર્મીનસ છે તેમજ બ્રિટિશ સરકારની દક્ષિણ હિન્દમા આવેલી લશ્કરી છાવણીઓમા મોટામા મોટુ સ્થળ લેખાય છે અહીંયાં રેલ્વેનુ મોટું વર્કશોપ આવેલું છે. સિકન્દ્રાબાદ હુસેનસાગર તળાવ પાસે થઇને પમાર થતી મોટા માપની મુખ્ય રેલવે લાઇન અને સડક વડે

સિકન્દ્રાબાદમાં કાપડ સુતરની બે મિલો છે.

અહીંથી ત્રણ માઇલ પર આવેલો ત્રિભુવનગિરિનો કિલ્લો જોવા જેવો છે.

## કુલપાક

હૈદ્રાબાદથી બેઝવાડા તરફ જતી એન. એસ. રેલવે લાઇન ઉપર આલેર અથવા આલીર નામનું સ્ટેશન આવે છે. ત્યાંથી ચાર માઇલ દૂર આવેલા કુલપાક નામના ઐતિહાસિક સ્થળે જવાય છે. અહીંયાં ઠેર ઠેર ઢગ બંધ પડેલા અવશેષો અને શિલાલેખો ઉપરથી એમ જણાય છે કે આ સ્થળ પહેલાં મોટું ધાર્મિક કેન્દ્ર હોવું જોઇએ. ઇતિહાસ કહે છે કે પશ્ચિમના ચાલુકય રાજાઓના કાળમાં–અગિયારમી સદીમાં કુલપાક–કોલાનુપકા એક પ્રાંતનું પાયતખ્ત શહેર હતું અને એની હકુમત નીચે સાત હજાર ગામડાં હતાં. અહીંયાં એક મોટું, ભવ્ય અને સુવિખ્યાત જૈનમંદિર અને સુંદર ધર્મશાળા છે. એની ફરતો ઊંચો કોટ ચણેલો છે. ચૈત્ર સુદ ૧૩થી ૧૫ સુધી મોટો મેળો ભરાય છે અને ઠેકાણે જૈન યાત્રિકો દર વરસે દર્શનાર્થે આવે છે, એની ભાગોળ સામે એક સુંદર બાગ છે. તેમાં બાગમાં ન બીડાય એવા કાળા શિવલિંગોના અવશેષો સાચવી રાખેલા જણાય છે.

## ભોંગિર

કુલપાકથી હૈદ્રાબાદ જતી મોટર સડક પર ઊંચા પહાડ પર આ કિલ્લેબંધી વાળું ગામ છે. કિલ્લામાં પુષ્કળ પુરાતન ખંડિયેરો આવેલા છે. અહીંયાં અગાઉ વરંગલ રાજ્યનું થાણું હતું..પણ ચૌદમી સદીમાં સુલતાન અલાઉદીન હસન ગંગો બ્રાહ્મણીએ જીતી લઇને બ્રાહ્મણી રાજ્યની પૂર્વ સરહદ અહીંયાં સુધી લંબાવી હતી. પાછળથી એ અહમદનગરના સુલતાન અહમદશાહની હકુમત નીચે આવ્યું હતું. એ પછીથી પાપરાય નામના એક લૂંટારે વરંગલ અને આસપાસના શહેરો પર

હુમલાઓ કરી ભોંગિર કિલ્લો કબ્જે લીધો, અને પોતાને ત્યાં સંતાવાની છૂપી જગ્યા બનાવી રાખી. તેણે શહેરને લૂંટીને બે ત્રણ હજાર માણસોને કેદી બનાવ્યા હતાં. આખરે તેના પર તારિકંદામાં નવ મહિના સુધી ઘેરો ઘાલવામાં આવ્યો અને દગો રમીને છેવટે તેને શરણે લાવવામાં આવ્યો હતો, તેને ફાંસીએ લટકાવી તેનું માથું રાજમહેન્દ્રી અને તેનું શબ હૈદ્રાબાદના મુખ્ય દરવાજા પર લટકાવવામાં આવ્યું હતું.

ભોંગિર નિઝામ રાજ્યના નલગોંડા જિલ્લાના ભોંગિર તાલુકાનું મુખ્ય મથક છે. અહીંયાં માટીના ઉત્તમ વાસણો બને છે.

## વિકારાબાદ

હૈદ્રાબાદથી વાડી જતી એન. એસ રેલવે લાઇન ઉપર આવેલું આ ગામ નવાબ વિકાર-ઉલ-ઉમર અને અલી-યાવરદૌલા બહાદુરોની જાગીરનું છે. પહેલાં જાગીરદારના નામ ઉપરથી આ ગામનું નામ વિકારાબાદ પડેલું છે. અહીંયાંથી એન એસ. રેલવેની બિદર થઇને ઉડગિર તરફ લાઇન જાય છે.

વિકારાબાદથી ત્રણેક માઇલ દૂર અનંતગિરિ નામની ટેકરીઓ આવેલી છે. એ પર વિષ્ણુનું મંદિર આવેલું છે એ મંદિરની મૂર્તિને અનંત સ્વામી કહેવામા આવે છે. આ ટેકરીની તળેટીમાં કેટલાંક કુંડો આવેલાં છે. એ પવિત્ર મનાય છે એટલે અનંત સ્વામીની પૂજા કરવા સારુ આવતા યાત્રાળુઓ અહીંયાં પહેલાં સ્નાન કરે છે.

દરિયાની સપાટીથી ૨૦૫૭ ફૂટ ઊંચું આવેલું હોવાથી વિકારાબાદના હવામાન ખુશનુમાં રહે છે. ગરમીની મોસમમાં હૈદરાબાદવાસીઓ અહીંયાં હવાખાવા આવે છે. તેમણે અહીંયાં પોતાના બંગલાઓ બંધાવ્યા છે. અહીંની ઋતુ તન્દુરસ્ત અને હરવા ફરવા તેમજ ઘોડેસવારી માટે ખુશકારક છે.

## કર્નુલ

મદ્રાસ ઇલાકામાં તેલંગ દેશમાં તુંગભદ્રા અને હિન્દી નદીના સંગમ પર વસેલું આ શહેર હૈદરાબાદથી દ્રોણાચલમ તરફ જતી એન.

અને રેલ્વે પર એ જ નામના જિલ્લાનું મુખ્ય શહેર છે. વસતી ત્રીસ હજારની છે અને હિન્દુ મુસલમાનનું પ્રમાણ લગભગ સરખું છે. શહેરને છેડે જ્યાં તુંગભદ્રા અને હિન્દ્રી નદીનો સંગમ થાય છે એ સ્થળનો દેખાવ અત્યંત મનમોહક છે.

સ્ટેશનથી શહેર તરફ જતાં વચ્ચે આવતી એક મોટી નહેર ઉપર પુલ બાંધેલો છે અને તુંગભદ્રા નદીના કાંઠે માલૂમ પડતું એક અસલી મોટું મકાન ટાઉનહોલ તરીકે વપરાય છે. દક્ષિણ હિન્દમાં પવિત્ર મનાતાં સ્થળોમાં સુપ્રસિદ્ધ શ્રી શૈલમ મંદિર તરફ જવાની સગવડવાળી સડક અહીંથી જતી હોવાથી યાત્રિકો ત્યાં જવાને અહીંયા જ આવે છે.

કર્નુલ ઇતિહાસની અનેક ઘટનાઓ નિહાળી છે. તેરમી સદીમાં વરંગલના રાજાઓએ કર્નુલ જિલ્લો જીતી લીધો હતો અને અનેક ઊથલપાથલો પછી ત્રણસો વર્ષે આદિલશાહી રાજાએ જીતીને એને બીજાપુર સાથે જોડી દીધું હતું. બીજાપુરના બાદશાહ તરફથી અમલ કરતો પહેલો સૂબો અબ્દુલવહાબ ઇ. સ. ૧૬૧૮ માં અહીં મરણ પામ્યો હતો અને એના શબને હિન્દ્રિ નદીના કાંઠે પર દાટવામાં આવ્યું હતું. આ એના પર મોટી કબર ચણવામાં આવી હતી, આ કબર ત્યાં મશહૂર છે. બજારમાં ખૂબસૂરત કમાનોવાળી દુકાનો દેખાય છે તે પણ એ સૂબાના સમયની લખાય છે.

બીજાપુરના પતન પછી ઇ. સ. ૧૬૮૬ માં કર્નુલ મોગલ સલ્તનતનો એક ભાગ બન્યો અને દિલ્હીના બાદશાહની વતી કબજો લેનાર ગ્યાસુદીને એનું નામ ફેરવીને કામ્મુરનગર રાખ્યું હતું. ઇ. સ. ૧૭૫૧ માં વળી હુસેનની સરદારી નીચે ફ્રેન્ચોએ એના પર હુમલો કર્યો હતો. કર્નુલ શહેરનો કિલ્લો સારી રીતે મજબૂત ચણેલો હતો, પણ પઠાણોના હાથમાં આવ્યા પછી એના રક્ષણ કાર્ય પ્રતિ ઘણી બેદરકારી સેવવામાં આવી હતી અને નદીમાં આવેલા નવા મોટા પૂરના લીધે કિલ્લાની આશરે બસો ચાર દિવાલ તણાઈ ગઈ હતી.

બુમેની સરદારી નીચે ફ્રેંચોએ કર્નુલ કિલ્લા પર ચઢાઇ કરી ત્યારે ત્યાં ચાર હજાર પઠાણો હતા પણ નાની તોપોનો સામનો કરી શકાય એમ ન હોવાથી તેમને નાસવુ પડ્યુ હતુ નાસીને તેઓ કિલ્લામાં જઇ ભરાયા ફ્રેંચ લશ્કરે ઉત્તેજિત બનીને દુપ્લેના ભત્રીજા કારકુનની આગેવાની નીચે કિલ્લા પર જોરથી હુમલો કર્યો અને પઠાણોને પરાજિત કર્યાં

અઢારમી સદીની આખરમા મહીસુરના હૈદરઅલીએ કર્નુલ પર ચઢાઇ કરી હતી અને ૧૭૮૦ મા તારંગપટ્ટણ પડ્યુ ત્યારે નિઝામના નાજર સાથે જોડી દેવામા આવ્યુ હતુ પાછળથી હૈદ્રાબાદમા રાખેલા વધારાના બ્રિટિશ લશ્કરના ખર્ચ પેટે એ બ્રિટિશોને સોંપી દેવામા આવ્યુ હતુ સન ૧૮૩૯ ની સાલમા કર્નુલના નવાબને પુષ્કળ હથિયારો તેમ જ તોપો છુપા નામ આપ્યા। કરવાના કારણે પદભ્રષ્ટ કરવામા આવ્યા હતો

નદીના પૂરોથી પડેલા ગાબડા સિવાય કિલ્લો હજી ઠીક ઠીક જળવાઇ રહ્યો છે તેમ જ મહેલનો જે ભાગ હજુ કાયમ છે એ ઉપરથી એ પહેલા કેવો શાન દાર હોવો જોઇએ એના ખ્યાલ આવી શકે છે બહારના ભાગમા કેટલીક નિશાનીઓ હજુયે મોજૂદ છે, એથી લાકડા પર પણ પથ્થર કે આરસના જેવુ ઝીણવટ ભર્યું જાળીનુ કામ થતુ હતું એવી સાબિતીઓ મળી રહે છે

કર્નુલમા શેતરંજીનુ વણાટ કામ હાથશાળો પર સારુ થાય છે

## દ્રોણાચલમ

આ એક રેલવે જંક્શન છે અને ત્યાથી એક નાર્ધન હૈદરાબાદ થઇ મનમાડ અને બીજી એમ એસ એમ રેલવે બેઝવાડા થઇ મચ્છલીપટ્ટણ અને પશ્ચિમ બાજુ ગુટકલ થઇને મારમાગોવા જાય છે

## બિદર

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનના જિલ્લાનુ આ મુખ્ય મથક

નિઝામસ્ટેટ રેલવેના વિકારાબાદ–ઉદગી આવેલું દક્ષ્ખણનું એક ગોરું જૂનું વેપારી તેમજ ઉદ્યોગી શહેર છે જેની લગતી બધી ઓફિસો, કચેરીઓ, મ્હેતા વગેરે અહીં છે શહેરને ફરતો કોટ ચણેલો છે અને અહમદશાહ વલી બહમનીએ ગુલબર્ગાથી સને ૧૪૩૦માં પોતાની રાજધાની ખસેડી અહીં આણી હતી એની પહેલા બે વર્ષ અગાઉ બાવેલો પત્થરનો મજબૂત કિલ્લા જોવા જેવો છે

કિલ્લો ઊંચી જગા પર ખાઇ તેમજ કાપી કાઢેલા ખડકોથી રક્ષિત બાંધેલો હેઇ હજી સારી સ્થિતિમાં છે અને તેના બુરજો ઉપર કેટલીક જૂની તોપો હજુ પણ પડી રહેલી કેટલાક ઠેકાણે માલૂમ પડે છે રંગીન મહેલમાં કરેલું સુંદર ટાઇલનું કામ અને ગાઢનિશીન બગતામાં કરેલું સુંદર ટાઇલનું તેમજ ચીનું કામ ખૂબ આકર્ષક છે

'સોનખજા' નામે ઓળખાતી મસ્જિદ બસો વર્ષની જૂની છે એ મકાન ગરમીના દિનમોમાં ઠંડું લેખાય છે દક્ષિણમાં વાયસરોયના હોદ્દા દરમીયાન સને ૧૬૫૬માં ઔરંગઝેબે બિદર હતી લઇને પોતાના પિતા શાહજહાનના નામે મસ્જિદમાં ખુતબાનું વાચન શરૂ કર્યું હતું ઔરંગઝેબે બિદરમાંથી લાખોની લૂંટ મેળવી હતી અને અગત ઉપયોગ માટે એક પ્રાચીન હિન્દુ મંદિરને તોડાવી મસ્જિદ બનાવી હતી હજુપણ મંદિરનો એક ભાગ જમીન હેઠળ મોહેલા અને છાતીભર પાણીથી ભરપૂર ભોંયરામાં એક કુના મના ઊંડે આવવાથી હવોગે મળી જના પામેલ છે નુસ્ત અને મજબૂત દિલના યાત્રીઓ એ અંધારી ગુફામાં પ્રવેશીને પણ વિધપૂજન કરે છે

બિદરની તમામ ઇમારતોમાં અથવા કોતરણીની ઇમારત ઘણુ મશહૂર અને ભપકાદાર છે તેનું ઊંચું મિનાર હતું એની મદરેસાની સમયમાં માત્ર દક્ષિણમાં જ નહિ પણ આખાયે હિન્દુસ્તાનના નામના તેમજ ખ્યાતિ ભરી હતી લાઇબ્રેરી લેકચરહોલ વિદ્યાર્થીઓ તથા પ્રોફેસરો માટે સાધના રહેવાના રૂમો વગેરેથી સારી સગવડ હોઇ હિન્દભરમાંથી વિદ્યાર્થીવર્ગને આકર્ષતી હતી

## પોચારામનો બંધ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનના મેદક જિલ્લામાં આવેલ છે. એનાથી માંજીરા નદીના પાણીને અટકાવેલ છે. બંધની સરાસરી લંબાઈ ૨૧૦૦ ફૂટ છે. એમાંથી ત્રીસ માઈલ સુધી ખેતીને પાણી પૂરું પાડવામાં આવે છે. એની પાછળ સાડીતેત્રીસ લાખ રૂપિયાનું ખર્ચ થયું છે. ત્યાં આગળ બે સુંદર ડાક બંગલાઓ બાંધેલા છે, જ્યાંથી તળાવનું તથા વર્ષાઋતુમાં બંધ પરથી ધોધની જેમ પડતા પાણીનું દૃશ્ય મનોહર હોય છે.

પોચારામ મેદકથી નિઝામ સાગર ભણી જતી સડકે બારથી તેર માઈલ પર આવે છે, જ્યાંથી નિઝામ સાગર વીસથી એકવીસ માઈલ થાય છે. હૈદરાબાદથી નીકળતી સરિયામ સડકે બેતાલીસ માઈલ ગયા પછી ત્યાંથી રામના રસ્તા પર ૧૬ મા માઈલે મેદકનું મોટું શહેર આવે છે.

## મેદક

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનના મેદક જિલ્લાનું આ મુખ્ય શહેર છે. જિલ્લાની તમામ ઓફિસો, કચેરીઓ, મકાનો વગેરે અહીંયાં છે. ટેકરી ઉપર એક નાનો સરખો કિલ્લો ચણેલો છે.

આ પ્રદેશમાં ખ્રિસ્તી પાદરીઓના પ્રચાર માટે ઉત્તેજન મળેલું લાગે છે. પ્રોટેસ્ટંટ પંથનું ચર્ચ બહુ મોટું અને આકર્ષક છે. એકસો એકર જમીન પર મિશનની ઇમારતો—ચર્ચ, સ્કૂલ, કોલેજ, દવાખાનું, હોસ્ટેલ, લાઇબ્રેરી વગેરે બાંધેલી છે. સઘળી જમીન નિઝામ સરકાર તરફથી મફત આપવામાં આવેલ છે.

આ બધા જમીનનો એકંદર વિસ્તાર સુમાર ચાર માઈલ છે. ચર્ચનું મકાન વીસમી સદીમાં બાંધેલું છે અને પ્રભુ ખ્રિસ્તનું સ્વર્ગગમન તથા શિષ્યો અને દેવોના ગમગીન દૃશ્યો કાચના કટકાઓ પર ચળકતા વિવિધ રંગોમાં યુરોપથી ઓળખાતી મોગલ નક્શા પર

ગોઠવીને ત્યાંના કારીગરોએ દિવાલમાં બેસાડી આપેલ છે તે ખૂબ આકર્ષક અને વિઝીટરો પર અસર કરનાર છે.

## નિઝામસાગર તળાવ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનમાં એકરોડ રૂપિયાના ખરચે બંધાયેલું એક મોટામાં મોટું તળાવ છે અને તે નિઝામ સ્ટેટ રેલવેના મનમાડથી હૈદરાબાદ જતી ગોદાવરીની ફાંટા પર અકનાપેટ સ્ટેશન આવે છે ત્યાંથી ચેંતાલિસ માઇલ થાય છે. બસ સર્વિસ ચાલે છે. સ્ટેશન પર વેઇટિંગરૂમની સગવડ છે.

તળાવનું ક્ષેત્રફળ ૭૨ માઇલ લેખાય છે અને ૧૦૦ માઇલ સુધી ખેતીને પાણી પુરું પાડે છે. એનો બંધ બહુ લાંબો અને ઉપરથી બસ ચાલી શકે એટલો પહોળો છે. એનો પાયો જમીનની અંદર ૪૪ ફુટ અને ઉપર ૯૧ ફુટ ચણેલો છે. એ બંધથી માજર નદીના પાણીને રોકવામાં આવેલ છે અને તળાવ ઊભરાય ત્યારે વધારાનું પાણી બહાર કાઢવા અને નદીને આગળ વહેતી રાખવા સારુ બંધમાં ત્રણ સ્થળોએ દરવાજાઓ મૂકેલા છે.

સાતે, નવ અને બાર એમ ત્રણ સ્થળોએ મૂકેલાં લોખંડના દરવાજાની સંખ્યા હોઇ એમ દરવાજાઓ ફ્લડ ગેટસ તરીકે ઓળખાય છે અને પ્રસંગોપાત ખોલવામાં આવે છે. જ્યારે ભારે પૂર આવે છે ત્યારે એ આપો આપ ઊઘડી જાય છે. તળાવમાં દરિયાની સપાટીથી ૧૩૯૮ ફુટ ઊંચાઇ સુધી પાણી હોય ત્યાં સુધી 'ફ્લડગેટસ ઉઘાડવાની જરૂર રહેતી નથી.

ડેમ પરથી ટુરિસ્ટકાર જઇ શકે છે બસ પરવાના વગર ચલાવી શકાતી નથી તેના પર સાગર બ્યુ, ગુલદસ્ત અને દિલકશ એમ ત્રણ બંગલાઓ ત્રણ સ્થળોએ બાંધેલા છે. તેના મુખ્ય ભાગ પર બાગની રચના કરી ફુવારા અને બાકડા ગોઠવી સુશોભિત બનાવેલા છે એ સ્થળોએથી તમામનુ વિવિધ દૃશ્ય તેમજ 'ફ્લડગેટસ' ખુલ્લા હોય ત્યારે જોરથી ઊછળતું પાણી તેમાંથી બનતા મોજાં અને થતી વરાળ

તથા કેટલીક વેળા રૈનબો એટલે મેઘધનુષ્ય વગેરે દેખાવો નિહાળી શકાય છે.

દિવકલ જંગલા પાસે નહેરની શરૂઆત થાય છે. તળાવ વચ્ચે નાના નાના ટેકરા-ટાપુઓ હોઈ ચોપાસ દૂર ઊંચા ઊંચા ડુંગરો દેખાય છે. માંજરીનદીનો પુલ બાંધેલો છે અને એની પાસે રેસ્ટ હાઉસની સગવડ છે. ત્યાંથી પણ દરવાજાઓમાંથી નીકળતાં અને ઉછળતાં પાણીના દશ્યો વગેરે સુંદર માલૂમ પડે છે. આ સિવાય પ્રવાસીઓ માટે લોકલ ફંડ તેમજ ઇન્સ્પેકશન બંગલામાં સગવડ કીધેલી છે સાથ સાથે બે રૂમો મળે છે. એ બંગલાઓ રેસ્ટહાઉસ તથા આંગ્ર લ્યુ નજીક હોય પાસે કેમ્પ સારુ બાંધેલા મકાનો અને જૂની વસતી છે

આ સ્થળે પ્રથમ જંગલ હતું. હાલ પણ જંગલ જેવો દેખાવ દૂર સુધી નજરે પડે છે. આ સ્થળ અગાઉ ત્રણ માઇલ પર આવતું બંજેપલી નામનું કેમ્પ તળાવના બાંધકામના વખતથી વસેલું છે.

## નાંદેડ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનમાં નિઝામસ્ટેટ રેલવેના મનમાડથી હૈદરાબાદ જતા મીટર ગેજ ફાંટાપર આવેલું એક અગત્યનું વેપારી સ્થળ છે ત્યાં એક સ્પીનીંગ વિવિંગ મિલ, જીન પ્રેસ વગેરે કારખાના છે પેદાશમાં તેલીબીયા, અનાજ, કપાસ વગેરે થાય છે.

સ્ટેશન પર રેસ્ટ હાઉસ અને પાસે ટ્રાવેલર્સ બંગલો છે. એક વખત અહીં કિંમતી અનેક પ્રકારના વસ્ત્રો તૈયાર થતા હતા. હજુ પણ થોડીક સાળ ચાલતી માલૂમ પડી આવે છે.

સત્તરમી સદીમાં મરાઠાઓનું આ શહેર હતું. ૧૬૯૯ માં તેમણે સ્થાપના પર ચડાઈ કરી હતી સ્ટેશનથી એક માઇલ પર શીખોનું ગુરુદ્વારા મંદિર આવેલ છે અને ગુરુગોવિંદસિંહ જેમને દગાથી નાંદેડ પાસે ૧૭૦૮ માં મારી નાખવામાં આવ્યા હતા એની સુપ્રસિદ્ધ સમાધિ એ મંદિરમાં છે. મંદિરના દરવાજાઓ ચાંદીના પતરાંથી મઢેલા

છે. રંગમંડપ તથા સ્તંભો પર રંગબેરંગી આરસ પહાણનું જડાવ કામ કરેલ છે. સમાધિ પર કિંમતી પત્થરોનું નકશીકામ કરેલું છે.

સૂર્યાસ્ત પછી અમુક સમય સુધી નિત્ય ભજન, કીર્તન, ગાયન વગેરે ચાલે છે. ગુરુદ્વારાની મુલાકાત એ સમયે લેવી ઉત્તમ છે. મંદિર પાછળ સ્નાન વગેરે માટે નગીનાઘાટ નામનું તલાવ છે. યુવાન શીખો માટે ત્યાં એક ટ્રેઈનીંગ કોલેજની વ્યવસ્થા છે. ગુરુદ્વારામાં વીજળી બત્તીની વ્યવસ્થા છે.

## જાલના

નિઝામ સરકારના હૈદ્રાબાદ સંસ્થાનમાં અને નિઝામ સ્ટેટ રેલવેના મનમાડથી હૈદ્રાબાદ જતાં ફાંટા પર આવેલું અને જૂનામાં જૂનું દક્ષિણ હિન્દનું એક અગત્યનું વેપારી શહેર છે. વેપારમાં અનાજ, તેલીબીયાં, કપાસ વગેરે છે. કપાસ લોઢવાના અને રૂની ગાંસડીઓ બાંધવાના કારખાના વગેરે છે. એ ઔરંગાબાદ જિલ્લામાં આવેલું છે. હોસ્પીટલ, સ્કૂલો, વગેરેની સારી સગવડ છે. સંતરાઓની નીપજ ઠંડીની મોસમમાં સારી થાય છે અને મુંબઈ તથા હૈદરાબાદ તરફ મોકલાય છે.

એ જૂના કાળમાં જાંકાપુર નામથી ઓળખાતું હતું. એ વેળા મહાસતી સીતાજીનો અહીં વસવાટ થયો હતો એમ કહેવાય છે. એક મુસલમાન શ્રીમંત વણકર જે શહેરને શોભાયમાન કરવા માગતો હતો તેની ઇચ્છાનુસાર પાછળથી 'જાલના' નામ આ શહેરને અપાયેલું છે. શહેરની ઉત્તરે મહમદ ઇબ્રાહીમ નામના ઓલિયાની કબર છે અને કહેવામાં આવે છે કે તે નવ ફૂટથી વધારે ઊંચી છે.

અકબરના સમયમાં ૧૫૫૬–૧૬૦૫ દરમિયાન તેના એક સેનાપતિની જાલના જાગીર લેખાતી હતી, અને આઇ–ને–અકબરીના પ્રખ્યાત કર્તા અબુલફઝલ જેને અકબરે પોતાના દરબારમાંથી કાઢી મૂક્યો હતો, તે અહીં રહેતો હતો, સત્તરમાં સૈકામાં અહમદનગરના

મોગલ સૂબા ખાનખાનાએ પોતાનું મથક જાલનામાં રાખ્યું હતું અને ઔરંગઝેબે દક્ષિણના વાઇસરોય તરીકે રહેવાને જાલનાને જ પસંદ કરેલું હતું અને મોગલો તથા મરાઠાઓ વચ્ચેની તીવ્ર લડાઇનું ક્ષેત્ર બન્યું હતું.

જામી મસજિદ દિલ્હીના શહેનશાહ જહાંગીરના સમય ૧૬૦૫-૧૬૨૭ દરમિયાન જમશીદખાને બંધાવેલી છે. પ્રથમ નિઝામ અસફ-જહાં-નિઝામ ઉલમુલ્કની પસંદગી જાલના પર ઊતરવાથી અઢારમાં સૈકામાં એક કિલ્લો બાંધવામાં આવ્યો હતો અને હમણાં તેનો ઉપ-યોગ બજાર માટે કરવામાં આવે છે.

જોવા જેવા સ્થળોમા ગણપતિ, ભૈરોબા, તથા અઢારમાં સૈકાની આખરમાં થઇ ગયેલાં હિન્દુ મહાત્મા આનંદ સ્વામીના મંદિરો તેમ જ એક અજાયબ કૂવો લેખાય છે, કે જેમાં અનેક ભોંયરાઓ કાઢેલાં છે અને અંદરના ભાગમા કોટડીઓ ચણેલી છે. ૧૯ માં સૈકામાં જાલના લશ્કરી મધ્યબિંદુ હોઇ ૧૮૦૩ માં મરાઠાઓએ જાલના કિલ્લામાં લશ્કર ગોઠવેલું હતું અને કર્નલ સ્ટીવનસનની સરદારીમાં છાવણી ઉઠાવી લીધી હતી. મશહૂર એસેની રણભૂમિ સ્ટેશનથી ત્રીસ માઇલ થાય છે.

જાલના કેન્ટોનમેન્ટ ૧૮૨૭ માં બંધાયું એ પહેલાં બ્રિટિશ અને હિન્દી લશ્કરો રાખવામાં આવતા હતા.

## ઔરંગાબાદ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનનું ઔરંગાબાદ જિલ્લાનું અ. શહેર મુખ્ય મથક અને સંસ્થાનમાં વસતી વગેરેમાં બીજા નંબરનું શહેર છે. એ નિઝામ સ્ટેટ રેલ્વેના મનમાડથી હૈદરાબાદ તરફ જતા મીટરગેઝ ફાંટા પર આવેલું છે. કેન્ટોનમેન્ટ અથવા છાવણી સ્ટેશનથી દોઢ માઇલ થાય છે અને સ્ટેશન પાસે વાહનો મળી શકે છે. સ્ટેશન નજીક અને કેન્ટોનમેન્ટમાં ટ્રાવેલર્સ માટે બંગલાની સગવડ છે.

પેદાશમાં તેલીબીયાં, અનાજ, કપાસ વગેરે છે. જિન, પ્રેસો,

ન્પનિગ ઓ વિર્નીગ નિન પણ છે શહેરનો વિસ્તાર મોગ છ સુમારે બે માઇલ પર તાર બાંધીને પાણી પૂરુ પાડવાની સુદર વ્યવસ્થા છે અહીંયા કેટલીક ગુફાઓ આવેલી છે, પણ એલોરા અને અજન્ટાની ગુફાઓનુ લોકોમા વધુ આકર્ષણ રહેલુ છે અજન્ટા ૮૫ માઇલ દૂર છે અને ટુરિંગકાર ભાડેથી મળી શકે છે

ઔરંગાબાદ પ્રખ્યાત એબીસીનિયન મલિક અંબરે ૧૬૧૦મા ખીરકીના જૂના શહેરને ઠેકાણે વસાવ્યુ હતુ તેના મૃત્યુ પછી તેના છોકરા ફતેહખાને શહેરનુ નામ બદલીને ફત્તેહનગર પાડ્યુ હતુ, પણ ઔરંગઝેબે દક્ષિણનો વાઇસરોય હતો ત્યારે તેનુ નામ બદલીને ઔરંગાબાદ પાડી શહેરથી ચાતર્ક દિવાલ બંધાવી શાહ મુઝાફર સાહેબની દરગાહ અને મસ્જિદ ચણાવ્યા હતા

અઢારમા સૈકામા નિઝામના લશ્કરો અને મરાઠાઓ વચ્ચે ઉપસ્થિત થયેલી ઘણી ઘટનાઓમા ઔરંગાબાદે અગત્યનો ભાગ ભજવ્યો હતો, અને આસફજાહ નિઝામ-ઉલ-મુલ્કના મહેલના તેમ જ ૧૮૫૩ થી ૧૮૮૩ દરમિયાન હૈદરાબાદના મુખ્ય પ્રધાન સર સાલાર જંગ પહેલાની દેવડીના અવશેષ હાલ પણ મોજૂદ છે

ઔરંગાબાદમા ઔરંગઝેબની બીબીની કબર બીબીના મકબરા નામનુ મકાન અતિ સુદર અને ખાસ જોવા લાયક છે એ મકાન આગ્રાના તાજમહેલના નમૂના પરથી સને ૧૬૫૦ ૧૬૫૭ દરમિયાન બંધાયુ હતુ, અને સાડા છ લાખ રૂપિયા ખર્ચવામા આવ્યા હતા. એના મુખ ભાગ પર મોટો બાગ છે વચ્ચે અનેક ફારજાઓ ગોઠવી સરૂના ઊંચા વૃક્ષો વગેરેથી સુશોભિત છે

પૈઠણ નામનુ શહેર દક્ષિણના જૂનામા જૂના શહેરોમાનુ એક ગણાય છે અને તે ગોદાવરીના કાંઠા ઉપર આવેલુ છે તે સડક માર્ગે ઔરંગાબાદથી અઠાવીસ માઇલ થાય છે જૂના મકાનો બધા નાશ પામી ગયા છે અહમદનગરના નિઝામશાહના રાજ્યકાળમા ૧૫૦૦ થી ૧૬૦૦ દરમિયાન રેશમી અને સોનેરી વસ્ત્રો માટે આ શહેર ઘણુ

પ્રખ્યાત હતુ હજુ પણ રેશમી અને સુતરાઉ વસ્ત્રો માગ બને ?

## અજંટાની ગુફાઓ

નિઝામ સરકારના હૈદ્રાબાદ સંસ્થાનમા ઔરંગાબાદથી ૮૫ માઇલ દૂર આવેલ છે મોટર સડક બાંધેલી છે મુંબઇ ઇલાકાના પૂર્વ ખાન દેશ જિલ્લાના મુખ્ય શહેર જલગામથી પણ જવાય છે ગુફાઓ ઇ સ પૂર્વે ૨૦૦થી૪૦૦ વર્ષોની કાળજીની લેખાની હોઇ ઉત્તમ કારીગીરી તથા કોતરણી માટે જગવિખ્યાત છે એની દિવાલો પરના પ્રાચીન રંગ કામે દુનિયા ભરનુ ધ્યાન ખેચ્યુ છે, અને આખી યે આલમને આશ્ચર્ય પમાડેલ સત્તાવીસ ગુફાઓ પહેલ વહેલા ૧૮૧૯મા જાણવામા અને ૨૪ વર્ષ પછી ઇસ્ટ ઇન્ડિયા કંપનીનુ ધ્યાન તેમની સાચવણીની અગત્યતા પ્રત્યે દોરાયુ

એજંટાની ગુફાઓ મોડી ગોવાઇ તો પણ ઈલોરાની ગુફાઓ કરતા ખંડન વગેરે થોડુ થયેલુ જણાયુ ત્યા ફરદાપુરમા ટ્રાવે લર બંગલો અને નિઝામ ગવર્મેન્ટનુ ગેસ્ટહાઉસ છે ગેસ્ટહાઉસ જોવા માટે તેમ જ ફોટોગ્રાફ આદિ લેવા માટે ડાયરેક્ટર ઓફ આર્કીઆલોજીની પરવાનગી માગવી પડે છે ફરદાપુર નાનુ ગામડુ છે સીધા સામાનની સગવડ સાથે રાખવી અને ગુફાઓ ત્યાથી ચાર માઇલ થતી હોવાથી ટાગાની ગોઠવણ અગાઉથી કરી રાખવી વધાર ઇષ્ટ છે

બુદ્ધની જિંદગીના અનેરા દશ્યો શિકાર હાથીઓની મારામારી, નાચ, ગાયન, વગેરે દેખાવો ગુફાઓની દીવાલોપર અતિ ઝીણવટથી દોરેલા છે અને તે ખરેખર અદ્ભુત અને અદ્વિતીય છે, ગાઇડ બુક તથા ગુફાઓના બ્યુના પાસ્ટકાર્ડો વગેરે ત્યા મળી શકે છે ઘાટના મથાળે અજંટા શહેર આવેલુ છે અને તેની બાગ તરફ લેવાય ચઢેલી છે એ શહેર પાચમી સદીના આખરે ચાલુક્યોની રાજધાની હતી એમ કહેવાય છે

અજંટા જાગીરના માલિક નવાબ સાલારજંગ બહાદુરનુ ગ્રહેલણુ 'બારાદરી' ઔરંગઝેબનુ બંધાવેલુ છે એસેની લડાઇ પછી ડયુક

ઓફવેની ગ્ટન એમા થોડાક સમય રહ્યો હતો અહી આગળ લડાઇમા મરણ પામેલા બ્રિટિશ ઓફીસરોનુ સ્મારક ચણેલુ છે પાસે એક કબર કે જેના પર ૧૮૨૫ નો સન આપેલો છે

## દૌલતાબાદ

નિઝામ સરકારના હૈદરાબાદ સંસ્થાનના ઔરંગાબાદ જિલ્લામા નિઝામ ગ્રેટ રેલ્વેના મનમાડથી જતી મીટર ગેજ લાઇન પર આવેલુ છે. દૌલતાબાદનો કિલ્લો તથા એલોરાની પ્રખ્યાત ગુફાઓ જોવા માગતા વિઝીટરો માટે નજીકનુ એ મથક છે ઔરંગાબાદથી મોટર સડક છે એટલે ત્યા જવુ વધારે હરવા ફરવા યોગ્ય તેમજ સગવડ ભર્યું લેખાય છે કિલ્લો દરિયાની સપાટીથી ૨૨૫૦ ફૂટ ઊંચા ખડક પર છે સ્ટેશનેથી એલોરાની ગુફાઓ તરફ જતી સડકે એક માઇલે આવે છે

આ શહેરનુ પ્રથમનુ નામ દેવગીર હતુ અને ૧૧૮૭ મા યાદવ વંશના રાજાઓએ વસાવીને લગભગ એક સદી સુધી ત્યા રાજ કર્યું હતુ દિલ્હીના શહેનશાહ અલ્લાઉદ્દીને સન ૧૨૯૪ મા કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો અને શહેનશાહ કુતુબુદ્દીને ૧૩૦૮ મા યાદવો પાસેથી લઇ લીધો હતો સને ૧૩૩૮ મા મહમદ તઘલખશાહે દિલ્હીના બદલે દેવગીરને રાજધાની તરીકે પસંદ કરીને દિલ્હીના રહેવાસીઓને ત્યા વસવા ફરજ પાડી હતી

દોલતાબાદની જીતે દિલ્હીની સત્તાને ૧૩૪૭ મા ઉખાડીને અલ્લાઉદ્દીન હસન ગાગો બહમનીને રાજપદ આપ્યુ જેણે રાજધાની તરીકે ગુલબર્ગાને પસંદ કર્યું હતુ સને ૧૬૩૨ મા દિલ્હીના શહેનશાહ શાહજહાનના લશ્કરે ચાર મહિના સુધી ઘેરો ઘાલ્યા પછી દૌલતાબાદ જીતી લીધુ હતુ. અને શહેનશાહ ઔરંગઝેબે બીજાપુર તથા ગોલકોંડાના રાજાઓને ૧૬૮૬ અને ૧૬૮૭ મા હરાવીને તેમને આ કિલ્લામા કેદ રાખ્યા હતા

કિલ્લો ચો તરફ પાયામાથી સાઠ ફૂટની ઊંચાઇ સુધી લબ

છે ગ્રેશનથી શહેર કેટેક માઇલ દૂર થાય છે અને ત્યાં જવા-આવવાને વાહનો મળી શકે છે. શહેરમાં રેશમની પાઘડીઓ, સાડીઓ, કિનખાબ અને સોનેરી રૂપેરી તારો ખેંચવાનો ઉદ્યોગ ખીલતો જાય છે.

## અહમદનગર

મુંબઇ પ્રાંતના અહમદનગર જિલ્લાનું મુખ્ય શહેર છે; અને જી આઇ પી. રેલવેના ધોંડ-મનમાડ ફાંટા પર આવેલું છે. તેના વેપાર તેમજ લશ્કરી છાવણીનું મોટું મથક છે, અને જૂના ઐતિહાસિક શહેર તરીકે મશહૂર છે સ્ટેશન તેમજ શહેર નજીક ટ્રાવેલર્સ બંગલાઓ છે વાહનો વગેરે મળી શકે છે શહેર સુમારે ત્રણ માઇલ અને છાવણી પાંચ માઇલ થાય છે

અહીંયાં તેમજ આસપાસ જોવા જેવા ઘણા સ્થળો છે, તેમાં કિલ્લો પણ છે અને એ હજુ સુધી સારી સ્થિતિમાં સચવાઇ રહ્યો છે આ કિલ્લો મુસલમાની રાજાઓના અમલમાં બંધાયેલો છે. ફરતી ઊંડી ખાઇ છે અને તેના પર ઉંચકી શકાય એવો પુલ છે કિલ્લો ખાસ જોવા લાયક છે

જિલ્લાને લગતી તમામ ઓફિસો કચેરીઓ, હોસ્પીટલો, સ્કૂલો, કની મારકેટ વગેરે અહીં છે. છ માઇલ પર ટેકરી ઉપર સલાબત ખાનની મોટી કબર છે, જે હાલ સેનિટેરીયમ તરીકે વપરાય છે ઇ. સ. ૧૮૯૦ ની બોઅર લડાઇ પછી બોઅર કેદીઓને અહીં રાખવામાં આવ્યા હતા. પહેલા મહાયુદ્ધ વખતે જર્મન કેદીઓને પણ અહીં રાખવામાં આવ્યા હતા

રૂ દાબવાના અને કપાસ લોઢવાના પાંચ પ્રેસો અને સાત જિનો અહીંયા છે અહીંયાથી છ માઇલ પર આવેલ ડુંગર ગામમાં મોટો મેળો ભરાય છે પ્રાચીન કાળમાં શ્રીરામચંદ્રજીએ અહીં યા વસવાટ કર્યો હતો, એટલે એ પવિત્ર મનાય છે. વળી શિવનું મંદિર તથા

સીતાકુંડ પણ અહીંયાં છે અને એના લીધે દેવીવેલી મશહૂર છે.

અહમદનગર જૂના મુસલમાન રાજાઓની રાજધાનીનું શહેર છે. અહીંની વીર રાણી ચાંદબીબીએ ૧૫૯૬ માં અકબરની સેનાને મારીને ભગાડી હતી. ૧૬૩૭ માં આખરે મોગલ સામ્રાજ્યમાં ભેળાઈ ગયું હતું.

# ધૂલિયા

મુંબઈ ઇલાકાના પશ્ચિમ ખાનદેશ જિલ્લાનું આ મુખ્ય શહેર છે અને એની વસતી ચાલીસ હજારની લેખાય છે. જી. આઈ. પી. રેલ્વેના ચાલીસગામ જંકશનથી રેલવેનો એક ફાંટો જાય છે.

જિલ્લાની તમામ કચેરીઓ અહીંયાં છે. હાઇસ્કૂલો, ઇસ્પિતાલ, દવાખાના, લાયબ્રેરી વગેરે જાહેર સંસ્થાઓની સગવડ છે. શહેરમાં સુધરાઇખાતું છે અને રસ્તા બધા સીધા છે. મુબઇ આગ્રારોડ શહેરની બજાર વચ્ચેથી જાય છે. રસ્તા પર વીજળી બત્તીઓ ગોઠવેલી છે.

શહેર નવું અને જૂનું એમ બે નામે ઓળખાય છે અને પાંજરા નદી પર આવેલું છે. નદી પર પુલ બાંધેલ છે. આ પુલની બીજી ગમ આવેલી વસતીને દેવપુર કહેવામાં આવે છે. નદી કાંઠે સડક બાંધેલી હોઇ સાંજે હવા ખાનારાઓ તથા ત્યાં આવેલા મંદિરોના દર્શનાર્થે લોકોની અવર જવર ઠીક પ્રમાણમાં નજરે પડે છે. વસતી મોટે ભાગે હિન્દુઓની છે. મુસ્લીમ વણકરોની સંખ્યા મોટી છે, જેઓ હાથસાળ પર મિલ સૂતરની સાડીઓ વણે છે.

પેદાશમાં મુખ્યત્વે કપાસ તથા મગફળી, તેલીબીયાં વગેરે છે. એટલે જિન, પ્રેસ, તેલની મિલો, હોવા ઉપરાંત બીજા કારખાનાઓમાં બરફનું કારખાનું, એક સ્પિનિંગ અને વિવિંગ મિલ પણ છે. શહેરમાં ત્રણસો જેટલી હાથસાળો ચાલે છે. તેલનો ઉદ્યોગ પણ મોટા પ્રમા-

ણુમાં છે એટલે તેની આશરે નવેક મિલો છે અને તેમાં એકંદર ૧૭૫ ધાણા છે. એક સાબુનું કારખાનું પણ છે. વેપાર ઉદ્યોગમાં મારવાડી તથા ગુજરાતી વર્ગ અગ્ર છે અને તેઓ અહીં વર્ષોથી આવીને વસેલાં છે. જિલ્લાની મુખ્ય ભાષા મરાઠી છે એક મરાઠી ટ્રેઈનીંગ સ્કૂલ, એક ટેકનીકલ સ્કૂલ, ઇતિહાસાચાર્ય રાજવાડેનું સંગ્રહસ્થાન વગેરે અનેક શિક્ષણ સંસ્થાઓ છે. અહીંયાં શેર ૮૦ ભારનો, પલો, ૪ મણનો, અને મુમ્બઈના ૧૪ મણનો બોજો છે.

મકાનો ત્રણ મજલાપર્યંતના મોટા ભાગે ધાબાવાળા છે. પાણીના નળોની સગવડ છે. એક નાનો સરખો જાહેર બાગ છે જેના પ્રવેશદ્વાર પર ઊંચું ટાવર ચણીને તેમાં ઘડિયાળ ગોઠવેલું છે. પાસે જ સેન્ટ્રલ જેલ આવેલ છે. જૈનોનું મંદિર બહુ ઊંચું અને ભવ્ય છે. મુસાફરો માટે ડાક બંગલો અને આગ્રારોડ પર ધર્મશાળાની સારી સગવડ છે. કોટન મારકેટ અને પાંજરાપોળ પારોળા જલગામ રોડ પર શહેર બહાર છે. અહીંથી અમલનેર, ધરણગામ, શીરપુર, નરદાના, માલેગામ, દોંડાયચા, ચાલીસગામ વગેરે શહેરો તરફ બસ સર્વિસ ચાલે છે.

દર મંગળવાર મોટી બજાર ભરાય છે અને દૂર દૂરના ગામડાંથી લોકો આવીને માખણ, ઘી વગેરે વસ્તુઓ વેચીને કાપડ વગેરે પોતાને જોઈતી ઉપયોગી ચીજ વસ્તુઓ લઈ જાય છે. શહેરમાં ચારેક સિનેમા થીયેટરો છે. ઉનાળામાં ગરમી બહુ પડે છે. માલેગામ રોડ પરનો વસવાટ દિન પ્રતિદિન વધતો જાય છે. ઘણી ખરી તેલની મિલો એ રસ્તા પર આવેલી છે. બાઈંગ, લોજીંગ, હોટલની શહેરમાં આગ્રા રોડ પર સારી સગવડ છે. પાણીના નળો ડેડર ગામની ટાંકીમાંથી લાવવામાં આવેલાં છે, જ્યારે મોતી તળાવમાંથી પાટ કાઢીને ખેતીને પાણી પૂરું પાડવામાં આવે છે.

## જલગામ

મુંબઈ ઇલાકાના પૂર્વ ખાનદેશ જિલ્લાનું મુખ્ય શહેર છે અને જી.

આર્ઈ. પી રેલવેપર જંકશન સ્ટેશન છે. અહીંથી અમનોર થઈને સુરત તરફ બી. બી, એન્ડ સી આઇ રેલવેની તાપ્તીવેલી રેલવે જાય છે. સ્ટેશન પાસે ડાક બંગલો, ધર્મશાળા વગેરે છે; અને વાહનો મળી શકે છે. શહેરની પશ્ચિમે ગીરના નદી વહે છે.

અહીં અનાજ તથા રૂનો મોટો વેપાર છે રૂ દબાવવાના પ્રેસો તથા કપાસ લોઢવાની જિનીંગ ફેક્ટરીઓ તથા સુતરની મિલો છે હરિપ-તાલ વગેરે જિલ્લાને લગતા ખાતા છે, પાંજરાપોળ તથા જૈનમંદિર છે. અજંટાની પ્રખ્યાત ગુફાઓ આડત્રીસ માઇલ થાય છે અને મોટર જઈ શકે છે.

## વરધા

મધ્ય પ્રાંતમાં જી આઇ પી રેલવેના ભુસાવળથી નાગપુર તરફ જતા ફાંટા પર આવે છે અને જંકશન સ્ટેશન છે. અહીંથી ચાંદા, બલ્લારશાહ ફાંટો નીકળે છે કે જે જૈનોના ભાડક તીર્થ થઈને કાઝી-પેટ જંકશન થઈ હૈદરાબાદ દક્ષિણ તરફ અને બેઝવાડા તરફ ચાલ્યો જાય છે. સ્ટેશન પાસે ડાક બંગલો અને ધર્મશાળા તથા ગામમાં લોજીંગ, બોર્ડીંગ હાઉસો છે. રૂનો મોટો વેપાર હોઈ જિનીંગ, પ્રેસીંગ ફેક્ટરીઓ વગેરે છે તથા બે હાઇસ્કૂલો, ન્યુ એડવર્ડ મેમોરિયલ હોસ્પીટલ, ટાઉન હોલ, જેલખાતું વગેરે ખાતા છે.

જૈનમંદિરો તથા સદ્‌ગત સુપ્રસિદ્ધ શેઠ બચ્છરાજ તરફથી બાંધવામાં આવેલું મંદિર ઉપરાંત નવભારત છાત્રાલય, કૉલેજ ઓફ કોમર્સ, બોર્ડીંગ, મહિલા આશ્રમ, વિદ્યાલય, કાકા કાલેલકર હસ્તક ચાલતું હિન્દી પ્રચારખાતું, નાલવાડીમાં આવેલ વિનોબા ભાવેનું આશ્રમ, ચર્માલય ગૌશાળા, ચરખા સરંજામ, અને મગન વાડામાં આવેલ મ્યુઝિયમ, કાગળ, સાબુ વગેરે બનાવટોના ખાતા, ઘંટી, ઘાણી, ગ્રામોદ્યોગની દુકાન વગેરે જોવા લાયક છે.

## સેવાગ્રામ

મહાત્મા ગાંધીજીનું આ આશ્રમ વરધાથી ચાર માઈલના અંતરે આવેલું છે. મોટર તથા ટાંગા જાય છે. અહીં ગૌશાળા, દુગ્ધાલય, વણાટશાળા, ખાદીની દુકાન, ખાદી વિદ્યાલય, બાગાયત, વનુપતકવી નયાતાલીમ, ઘટોની બનાવટ વગેરે ખાતા છે અને આશ્રમવાસીઓ કામ કરે છે.

આશ્રમવાસીને રહેવા માટે કાચા, પાકા ઝૂંપડા બાંધેલા છે અને સવાર સાંજ બે વખત ભોજનના વખતે થાળી, વાટકા વગેરે પોતાના જ રાખવા જોઈએ અને જાતે જ તેને સાફ કરી લેવાનો પ્રબન્ધ છે વસ્ત્રો પણ જાતે જ ધોઈ લેવા પડે છે. પરોઢિયે તથા સંધ્યા સમયે પ્રાર્થના કરવામાં આવે છે કે જેમાં મહાત્માજીની પધરામણી થાય છે.

## ભાંડક

મધ્ય પ્રાંતના ચાંદા જિલ્લાના વરોરાતહસિલમાં વરવાથી ૬૪ માઈલ થાય છે અને જી. આઈ. પી. રેલવેના વરધા-બલ્લારશાહ ફાંટાપર આવેલું એક નાનું ગામડું છે. પૂર્વે આ સ્થળપર ચારસો વર્ષ પૂર્વે ભદ્રાવતી નગરી નામે મોટું શહેર હતું, એ સમયની પ્રાર્શ્વનાથ પ્રભુની એક મોટી શ્યામમૂર્તિ થોડા વર્ષ પૂર્વે ખોદકામ કરતા નીકળવાથી એક મોટું વિસ્તૃત જૈનમંદિર તે જગ્યાપર બાંધવામાં આવેલ છે.

મંદિરમાં મૂળ નાયક તરીકે પ્રાશ્વનાથની મૂર્તિ સ્થાપીને બાજુમાં બે સુંદર શ્વેતમૂર્તિઓ બેસાડેલી છે. આ સિવાય બીજી પણ મૂર્તિઓ છે કે જે પાલીતાણા વગેરે સ્થળોએથી લાવવામાં આવેલ છે. મંદિર સાથે એક ગુરુકુળ ચલાવવામાં આવે છે, જેમાં ૨૦થી૨૫ વિદ્યાર્થીઓ છે. તેમના માટે એક મોટું નાનું મકાન પણ છે. ઉપરના માળ વિદ્યાર્થીઓનો વસવાટ છે અને ભોજનગૃહ રસોડું છે અને ત્યાં નોકરવર્ગ વગેરે રહે છે.

કમ્પાઉન્ડ વચ્ચે સુંદર બાગ છે; તેમાં આદીશ્વરનું નાનું મંદિર તથા દાદાજીના પગલાં છે. ધર્મશાળાની વ્યવસ્થા સારી છે. પાસે જ લાઇબ્રેરી છે. સ્થળ શાંત છે અને સ્ટેશનથી એક માઇલ થાય છે. ટ્રેનના સમયે મંદિરનો માણસ બળદગાડી સાથે સ્ટેશન પર હાજર હોય છે અને યાત્રાળુઓને તેમાં બેસાડી તેડી જાય છે. ગામની દોઢેક માઇલ પર બુદ્ધ સમયની ગુફા છે, જે જોવા જેવી છે.

## નાગપુર

મધ્ય પ્રાંતનું આ પાટનગર જી. આઈ. પી. રેલવે તથા બી. એન. રેલવેનું જંકશન સ્ટેશન છે. મુસાફરો સારુ સ્ટેશન પાસે ધર્મશાળાની સગવડ છે તથા શહેરમાં લોજીંગ અને બોર્ડીંગ હાઉસો પણ છે. શહેરની વસતી સુમારે ત્રણ લાખની છે. પ્રાંતની તમામ ઓફિસો અત્રે છે. ગવર્નરનું પણ મથક છે. શહેર ગીચ વસેલું છે. શહેરની વચ્ચે થઇને પાથડીપને જતો ભંડારા રોડ સાંકડો છે. વાહનો સ્ટેશન પાસે મળી શકે છે.

કેમ્પ એટલે મદરમાં વસવાટ છૂટો અને રસ્તા પહોળા કાંકરેટના સુંદર બાંધેલાં છે. હાઇકોર્ટનું મકાન, મ્યૂઝિયમ, મહારાજ બાગ, કાઉન્સીલ હોલ, કચેરીઓ, સેક્રેટરીએટ, સીતાબાલ્દી ટેકરીપર આવેલો કિલ્લો વગેરે સ્થળો જોવા જેવાં છે. કિલ્લો ઇ. સ. ૧૮૧૮માં બાંધવામાં આવ્યો છે. આ ટેકરીપર જ નાગપુરનો રેસિડન્ટ રહેતો હતો, જેના ઉપર નાગપુરના રાજા આપ્પા સાહેબ ભોંસલેએ સને ૧૮૧૭ના જાન્યુઆરી માસમાં હુમલો કર્યો હતો.

કર્નલ ગોહાને ગણ્યાગાંઠયાં થોડા સવારોની મદદથી રાજાના ૧૮૦૦૦ લશ્કરને ટેકરી પરથી ધકેલી કાઢયા અને થોડા દહાડા પછી બીજી સહાયતા મળવાથી મી. જેન્કીન્સને રાજાને શરણે આવવાની ફરજ પાડી હતી. અહીં બ્રિટિશ ઇન્ફન્ટ્રી રાખવામાં આવે છે. નાગપુરમાં યુનિવર્સિટી, ત્રણ કોલેજો, અને એક ઘણો ભપકાદાર ટાઉન હોલ છે. અહીં કપાસ, અનાજ, સંતરાંની નીપજ સારી થાય

છે. આ સિવાય કાપડ સૂતરની મિલ, જિનીંગ, પ્રેસીંગ ફેક્ટરીઓ વગેરે છે. માટીનું તથા કાચનું કામ પણ સારું થાય છે.

## રાયપુર

મધ્ય પ્રાંતના રાયપુર જિલ્લાનું આ મુખ્ય મથક છે અને વસતી સિત્તેર હજારની છે. બંગાળ નાગપુર રેલ્વે પરનું જંક્શન સ્ટેશન પણ છે. મુસાફરો સારુ સ્ટેશન નજીકમાં લોજીંગ, 'બોર્ડીંગ' હાઉસોની સગવડ છે.

પેદાશમાં ભાત, બીડીના પાન, લાકડું વગેરે છે. અહીંયાં ચોખા, તેલ તથા લાકડા વહેરવાની મીલ પણ છે. શહેરમાં મ્યુનિસિપાલિટી તેમજ વીજળીની રોશની છે. જાહેર બાગમાં રેડિયો ગોઠવેલો છે અને શહેરમાં નળો દ્વારા પાણી પૂરું પાડવામાં આવે છે.

અહીંયાં બોલાતી હિન્દી ભાષા બોલવાની ઢબમાં ફરકવાળી છે. રાજકુમાર કોલેજ, દૂધાહારી મંદિર વખણાય છે. જાહેર સભાઓ ગાંધી ચોકમાં બંસી રોડપર ભરાય છે. વેપારના મુખ્ય સ્થળ બંસી રોડ, સદર, ગોળ બજાર, રાયપુર ગંજ વગેરે છે. ત્રણ પાકા સિનેમા ગૃહો પણ છે. ડુંગરગઢથી રાયગઢ સુધીનો ભાગ છત્તીસગઢ કહેવાય છે. વસતીનો મોટો ભાગ અભણ અને આચાર વિચારમાં પાછળ જણાય છે. લોકની સ્થિતિ ગરીબ છે.

## બિલાસપુર

મધ્ય પ્રાંતના બિલાસપુર જિલ્લાનું આ મુખ્ય મથક છે અને પાંત્રીસ હજારની વસતી વાળું શહેર છે. બી. એન. રેલ્વે પરનું વળી એ જંક્શન સ્ટેશન છે. સ્ટેશન પાસે રેલ્વે ઓફિસરોના બંગલા આવેલા છે. સડકો કામની છે અને બન્ને પડખે ઝાડો રોપેલાં છે. મુસાફરો માટે શહેરમાં ગોળ બજારની ધર્મશાળા છે. વાહનો સ્ટેશન પાસે મળી શકે છે.

નીપજ ભાત, અનાજ અને તેલીબિયાંની છે. સડકો પર વીજળીની

રોશની છે. ઘરોમાં ઘણે ભાગે ઓર્ગિંગવેલ–કૂવા છે. શહેરમાં બે સિનેમા થીયેટરો છે. જૂની બજાર, ગોળ બજાર, સદર બજાર વગેરે સ્થળોએ થોકબંધ તેમ જ છૂટક વેપારીઓની દુકાનો છે.

## રાયગઢ

મધ્યપ્રાંતમાં આવેલું એક નાના હિન્દુ રાજસ્થાનની રાજધાનીનું શહેર છે અને વસતી પંદર હજારની છે. બી. એન. રેલવેનું સ્ટેશન છે અને મુસાફરો માટે સ્ટેશન પાસે ધર્મશાળા છે.

આ સંસ્થાનની ઊપજ ૮ સાત લાખની છે. પેદાશમાં મુખ્ય ભાગ ભાત છે. શહેરની બહાર મોટું મેદાન છે. ઑફિસરોના મકાનો, કચેરીઓ, સ્કૂલ વગેરે મકાનો એ મેદાનને ફરતા બાંધેલાં છે.

## ચક્રધરપુર

આ એક નાનું સરખું જાગીરી ગામ છે અને બી. એન. રેલવે પર પોસોઇટા સ્ટેશન પછી આવે છે. પોસોઇટા અને ચક્રધરપુર વચ્ચે ઘાડું જંગલ અને એક લાંબુ બોગદું આવે છે, અહીંથી રાંચી જવાની બસ સર્વિસ ચાલે છે અને મડક વિંધ્ય પર્વતના ટેખા ઘાટ પર થઇને જાય છે એ સડક પહાડો, હરિયાળા જંગલો વચ્ચે થઇને રાંચી જાય છે, જે ૭૨માઇલ દૂર થાય છે.

રસ્તો બિહામણો અને જંગલોમાં વાઘ વગેરે જંગલી પશુઓથી ભરપૂર છે. પીવાનું સ્વચ્છ પાણી મળી શકવામાં અડચણ પડે છે. એ પ્રદેશમાં મેલેરિયાનો ઉપદ્રવ ઘણો રહે છે તેથી મોટર બસમાં કંઇ ખોટીપો નીકળી પડે ત્યારે અને ખાસ કરીને રાતની વેળાએ જરૂર હાડમારી ભોગવવી પડે છે એ રસ્તે ચાઇબાસા તરફ પણ જવાય છે.

## રાંચી

બિહાર અને ઓરિસા પ્રાંતના છોટા નાગપુર જિલ્લામાં દરિયાની સપાટીથી સુમારે બે હજાર ફૂટની ઊંચાઇએ પહાડ પર આવેલું છે.

અને વસતી સુમારે ચાળીસ હજારની ગણાય છે.

ઉનાળામાં પ્રાંતનો ગવર્નર-અહીં આવી વસવાટ કરે છે, અહીંનું હવામાન પ્રાંતના બીજા મથકોના કરતાં આરોગ્યકારક અને સમશીલ છે સૃષ્ટિસૌન્દર્ય પણ આંખને ગમતું છે.

શહેરમાં મુસાફરો માટે ધર્મશાળાઓની સારી સગવડ છે. વળી સ્ટેશનથી થોડે છેટે સુંદર જગ્યા પર બી. એન. રેલવેનું હોટલનું મકાન મજાનું છે અને તેમાં દરેક પ્રકારની સારી સગવડ છે. ટેનિસ રમવાની પણ ગોઠવણ છે.

શહેરમાં મારવાડી બ્રાહ્મણોના ભોજનાલયો છે. અહીં બી. એન. રેલવેનું સાંકડા માપનું ટર્મિનસ સ્ટેશન છે. એ ફાંટો મુડા જકશનથી લાવવામાં આવેલ છે કે જે પહાડો પરથી અને ખીણોમાં આવેલાં ઘેરાં જંગલમાંથી થતો અત્રે આવે છે. સપાટ પ્રદેશ પર ભાતની પેદાશ કરવામાં આવે છે.

અહીંનાં મૂળવતનીઓ અનાર્ય હોઇ પુરુષવર્ગ એક જ ટૂંકું પોતિયુ અને સ્ત્રી વર્ગ સાડી પહેરે છે. મારવાડ તથા ગુજરાતનો કેટલોક વેપારીવર્ગ અહીં આવી વસેલો છે. જૈનમંદિર તથા જૈનધર્મશાળાની સારી સગવડ છે. નેતરકામ તથા લાખનો ઉદ્યોગ ધીકતો ચાલે છે. ઝાડો પર એક જાતના ઝીણાં જંતુઓ ઉછેરવામાં આવે છે, જેઓ પાંદડાં પર લાલ રંગનો ચીકણો પદાર્થ મૂકે છે તે તથા કીડાઓને ઉકાળીને લાલ ચીકટ કાઢીને તેની ટીકડીઓ કે નાના વાટા પાડી લાખ તૈયાર કરવામાં આવે છે.

મકાનો કેટલાંક ઈંટ-ચૂનાના મજલાવાળા પાકા બાંધેલા છે અને ઉપર ઘણા ભાગે છાપરૂં બાંધેલું હોય છે. જાહેર તથા સરકારી મકાનો બધા પાકા બાંધેલા છે. શહેરમાં દાક્તરખાનું, ઇસ્પીતાલ, તથા યુરોપિયન અને ઇન્ડિયન ગેડકાઉસ છે ગેડકાઉસનું કાર્યવખાણાય છે.

મુખ્ય બજાર મેઇન રોડ પર આવેલ છે. ત્યાં બે સિનેમા થીયેટરો છે. રસ્તો પહોળો છે અને ઠેઠ સ્ટેશન સુધી જાય છે. વાહનો વગેરે મળી

રાકે છે. હિન્દ નામનો પાણીનો ધોધ જે હિન્દમાં બીજા ઉત્તમ ધોધો સાથેની સરખામણીમાં આવી શકે તેવો છે, તે અહીંથી છવીસ માઈલ થાય છે અને સડકને લાગીને આવેલ છે,

અહીંથી હઝારીબાગ, પુરુલીયા, ચક્રધરપુર, તાતાનગર, ચાઈબાશા તરફ મોટર જાય છે અને માર્ગ વનસ્પતિથી ભરચક છે એટલે મુસાફરીમાં ખૂબ આનંદ આવે છે.

## તાતાનગર

બિહાર અને ઓરિસા પ્રાંતના છોટાનાગપુર જિલ્લામાં આવેલા જમશેદપુરના વિશ્વવિખ્યાત લોખંડના કારખાનાના અંગે વસાયેલી આ મહાન ઉદ્યોગનગરી છે. બી. એન. રેલવેની મૂળ લાઇનપરનું આ એક જંકશન સ્ટેશન છે. મુસાફરો માટે સ્ટેશન પાસે ડાક બંગલો તથા રેલવેનું રેસ્ટહાઉસ છે. જમશેદપુરમાં તાતાકંપનીનું કારખાનું થયા ને માંડ ત્રીસેક વર્ષ થયાં હશે પણ આજે તે બ્રિટિશ શહેનશાહતમાં મોટામાં મોટું ગણાય છે. એ કારખાનું જ્યાં આવેલું છે તે સ્થળ જમશેદપુર નામે ઓળખાય છે અને એની પાસેનો વિસ્તાર બિષ્ટુપુર કહેવાય છે. જમશેદપુરમાં પણ વિઝીટરો માટે રેસ્ટ હાઉસ છે અને તેમાં ઊતરવા સારુ પરવાનગી લેવી પડે છે.

બિષ્ટુપુરથી એક માઇલ છેટે વસેલા વસવાટને સાકચી કહેવામાં આવે છે અને સ્ટેશન પાસે વસેલા ભાગને જુગસલાઇ કહેવામાં આવે છે. થોડા વર્ષો પહેલાં અહીંમાં વસતી મુદ્દલ ન હતી. કેવળ જંગલ હતું. હવે લાંબું શહેર વસી ગયું છે. એની રચના ઉત્તમ છે. રસ્તા સારા તથા કેટલાંક ડામરના બનાવેલાં છે અને વીજળીની બત્તીઓ ગોઠવેલી છે. ચોપાસ હરિયાળી હોઇ ઉત્તર ભાગમાં યુરોપિયન તથા ઓફિસરો માટે બાગ વાળા બંગલાઓ બાંધેલા છે. સાકચીમાં મુસાફરો માટે ધર્મશાળાની સગવડ છે.

અહીં કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના ઘણા વતનીઓએ કામમનો વસવાટ કર્યો છે અને સોના, ચાંદી, અનાજ, કરિયાણું, કાપડ,

ચરાણી વગેરેનો ધંધો કરે છે. સાકચી તથા બિરડુપુરમાં શાકાહારી હોટલોની સગવડ છે. કારખાનું જોવાને વિદ્યાર્થીઓ, શિક્ષકો, ઇજનેરો વગેરે વિઝીટરો ચાલુ આવતા રહે છે. સ્ટેશન પાસે વાહનો મળી શકે છે.

ત્રણેક માઇલ પર નદી આડે બંધ બાંધીને તેના પાણીના પ્રવાહથી વીજળી પેદા કરી ૫૬૦૦૦ કીલોમીટર પાવર ઉત્પન્ન કરવામાં આવે છે કે જેથી કારખાનું વગેરે ચલાવવામાં આવે છે. વળી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓ હાઇસ્કૂલ, દવાખાનું, લાઇબ્રેરી, હસ્પિતાલ વગેરે ખાતાઓ અને રમત ગમતના સાધનો કારખાના તરફથી ચલાવવામાં આવે છે. કામદારોને સસ્તેથી જમીન આપી બાંધકામ સારુ ત્રણ ટકાના વ્યાજથી ૨/૩ રકમની લોન પણ ધીરવામાં આવે છે.

કારખાનું જોવા સારુ બિરડુપુર પાસે આવેલ જનરલ ઑફિસમાં ઇન્કવાયરી ખાતામાંથી પાસ મેળવવો પડે છે. એનો વિસ્તાર માઇલોમાં છે. જુદી જુદી ક્રિયાઓ-પ્રોસેસોના એક બીજાથી અલગ અલગ કારખાનાઓ છે અને ચો તરફ રેલના કાંટા નાખેલા છે. કાચો પાકો માલ પરબારો લાવવામા અને લઇ જવામાં આવે છે. કમ્પાઉન્ડમાં એક વિસ્તૃત તળાવ બાંધેલુ છે. કારખાનાની અંદર રેલવેની જે લાઇનો નાખેલ છે એની લંબાઈ એકંદર ૩૦ થી૩૨ માઇલ થવા જાય છે. કે જેના પરથી કારખાનાના વિસ્તારનો ખ્યાલ કરી શકાશે. જમશેદપુર સપ્ટેમ્બર પર્યંત બહુ ગરમ રહે છે અને રાતની વેળા આકાશ લાલચોળ માલૂમ પડે છે.

પહેલી ક્રિયા કોલસાને અતિ ગરમ કરી તેમાંથી કચરો બાળી નાખવામા આવે છે અને પછી પાણીથી એને ઠંડો પાડી શુદ્ધ કરવામાં આવે છે. દ્વિતીય ક્રિયા ઉકત શુદ્ધ કોલસા અને લોખંડના પથરાને ભઠ્ઠીમાં સાથે ઓગાળી ખરાબ રસને અલગ પાડીને ચોખ્ખા રસને તૃતીય ક્રિયામાં લઇ જવામાં આવે છે ત્યાં ચોખા રસમાં રહી ગયેલ કચરાને ઉડાડવામાં આવે છે, અને સ્વચ્છ રસને આગળ લઇ જઇને તેના જાડા બીમ પાડી પછી તેમને સાઇઝ મુજબ સાંધા, ટૂંકા, પાતળા,

જાડા, બનાવવામાં આવે છે. એવી જ રીતે શુદ્ધ. રસમાંથી સળિયા, રેસના પાટા, પતરાં વગેરે બનાવવામાં આવે છે. કારખાનું ચોવીસે કલાક–રાત અને દહાડો ચલાવવામાં આવે છે. અને પચીસ હજાર કામદારો રોજી મેળવે છે.

## કટક

બિહાર અને ઓરિસા પ્રાંતમાં મહા નદીના અખાત પાસે આવેલું આ પ્રાંતની સરકારનું મુખ્ય મથક છે અને એની વસતી સાઠ હજારની લેખાય છે. અહીંયાં ગવર્નર રહે છે.

બી. એન. રેલવે પરના સ્ટેશનથી ત્રણ માઇલ દૂર છે અને સ્ટેશન પાસે ડાક બંગલાની સગવડ છે. વાહનો વગેરે પણ મળી શકે છે. કચ્છી–ગુજરાતીઓનો વસવાટ હોઇ ગુજરાતી સ્કૂલ અને થોડીક દુકાનો પણ છે.

થોડુંક આગળ જતાં દાંતીઆ, કાંસકા, રમકડાં વગેરે શીંગડાની બનાવટોની દુકાનો આવે છે અને એ પછી થાણા–જિલ્લાના વસઇ તથા અગાશી ગામની જેમ લીલીવાડીઓ અને નાના તળાવો તથા તેના પરથી જતાં પગદંડા જેવો દેખાવ માલૂમ પડે છે. ચોપાસ નારિયેળ, સોપારી, કેળા વગેરે હરિયાળી તથા જાવળીના છાપરાંવાળા માટીના ઘરો આવે છે. એ પછી શહેર શરૂ થઇ મજલાવાળા મકાનો આવે છે કે જેના પર મોટાભાગે અગાશીઓ બાંધેલી હોય છે.

શહેરમાં કચેરીઓ વગેરે તમામ સરકારી ખાતાઓ છે, આટા તથા તેલની મિલો અને આઇસ ફેકટરી છે. સ્કૂલોનાં મકાનો સુંદર બાંધેલાં છે. રેપનશૉ કોલેજ ખૂબ પ્રસિદ્ધ છે. એક દિગંબરી જૈનોનું જૂનું મંદિર છે અને ખંડાગિરિ તથા ભૂવનેશ્વરીમાં પણ મંદિરો અને ગુફાઓ છે.

કટક શહેર ઝપડથી વિકાસ પામી રહ્યું છે. ચાંદીના ઝીણા તારનું ગૂંથણ કામ અહીં ઉમદા થાય છે અને સર્વત્ર સુપ્રસિદ્ધ છે. હેન્ડબેગો બૂટ્ટીઓ તથા કાનમાં પહેરવાના લટકણિયા બારીક તથા ઉત્તમ કારીગીરીના બનાવામાં આવે છે.

ાં પણ મારવાડી તથા કાઠિયાવાડી વેપારીઓની દુકાનો છે.
ઓ તેમ જ કુટ વગેરે છે.

## જગન્નાથપુરી

બિહાર અને ઓરિસા પ્રાંતના ઓરિસામાં બંગાળા ઉપસાગરના કાંઠે આવેલું આ પ્રખ્યાત તીર્થસ્થળ છે અને એની વસતી ત્રીશ હજારની લેખાય છે.

વોલ્ટેરથી કલકત્તા તરફ જતાં બી. એન. રેલવેના ખુરદા જંકશનથી એક ફાંટો ફૂટે છે અને જગન્નાથપુરીના ટર્મિનસ સ્ટેશન સુધી જાય છે. શહેરમાં અનેક ધર્મશાળાઓ છે, જેમાં ધનજી મુળજીની ધર્મશાળા સુઘડ અને સ્વચ્છ છે. દરેક પ્રકારની સગવડવાળી છે. વાહનોમાં સીગરામ, રિક્ષા વગેરે છે. બંગાળી ને મળતી ઉડિયા ભાષા અહીં બોલાય છે.

શહેરનો મુખ્ય રસ્તો અતિ પહોળો છે. જગન્નાથજીના મંદિર આગળથી એ શરૂ થાય છે અને રાજાના મહેલ તરફ જાય છે. એ રસ્તા પર સામસામે મજલાવાળા મકાનો તથા ધર્મશાળાઓ છે. આ અવળા રસ્તાઓ સાંકડા અને વાંકા હોઈ મકાનો પણ ભાગેલાં છે. શહેરમાં કોઈ પણ પ્રકારનો વ્યાપાર નથી. માત્ર હલવાઈ અને ઘણું સામાન વેચનારાની દુકાનો છે. તેમનો રોજગાર પણ દમવગરનો છે કારણ કે મંદિરનો ભોગ મોટા જથ્થામાં અને સસ્તો વેચાય છે. યાત્રાળુઓ તે જ પસંદ કરે છે. કેટલાક બહાર વેચાતા ભોગના કરતાં મંદિરની અંદર વેચાતો પસંદ કરે છે કારણ કે એ સારો અને સ્વચ્છ હોય છે.

શહેરમાં પાણી કૂવાના વપરાય છે. નળો નખાઈ ગયા છે એટલે થોડા વર્ષોમાં નળનું પાણી અને વીજળીની રોશની થશે અને રસ્તા સુધારવામાં આવનાર છે.

અહીં અસલ રાજપૂતોનું રાજ્ય હતું પણ ચાળીસ વર્ષથી બ્રિટિશ સરકાર હસ્તક છે, અને રાજાને બાવીસ હજાર રૂપિયાનું વર્ષાસન આપી

આપવામાં આવેલ છે. મંદિર પર રાજાની હકૂમત છે. શહેરમાં જાત્રાળુઓની આવ જાવ ઘણી છે, જેથી ભિક્ષુકો, બ્રાહ્મણો અને પંડ્યાઓની જમાવટ કાયમ માલૂમ પડે છે.

જગન્નાથનું મંદિર સાદા કાળા પથ્થરનું છે અને ફરતો ઊંચો કોટ છે. મંદિર ઊંચાણવાળી જગ્યા પર આવેલું છે. એટલે થોડાક પગથિયા ચઢવા પડે છે. મંદિરની અંદર અંધારું રહે છે અને ત્રણ મૂર્તિઓ છે કે જેમનો ચરણસ્પર્શ કરી શકાતો નથી, માત્ર તેમના આસનોને માથું અડાડી શકાય છે. મંદિરની પરિક્રમ્મામાં પંડ્યા તેમ જ બ્રાહ્મણો હાજર રહે છે અને દક્ષિણા માટે શરમાવે છે. કેટલાંક યાચકો હાથમાં ઝીણી બે ચીપટ લઇ યાત્રાળુને માથે કે ખંભે આસ્તેથી ઠોક્યા કરી પાછળ પાછળ જઇને કંટાળો આપી પૈસા પડાવે છે. દર્શનનો સમય સવારના ૯ થી ૧૦ અને સાંજે આઠ પછી રાખેલ છે. મંદિરનું શિખર ઊંચું છે. ગોપુરના કરતાં જુદા પ્રકારનું છે.

રથયાત્રા એટલે જગન્નાથકાર ફેસ્ટીવલ દર વર્ષે જૂન-જુલાઇમાં થાય છે- વર્ષમાં એક વખત અષાઢ માસમાં જગન્નાથજીની ત્રણે મૂર્તિઓને રથોમાં બેસાડી થોડે છેટે આવેલા બીજા મંદિરમાં લઇ જઇને બેસાડવામાં આવે છે. એ વેળા યાત્રાળુઓ રથને દોરડાથી ખેંચે છે. ઉક્ત મંદિરમાં એ મૂર્તિઓ સાત દહાડા રહે છે અને ત્યાં સુધી ઊચ-નીચ ગમે તે વર્ણનો માનવી તેમના ચરણસ્પર્શ કરી શકે છે. સાત દહાડા પછી તે મૂર્તિઓને સ્નાન કરાવી પુનઃ મુખ્ય મંદિરમાં લઇ જઇને બેસાડે છે અને એ પછી કોઇ સ્પર્શ કરી શકતું નથી. તેમ જ અછૂત મંદિરમાં પ્રવેશી શકતા નથી. રથને પણ ભાંગી નાખવામાં આવે છે અને પૈડાં સુધી તમામ લાકડકામ છૂટું કરીને વેચી નાખવામાં આવે છે અથવા બાળી નાખવામાં આવે છે.

મંદિરથી દરિયો એકથી દોઢ માઇલ થાય છે. સમુદ્ર કિનારો રેતાળ છે. રેતી ઊડે છે અને ઘણી જગ્યાએ રેતીના ઢગો જમા થયેલા

માલૂમ પડે છે. ત્યાં એક ઊંચા મકાન પર દીવાદાંડી છે અને થોડે દૂર વાનટા કાઠી છે. દરિયા કાંઠે મકાનો બે મજલા સુધીના છૂગ છૂટા બાંધેલાં છે, અને ઉપર અગાશી કરેલી હોય છે.

આર્યનિવાસ, શાંતિ નિવાસ એક મજલાના તથા સીવ્યું અને વિક્ટોરિયા કલમ મજલાવાળા હોટેલો છે. દરિયો તદ્દન ખુલ્લો હોવાથી મોજાઓ જોરથી અથડાય છે, અને રાતનો દરિયો ઘૂઘવે છે, જ્યારે દિવસે કિનારો બહુ તપે છે. બંગાળ ઉપસાગર પર આવેલા કેટલાક આરોગ્યવર્ધક સ્થળોમાં પુરી બધા કરતા કલકત્તા વાસીઓ માટે વિશેષ અનુકૂળ છે. પુરીમા સૌથી ઉત્તમ હોટલ બી. એન. રેલવેનુ ગણાય છે.

## કલકત્તા

બંગાળા ઇલાકાનું આ પાટનગર હુગલી નદીના કિનારે આવેલુ છે. આ શહેરની જગ્યાએ અંગ્રેજી રાજ્યની સ્થાપના થયાં પહેલા કાલીઘાટ નામનું એક ગામડું હતું, જેમાથી ફક્ત બસો વર્ષમા આ એક જંગી શહેર બનેલુ છે. ઇ. સ. ૧૬૮૬માં જોબચાર નોકે આ શહેર વસાવ્યુ હતુ અને એમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વખતમાં બધાયેલ ફોર્ટ વિલીયમ નામનો એક કિલ્લો છે.

અહીંયા અનેક સુંદર અને લાંબી વાંબી ઇમારતો હોવાથી યુરોપિયન લોકો એને મહેલોનુ શહેર કહે છે બ્રિટિશ સામ્રાજ્યની અંદર વસતીમા પહેલા નંબરનુ લંડન શહેર અને બીજા નંબરનું કલકત્તા લેખાયછે હિન્દના મુખ્ય બંદરો અને ઔદ્યોગિક શહેરોમા તેનો નંબર બીજો આવે છે. એનું બારુ સમુદ્ર કિનારા પર નથી પરંતુ હુગલીની ખાડીમા છે હુગલીના ઘણા ખરા ભાગમા રેતીના ભાગ હોવાથી આગબોટ હંકારતા ઘણી અડચણો પડે છે, અને મુખથી ઉપરવાસે છયાસી માઇલ પર આવેલું છે.

કલકત્તાની વસતી અઢાર લાખની ગણાય છે અને વિસ્તીર્ટરો સારુ

લૉજીંગ-બોર્ડીંગ હાઉસો, ધર્મશાળાઓ અને આલીશાન હોટલોની સગવડ છે. હેરીસન રોડ અને ચિત્તપુર રોડના ખૂણા પર આવેલી બાંગડ બિલ્ડીંગની પાછળ આવેલી દિગંબર જૈન ધર્મશાળા મશહૂર છે ભાષા મુખ્યત્વે બંગાલી અને હિન્દી છે લોકોનો ખોરાક મોટા ભાગે ચોખાનો છે. વસ્ત્રોમાં પુરુષ વર્ગ ખમીસ તથા ધોતિયું પહેરે છે. અને માથે ઉઘાડા રહે છે, જ્યારે સ્ત્રી વર્ગ સાડી તથા પોલકું અંગ પર પહેરે છે. અહીંનો બ્રાહ્મણ વર્ગ મત્સ્યાહાર કરે છે અને તેમાં હિંસા થતી હોય એમ માનતો નથી.

અહીંનું સ્ટેશન હાવરા બી. એન. રેલવે અને ઇસ્ટ ઇન્ડિયા રેલવેનું મોટું જંકશન સ્ટેશન અને ટર્મિનસ છે. પ્લેટફોર્મો લાંબા લાંબા બાંધેલાં છે. હાવરા અને કલકત્તા વચ્ચે હુગલી નદી વહે છે એટલે એના પર ખસેડી શકાય એવો ૧૫૨૮ ફૂટ લાંબો પૂલ ગોઠવેલો છે અને નદીમાંથી લાંચ બોટો તથા મોટા પડાવ વગેરેને પસાર કરવામાં આવે છે; અને ત્યારે પુલ ખસેડવામાં આવે છે, કે જે વેળા થોડો સમય કલકત્તા તથા હાવરા વચ્ચેનો વ્યવહાર અટકી જાય છે. હાવરા એ જુદું શહેર નથી પરંતુ હુગલીના જમણા કિનારે આવેલું કલકત્તાનું એક મોટું પરું કે ભાગ છે અલીપુર અને કાસીપુર પણ કલકત્તાના અગત્યના પરાં છે અલીપુરમાં બંગાળાના ગવર્નરનો બંગલો છે અને કાસીપુરમાં તોપનું મોટું કારખાનું છે

પુલના નાકાથી કલકત્તાનો મોટો સરિયામ રસ્તો શરૂ થાય છે અને ઈ. બી. રેલવેના ટર્મિનસ સિયાલદા સ્ટેશન સુધી જાય છે એ રસ્તો હેરીસન રોડના નામે ઓળખાય છે. અને ઘણો પહોળો હોઈ વ્યાપારનું મુખ્ય કેન્દ્ર છે. અમરતલા સ્ટ્રીટ, આરમીનીયન સ્ટ્રીટ, મછવા સ્ટ્રીટ, ચિતપૂર રોડ વગેરે લત્તાઓ પર પણ જથ્થાબંધ તથા છૂટક રોજગાર મોટા પ્રમાણમાં માલૂમ પડે છે શહેરનો વિસ્તાર ઘણો જ મોટો છે અને

ટ્રામો તેમજ બસ સર્વિસો દોડે છે શહેરમા વીજળીક

...તા તથા હાવરામા શણના કોથળા બનાવવાની અનેક મિલો ઉપરાંત બાન ભરડવાના ઘણા કારખાનાઓ અને અનેક ફેક્ટરીઓ છે, કોલસાનો ધંધો પણ ધીકતો છે

અહીંયા વરસાદ જૂનથી ઓકટો. ૨ દરમિયાન પડે છે અને એક દર ૬૦ ઈંચ પડે છે. ઘણા ખરા લત્તાઓમા પાર્કો—નાના નાના બાગો અને વચ્ચે તળાવો આવેલા છે હવામાન શિયાળામા ખુશનુમા છે એ સમયે ઘોડદોડ વગેરે શરતો અને રમતો ચાલતી હોય છે

કલકત્તાનુ મેદાન અતિ મોટુ છે અને પાર્ક સમાન સુંદર બનાવેલુ છે વિકટોરિયા મેમોરિયલનુ ખૂબસૂરત મકાન પાસે જ આવેલુ છે જોવા લાયક બીજા સ્થળોમા રેસકોર્સ, કાલીઘાટનું મંદિર હાઈકોર્ટનુ મકાન ગવર્નમેન્ટ હાઉસ ટેર્વિનિયમ, ઇન્ડિયન મ્યૂઝિયમ, રે મારકેટ, મલીક માર્બલ પેલેસ, બદ્રિદાસનુ જૈનમંદિર, ફોર્ટ વિલિયમ,...ોર, ધાકુરિયા તળાવ, એડનગાર્ડન રોયલ બોટેનિક ગાર્ડન ઝુઓલોજિકલ ગાર્ડન, ધી એગ્રીકલ્ચરલ અને હોર્ટીકલ્ચરલ ગાર્ડન વગેરે છે.

દુનિયામા ફક્ત કલકત્તાએ જ સ્ટાન્ડર્ડ ટાઇમ સ્વીકારેલ નથી આ શહેરનો ઘણો ખરો વ્યાપાર હુગલી નદી દ્વારા જ ચાલે છે

## દાર્જિલીંગ

બંગાળ પ્રાંતમા આવેલુ આ એક અતિ રમણીય અને સુપ્રસિદ્ધ ગિરિનગર છે હિન્દના ગિરિનગરોમા ખૂબ વિખ્યાત છે સાત હજાર ફૂટની ઊંચાઈએ હિમાલય પર્વતના એક નૈસર્ગિક શૃંગપર બંગાળ ઉત્તરમા એ વસેલુ છે કલકત્તાથી ૩૬૮ માઇલ થાય છે અને દેહ પર્યંત આગગાડી જાય છે સીલીગુરી જંકશન સુધી ઇસ્ટર્ન બંગાળ—રે બી રેલવે જાય છે અને ત્યાથી ઉપર ૫૧ માઇલ નાના માપની હિમાલયન રેલવે જાય છે, જે આડા અવળા વાંકા ચૂકા પહાડોના ચઢાણો પરથી સર્પાકારે ઊંચે ચઢતી જાય છે

રેલવે લાઇનની જોડાજોડ અને કોઇ વેળા જમણી બાજુ તો કોઇ વેળા ડાબી બાજુ, ક્યાંક ઊંચી તો ક્યાંક લાઇનથી નીચી ડામરની મોટર સડક બાંધેલી છે અને બન્ને તરફ શરૂઆતમાં ઊંચા હરિયાળા વૃક્ષોના જંગલો આવેલા ને એક તરફ વનસ્પતિથી ભરપૂર પહાડો અને બીજી તરફ વનરાજીથી ભરેલી ઊંડી ખીણો આવે છે. જેમ જેમ રેલવે ઉપર ચઢતી જાય છે તેમ તેમ પહાડો, ખીણો, અને તેમાં પડતાં ઝરણાં અને વહેતાં નદી નાળાં વગેરેનાં દશ્યો ખૂબ મનોહર લાગે છે, અને આખો ય પ્રદેશ રમણીય દીસે છે

રેલવે લાઇન કોઇ કોઇ ઠેકાણે સામસામી આવેલી બે ટેકરીઓ વચ્ચેની સાંકડી જગ્યામાંથી પસાર થાય છે અને કેટલાંક સ્થળોએ ખીણ કે ઊંચા પહાડના લીધે સીધી આગળ વધી શકતી ન હોવાથી રીવર્સ પાછી ફરીને ઊંચી સડક પર ચઢી આગળ વધે છે સડક પર બન્ને વચ્ચે નાનાં મોટાં ગામડાં અને સ્ટેશનો આવે છે જેમાં કુરસી ઓંગ ગામ વધારે મોટું અને ઊંચી ટેકરી પર આવેલું સ્ટેશન છે અને એની સામે બીજી ગમ બાનાસનની ઊંડી ખીણ આવેલી છે. ખીણના ઢોળાવ પણ ત્રસાકત છે અને ચાહની મોટી પેદાશ ઉત્પન્ન કરવામાં આવે છે.

આ પ્રદેશ પર જેમ જેમ ઊંચે ચઢતા જઇએ છીએ તેમ તેમ નવી દુનિયામાં જતા હોઇએ એમ નવીન મુસાફરોને લાગે છે કારણ કે અહીંના લોકોના શારીરિક બાંધા, ચહેરા, પોશાકો, આભૂષણો, ભાષા વગેરેમાં બહુજ તફાવત માલૂમ પડતો જાય છે બાંધા ઠીંગણા, ચહેરા ચપટા, નાક બેસેલાં, વર્ણ ગૌર તથા ગાલગોળ હોય છે નેપાલી સ્રીના પોશાકમાં સાડી બંડિયાન તથા માથા પર રૂમાલ હોય છે અને શણગારમાં નાક કાનમાં ચકકર જેવા ગોળ વીંટના, હાથમાં જાડાં કડાં, પગમાં સાંકળાં અને કપાળ પર સિંદૂરનાં તિલક હોય છે, જ્યારે ભૂતિયા-ભૂતાનના રહેવાસીઓમાં સ્રીઓ નાક-કાનમાં ઘરેણાં ઘાલતી નથી પણ ગળામાં એક પ્રકારનું શણગાર ઘાલે છે, બદન પર કાળો ઝબ્બો પહેરી માથા પર ડાઘનો કટકો રાખે છે.

લોકાની આર્થિક સ્થિતિ ગરીબ છે. સ્ત્રી-વર્ગ પણ દુકાનદારી, મજૂરી વગેરે કરે છે લોકો ખડતલ અને શ્રમજીવી છે. સામાનને દોરડું બેરવી દોરડાને કપાળે ભેરવીને ચઢાન કે ઢોળાવ પરથી સામાન ઊંચકી લઇ જાય છે અને હલકો સામાન અથવા નાના બચ્ચાને તળેથી સાંકડી એવી ઊભી ટોપલીમાં નાખી કે બેસાડીને લઇ જાય છે. અહીં વિશેષ ભાગે નેપાળી બોલી બોલાય છે. બંગાળ-ઇલાકામાં સિક્કિમ, કુચબિહાર અને ટિપેરા એમ ત્રણ નાના રાજ્યો છે અને એ ત્રણેના રાજકર્તાઓ હિન્દુ છે. દાર્જિલીંગ સિક્કિમમાં આવેલ છે અને સેનેટેરિયમ હીલ છે. બંગાળાના ગવર્નર ઉનાળામાં અહીં આવીને રહે છે.

મુસાફરો માટે લોજીંગ બોર્ડીંગ હાઉસો, મારવાડી મોહનલાલ બંસીલાલની ધર્મશાળા, લુઇસ સેનેટેરિયમ વગેરેની સગવડ છે. ભાડેથી પણ જગ્યો, કોટેજ વગેરે મળી શકે છે. હિન્દુ ધર્મશાળા સારી છે પણ લાંબો સમય રહેવા માટે સ્ટેશન પાસે આવેલ સેનેટેરિયમ બધી રીતે સગવડરૂપ છે તે સ્વચ્છ તેમ જ હવા ઉજાશવાળું છે. સંડાસ, બાથ આદિની સારી વ્યવસ્થા છે તથા ખીણો, પર્વતો અને દાર્જિલીંગના સકળ દશ્યો દેખી શકાય છે. શાકાહારી ભોજનની પણ ગોઠવણ છે પહેલો વર્ગ સુસજ્જિત બાથ વગેરેની સગવડવાળો છે અને દરરોજના ત્રણ રૂપિયા, બીજા વર્ગના દરરોજના સવા ત્રણ રૂપિયા તથા ત્રીજા વર્ગના દરરોજના પોણા બે રૂપિયા ચાર્જ રાખવામાં આવેલ છે. મહિના પૂરો રહેનારને સાડા બાર ટકા વળતર આપવામાં આવે છે.

હોટલો બધા કોસ્મોપોલીટન છે અને તેમાં માંસાહારી તેમજ શાકાહારી વિઝીટરો જમી શકે છે. શુદ્ધ શાકાહારી ખોરાક મારકેટ પાસે ગોળ બજારમાં મ્યુનિસિપલ મકાનમાં ચાલતા મારવાડી બ્રાહ્મણના બાસા-વીશીમાં તૈયાર કરવામાં આવે છે, જેમાં દાળ, ભાત, રોટલી, બે શાક અને પાપડ આપવામાં આવે છે અને એક ટંકના ચાર આના

લેવામાં આવે છે કોસ્મોપોલીટન હોટલોમાં તદન અલગ અને ખાતરી લાયક શાકાહારી ભોજનની વ્યવસ્થા માત્ર લુઇસ સેનેટેરિયમમાં ગોઠવેલી છે.

પ્રદેશ ડુંગરાળ હોવાથી મકાનો પહાડ તેમ જ ખીણના ઢોળાણ પરની સપાટ જમીન ઉપર બાંધેલા હોય છે, જેમાંના કેટલાંક બાગ સાથેના બંગલા ઘાટના તથા કેટલાંક મજલાવાળા પાકા ચણેલાં છે. જ્યારે કેટલાંક કારુગેટેડ પતરાના તથા વાંસડા ઊભા કરીને તેની પર લાકડાની ફ્લોરિંગ બનાવીને બે માળ પર્યંતના બારી, દરવાજા, દાદર વગેરેની સગવડવાળા જાપાની ઢબ પર બાંધેલાં છે.

અહીં પહાડોના ઢોળાણો પર ચાહની ખેતી કરવામાં આવે છે. એનો વિસ્તાર મોટો છે અને ઘણા ભાગે યુરોપિયનોના હાથમાં છે. જૂન-જુલાઇ મહિના વરસાદની ઋતુના ગણાય છે. એ વેળા વિઝીટરો ચાલ્યા જાય છે સપ્ટેમ્બર સારી સીઝન ગણાય છે. જાન્યુઆરી, ફેબ્રુઆરીમાં કોઇક વેળા બરફ પડે છે અને એથી રસ્તા આચ્છાદિત થઇ જાય છે, પણ સૂર્ય પ્રકાશતાં બરફ ગળી જાય છે, તેમ બારે બરફ પડતો નથી વાહનમાં મોટર, ઘોડા, રિક્ષા વગેરે મળી શકે છે પણ માલરોડ પર માત્ર ઘોડા અને રિક્ષા લઇ જઇ શકાય છે.

દાર્જિલીંગ બર્ચ, ઓબઝરવેટરી જલા પહાડ આદિ ટેકરીઓની ઢાળ પર વસેલું છે; અને અનેક નીચા ઊંચા રસ્તાઓ ગોળ ફરતા કાઢેલાં છે. તેમાં સૌથી ઊંચો માલરોડ અને માઉન્ટ પ્લેઝન્ટરોડ સુંદર છે. મેકેન્ઝી, રોબર્ટસન સ્ટેશન રોડ, કાર્ટરરોડ વગેરે રસ્તાઓ પણ સારા છે. માલ રોડ પર ગવર્નમેન્ટ હાઉસ, સુંદર બંગલા, અંગ્રેજી હોટલો, મોટી શોપો વગેરે છે. જ્યારે માઉંટ પ્લેઝંટ રોડપર પણ બંગલાઓ, હોટલો, દુકાનો આદિ આવેલા છે. સ્ટેશનરોડ પર લુઇસ જ્યુબીલી સેનેટેરિયમ, મારવાડી ધર્મશાળા, લોઝીંગ-બોર્ડિંગ હાઉસો, બજાર, મારકેટ વગેરે છે. એથી નીચેના રસ્તાઓ પર પણ વસવાટ અને દુકાનો વગેરે છે. રોપવે-થાંભલા પર ગોઠવેલા દોરડાથી માલ ઊતરે ચઢે છે.

તથા તેની ઊંચી ટેકરીઓ બર્ચહીલ, ઓબ્ઝરવેટરી હીલ વગેરે પરથી તથા ટાઇગરહીલ જે સાત માઇલ પર આવેલ છે અને કાલીમપોંગ કે જ્યાં વાયા ઘુમ થઇને મોટર જાય છે, ત્યાંથી કાંચન જંગ; એવરેસ્ટ આદિ બરફના શિખરો આસમાન સ્વચ્છ હોય ત્યારે ખૂબ સ્પષ્ટ દેખાય છે.

ટાઇગરહીલ પર મોટર તથા રિક્ષા જઈ શકે છે અને ઘુમથી ત્રણ માઇલ થાય છે, જેમાં અડધો માઇલ પગે ચાલીને ચઢવું પડે છે. અહીંયાં આવેલા મેદાનમાં ટેરેસ બાંધેલી હોઇને દાદર તથા દરવાજો મૂકેલ છે. ઉપર વચ્ચે થાંભલો ઊભો કરીને ગોળ બેઠક બનાવેલ છે. જણ દીઠ બે આના લેવામાં આવે છે. કાંચનગંગા ૨૮૦૦૦ અને એવરેસ્ટ ૨૯૦૦૦ ફૂટ ઊંચા છે. અહીં પ્રભાતે પાંચના સુમારે ક્ષિતિજમાંથી સૂર્ય બહાર આવે છે ત્યારે અતિ વેગથી ચકકરો મારતો સૂર્ય અને બરફના શિખરો ઉપર પડતા તેના પ્રતિબિંબોના અનેકવિધ દૃશ્યો ખૂબ ખૂબ આહ્લાદજનક અને ખાસ જોવા લાયક છે. એમાં પણ આકાશ સ્વચ્છ અને વાતાવરણ વિશુદ્ધ હોય તો અતિ ચોખ્ખું દેખાય છે.

ઘુમથી થોડેક છેટે એક ટેકરી પર બૌદ્ધ મંદિર–મઠ છે. બુદ્ધની મૂર્તિ બહુ ઊંચી છે. બન્ને પડખે બીજી પણ કેટલીક મૂર્તિઓ અને પાણીથી ભરેલા પ્યાલા પૂજા માટે રાખેલા રહે છે. રંગમંડપમાં સામ સામે ગોઠવેલાં સ્ટેન્ડો ઉપર બુદ્ધ ધર્મના તાડ પત્રો પર લખાયેલાં પુસ્તકો ગોઠવેલાં છે અને લામા સારુ આસન બનાવેલું છે. ભીંત પર દેવ દેવીઓના મનહર રંગીન ચિત્રો કાઢેલાં છે. એક નાની ઘંટી અને ચક્ર અંદર રાખેલ છે. મંદિરની બહારની ભીંત સાથે નવ નવ ચક્રોની હારો બાંધેલા છે અને દર્શનકાર તેને ફેરવતો જાય છે. લામા પણ હાથમાં તેવું જ ચક્ર રાખે છે.

ઘુમ ચાર માઇલ, કુરસીઓંગ ઓગણીસ માઇલ, તીનધારીઆ બત્રીસ માઇલ, સીલીગુરી રેલવે લાઇન પર પહાડની ઢાળ પર વસેલા છે. કાલીમપોંગ જ્યાંથી પણ કાંચનગંગા દેખાય છે તેની ઊંચાઇ ચાર

હજાર ફૂટ છે અને સીલીગુરીથી પણ રેલવે માર્ગે તથા મોટર માર્ગે જઇ શકાય છે. શિલોંગ જવા સારૂ સીલીગુરી આવીને પરબતીપુર જંકશન થઇને આમીનગામ સ્ટેશને ઉતરી રેલવેની લોંચમાં બેસી બ્રહ્મપુત્રા નદી પાર કરી આસામ બંગાળ રેલવેના પાંડુ સ્ટેશને પહોંચી ત્યાંથી મોટર વાહનમાં જવું પડે છે. સીલગુરીથી પરબતીપુર ૧૩૬ માઇલ અને ત્યાંથી આમીનગામ ૨૨૧ માઇલ અને પાંડુથી શિલોંગ મોટર માર્ગે ૬૮ માઇલ થાય છે.

## શિલોંગ

આસામના ખાસી અને જયંતિ પહાડના મધ્ય ભાગ પર આવેલી રમણીય સપાટ મેદાન પર દરિયાની સપાટીથી પાંચ હજાર ફૂટ ઊંચું વસેલું આ એક ગિરિનગર છે અને આસામનું પાટનગર છે. ત્યાં કાઉન્સીલ હૉલ અને ગવર્નરનો બંગલો છે. વસવાટ જુદા જુદા પહાડો પર છે. સડકો કાંકરેટની બાંધેલી અને પરસ્પર જોડેલી છે.

અહીંના હવા પાણી સારા હોઇ સેનેટોરિયમ ગણાય છે આસામ-બંગાળ રેલવેના પાંડુ સ્ટેશન આગળથી બસ ઊપડીને કામાખ્યા મંદિર પાસે થઇને ગૌહતી સ્ટેશને આવે છે અને ત્યાર પછીથી થોડેક આગળ જતા ઘાટ લાગે છે. ઘાટનો રસ્તો પહોળો અને ડામરનો છે. બન્ને તરફ પહાડી જંગલ છે, જેમાં મોટા ભાગે વાંસના ઝાડો, પાઇનના વૃક્ષો વગેરે છે અને કોઇક સ્થળે પાનના ખેતરો છે.

પાંડુથી શિલોંગ વચ્ચે મોટરની મોનોપોલી હોવાથી સાત દિવસની રીટર્ન ઇન્ટર ક્લાસ બસ ટિકિટના રૂપિયા નવ અને થર્ડક્લાસના રૂપિયા સત્યાચાર રાખેલાં છે, જ્યારે સિંગલ ફેર અડધા કરતા વિશેષ રાખેલ છે. શિલોંગમાં લોજીંગ અને બોર્ડીંગ હાઉસો અને ઘણી હોટલો છે. અર્લસેનેટોરિયમ જેને બરવા સેનેટોરિયમ પણ કહેવામાં આવે છે તે તેમ જ મારવાડી ધર્મશાળાની પણ સગવડ છે, તેની નજીક મારવાડી બ્રાહ્મણની વીશી છે, જેમાં જમવા વગેરેની સારી સગવડ છે. એક ટંકના પાંચ આના લે છે. વીશીને અહીંયાં બાસો કહે છે-પોલીસ

બજારથી થોડેક દૂર હેડળ ઊતરતા વીશી તથા ધર્મશાળા આવે છે.

બરુવા સેનેટેરિયમમાં ત્રણ બ્લોકો છે જેમાં રૂમ દીઠ વીજળીની બત્તી સાથે ઓછામાં ઓછું દરરોજનું પંદર આના ભાડું રાખેલ છે. સંગવડ જોઇતી હોઇને શાકાહારી મુસાફરો માટે સારું સ્થળ છે. કમ્પાઉન્ડ મોટું છે અને સ્થળ સુંદર છે. ભાડેથી શહેરમાં પણ મકાનો મળી શકે છે. શિલોંગની ટેકરીઓ પર પાઇનના વૃક્ષો દરેક જગ્યાએ નજરે પડે છે. મકાનો શીંગલ ઇંટની ભીંતના મોટા ભાગે ચણેલા છે અને ઉપર કોરગેટેડ છાપરું હોય છે, અથવા તો સંબંધ કોરુગેટેડના હોઇને ફ્લોરિંગ પાટિયાનો હોય છે.

શિલોંગને ૧૮૬૪માં ચેરાપુંજીના બદલે ખાસી અને જયંતી હીલ્સ જિલ્લાનું દીવાની સ્થળ મુકરર કરવામાં આવ્યું અને આસામનો જુદો પ્રાંત બનાવતા ૧૮૭૪ માં પ્રાંતનું મુખ્ય મથક ઠરાવવામાં આવેલ છે. હવા પાણી સમશીતોષ્ણ છે વરસાદ ૮૨ ઇંચ સરેરાશ પડે છે. ઘોડેસવારી, પોલો, ગોલ્ફ અને ક્રિકેટની સગવડ ઉત્તમ છે અહીં ૧૮૯૭માં થયેલા ગજબનાક ધરતીકંપ પછી બાંધકામમાંથી પત્થર અને ઇંટનો વપરાશ ઓછો કરી નાંખવામાં આવેલ છે શહેરને પીવાનું પાણી નજીકમાં આવેલી ટેકરીઓના ઝરામાંથી નળો દ્વારા આપવામાં આવે છે.

જોવા જેવાં સ્થળોમાં ગવર્નમેન્ટ હાઉસ, રેઇસકોર્સ, ગોલ્ફ લીન્કસ, તળાવ, બીશપ અને બેકન નામના ધોધો છે બીશપ અને બેકન બન્ને પાસે પાસે છે અને ડુંગરો પરથી પડે છે. નીચે ખીણમાં પમ્પીંગહાઉસ આવેલું છે અને તે સ્થળ બે માઈલ થાય છે.

અહીં મુખ્ય પેદાશમાં ચાહ, ભાત, બટાટા, સોપારી, કેળાં, સંતરાં, અનેનાસ વગેરે છે, દરિયામાં નીપજતી ચીજો તથા વાંસ, નેતર, પાઇન ઝાડમાંથી કોલટાર વગેરે બનાવવામાં આવે છે, એમનો સમાવેશ થાય છે. અપર આસામમાં દીબ્રુગઢ, સીપસાગર, જોરહાટ, ગોલાઘાટ નામના સ્થળો ચાહ માટે પ્રખ્યાત છે અને ત્યાંની ચાહ બહુ સારી લેખાય છે.

## ચેરાપુંજી

આસામ પ્રાંતમાં ખાસી નામથી ઓળખાતા ડુંગરો ઉપર આવેલું છે અને એક મશહૂર સ્થળ શિલોંગથી સાડત્રીસ માઇલ થાય છે અને બસ અવિરત દોડે છે. ભાડું જણ દીઠ એક રૂપિયો લેવામાં આવે છે.

ખાસીના ડુંગરો લગભગ વેરાન જેવા છે. કેટલેક ઠ્યાંએથી કોલસો નીકળે છે. વસવાટ ડુંગરાઓની ટોચ પર તેમજ તેમના ઢોળાવો પર દેખાય છે. એ ડુંગરાઓ ઉપર વરસાદ ઘણો પડે છે અને ચેરાપુંજી પાસે ૫૦૦ થી ૮૦૦ ઇંચ નોંધાય છે. પ્રથમ જિલ્લાનું સ્થળ હતું. મડક સારી બાંધેલી છે અને દેખાવો સુંદર લાગે છે.

આ પ્રદેશ પર વાવેતર કરવા લાયક જમીન ઘણી થોડી છે. બટાટા, કેળા, સંતરા સારા વખણાય છે. ચેરાપુંજી પાસે ખાસીના ડુંગરોની હારમાળા પૂરી થાય છે અને નીચે જે મેદાન દૃષ્ટિએ પડે છે તે સીલેટનું મેદાન કહેવાય છે. એ મેદાન પાણીના ખાબોચિયાંથી ભરેલું હોઇ તેમાં અનેક જાતની માછલીઓ ઉત્પન્ન થાય છે અને શિલોંગ તરફ નિકાસ કરવામાં આવે છે.

ચેરાપુંજી પાસે માસ્મમાય નામનો વિખ્યાત ધોધ છે કે જે દુનિયાના પ્રખ્યાત ધોધોમાં ચોથા નંબરે આવે છે અને તે તીરની માફક અમુક નીચાણ પરથી ૧૮૦૦ ફૂટ નીચો પડે છે. અને પડતાં પડતાં પાણીનાં વીસ ટકા જેટલો જથ્થો વરાળરૂપે બની ઊડી જાય છે; અને એ મડક પરથી દેખાઇ આવે છે. આ ઉપરાંત શિલોંગથી સાત માઇલ પર વિક્ટોરિયા તથા એલફન્ટ નામના ધોધો આવેલા છે.

## ગૌહતી

આસામ પ્રાંતમાં આ શહેર બ્રહ્મપુત્રા નદીના કાંઠા પર વસેલું છે અને વસતી આશરે પચીસ હજારની છે અને છૂટક છૂટક વસેલી છે વસતી મોટે ભાગે પરદેશીઓની છે, જેમાં મારવાડીનું પ્રમાણ ઠીક માલૂમ પડે છે.

બન્દર પાસે બ્રાહ્મણનો વાસો છે. મુસાફરો સારુ પી. ડબલ્યુના ક્વાર્ટર્સ અને ડાક બંગલાની સગવડ છે. ઠાકુરવાડીમાં પણ મુસાફરો ઊતરે છે. રવિવારે બન્દર ભરાય છે.

દિમાપુરના ખંડિયેર હજુ પણ નંગોરના જંગલમાં જડી આવે છે. શહેરના સ્થાન પર ઘાડું જંગલ ઊગી નીકળેલું છે. ત્યાં કેટલાંક સુંદર તળાવો દેખાય છે. અને કિલ્લા જેવું ખંડિયેર પણ દષ્ટિએ પડે છે. એમાં અચંબાકારક અવશેષોમાં એક જ પથ્થરના સોળ ફૂટ ઊંચાઈ સુધીના જાડા સ્તંભો છે. દિમાપુર નાગા પહાડ પર આવેલાં ગામો અને મણિપુરના વ્યાપારનો પાયો છે. મણિપુર જવા સારુ પાસપોર્ટ જોઈએ છે, તેના સારુ મણિપુરમાં રહેતા પોલીટિકલ એજંટને ટપાલ કે તાર દ્વારા અરજી કરવી પડે છે.

દિમાપુરમાં હાથ જંતરથી લેવાયેલું ૨ બજારમાં આવે છે. મણિપુર તરફ મોટરબસ નાગા પર્વત પર થઈને જાય છે કે જે ૧૩૩ માઈલ થાય છે અને ઇમ્ફાલ કે જે મણિપુર શહેરનું બીજું નામ છે ત્યાં પહોંચતા ૧૦–૧૨ કલાક લાગે છે. દિમાપુરથી નીકળી નીચીગડ કે જે સ્થળ ૧૦–૧૨ માઈલ થાય છે ત્યાં પાસપોર્ટ તપાસવામાં આવે છે અને નાગા પહાડનો ઘાટ ત્યાંથી શરૂ થાય છે. સડક ડામરની છે અને પડખે વિવિધ વનસ્પતિથી ભરેલા હરિયાળાં પહાડો અને ઝરણાં, નાળાં તેમ જ વનશ્રીથી ભરપૂર ખીણો આવેલી છે. સડક સર્પાકારે વીંટાળા લેતી પહાડોના ઢાળ પરથી જાય છે અને આસપાસનું દશ્ય રમણીય માલૂમ પડે છે. જેમાં પણ આઠથી બાર અને ૨૭ થી ૩૨ સુધીના માઈલનો દેખાવ બહુ રૂપ, મનોહર અને આંખને ઠંડક આપે છે. જ્યાં નજર નાખો ત્યાં વનરાજી માલૂમ પડે છે. જમીન તો મુદલ નજરે પડતી નથી.

નીચીગડ પછી કોહીમા નામનું મોટું ગામ આવે છે. જે મણિપુરરોડથી ૪૭ માઈલ થાય છે. એ પછી બીરમા અને પછી માઉગામ આવે છે, જ્યાં આગળ મણિપુરરોડથી ઊપડેલી મોટરબસો આવી જાય બાદ

મણિપુર શહેરથી આવેલી અને અટકાવી રાખેલી મોટરે રોડ તરફ અને ત્યાંથી આવેલી મોટરબસોને મણિપુર થ દેવામાં આવે છે. નાગા પહાડના લોકો મોટા ભાગે પે અને ઉપલું અંગ ઉઘાડું રાખે છે, જ્યારે સ્ત્રીવર્ગ છાતી સુધી કપડું વીંટાળે છે. નાગા પહાડની વસતીને નાગા લોકો કહેવામાં આવે છે.

ઘાટ પૂરો થતાં વનસ્પતિ પાંખી પડતી જાય છે અને મણિપુર ૧૨–૧૩ માઇલ રહેતા જાતના ખેતરો આવતા લાગે છે. નાગા પહાડ પર વાંસ, નેતર, દીવાસળીનું લાકડું, વગેરે ઊંચા વૃક્ષો અને જંગલી કેળાં આદિ અનેક વનસ્પતિ ઉગે છે.

## મણિપુરશહેર કે ઇમ્ફાલ

મણિપુર શહેર મણીપુર નામના હિન્દુ રાજ્યસ્થાનનું પાટનગર છે. મુસાફરો માટે ધર્મશાળાની સારી સગવડ છે અને બ્રાહ્મણની વીશી પાસે જ છે, સો એક મારવાડીની દુકાનો છે અને એક જૈન–દિગંબરી મંદિર છે. ઠાકુરવાડી એટલે દેવનું મંદિર રાજાના મહેલના કમ્પાઉન્ડમાં છે અને જોવા જેવું છે. લોકો નેપાળીને મળતા ઉજળા છે. પુરુષ વર્ગ ધોતિયું પહેરણ પહેરે છે. સ્ત્રી વર્ગ મોટે ભાગે છાતી સુધી કપડું વીંટાળે છે અને ઉપર સફેદ કપડું ખભા પર નાખે છે. અંબોડો ગૂથીને માથું ખુલ્લું રાખે છે. કાનમાં ઝીણું ઘરેણું પહેરે છે અને કપાળે નાક સુધી લાંબું ચંદનનું ટીલું તાણે છે. સુંબાઇની માછણોને મળતો પહેરવેશ જણાય છે, લોકોની સ્થિતિ ગરીબ છે.

સ્ત્રીવર્ગ હાથવણાટ, ભરત, ગૂંથણ વગેરે કળામાં પ્રવીણ છે. સાડી, ચોળીખંડ, ફેંટા, પછેડી, ધોતિયા, પહેરણનું કાપડ, ચાદર, મચ્છરદાની, ઓશીકાના કવરો, પરત, ટેબલક્લોથ, રજાઇ વગેરે તૈયાર કરે છે અને હાથે કાંતેલ તથા મોટે ભાગે મિલનું સૂતર, રેશમ વાપરે છે અને દરરોજ સાંજે ગુજરી ભરે છે, અને માલનું વેચાણ કરે છે. એ ગુજરીમાં સ્ત્રીઓના જ હાટો હોય છે અને ખાસ જોવા લાયક છે. આસામની સરહદને લાગીને આવેલ બ્રહ્મદેશમાં ગુજરીમાં સ્ત્રીઓ જ

વ્યાપાર કરે છે. પેદાશમાં ચોખા થાય છે અને ખાંડ બનાવવામાં આવે છે. આસામમાં મોટે ભાગે ગાયો ગોપાય છે.

વસતીમાં સ્ત્રી વર્ગનું પ્રમાણ ખરું મોટું છે. જેથી કેટલાક પુરુષોને બેથી વધુ સ્ત્રીઓ હોય છે. દુકાનદારી તથા બજારમાં સ્ત્રીઓ જ વધારે પ્રમાણમાં વ્યાપાર, રોજગાર કરે છે. વિશેષ પ્રમાણમાં કારણ જ સ્ત્રીઓ નાતિમાં પાછળ હોય એમ સંભળાય છે. તેમનો નાચ જુદા પ્રકારનો છે.

અહીંનો ક્ષત્રિય વર્ગ જુદા માંસ, ઈંડાં ખાતો નથી. જ્યારે નાના ગામમાં બ્રાહ્મણોને ભાવ આવતો નથી. ચોખા સુગંધીદાર થાય છે. વાકફળ્ છે દરેક પ્રકારની મળે છે જીવન-નિર્વાહ માસિક ના રૂપિયામાં થઇ શકે છે

પહાડપુરથી દામાપુર પાછા આવી પાંડુ, આગાનગામ, પન્વર્તીપુર જંકશન થઇને જમાનગંજ સ્ટેશને ઊતરી પહાડપુરના અવશેષો જોયાં

## પહાડપુર

ઈસ્ટર્ન બંગાળમાં આ ગામે જવાને જમાનગંજ સ્ટેશને ઊતરવું પડે છે. જમાનગંજ નાનું ગામ છે. અને પહાડપુરથી વધુ માઇલ ચાર છે જવાને ગાડું મળે છે. રસ્તો કાચો છે. જમાનગંજમાં મુસાફરો માટે ડાકબંગલાની અગવડ છે. અહીંના અવશેષો અતિ ચાર્વાક છે. એમાં એક મોટા વિસ્તીર્ણ મંદિરના ખંડિયેરના મધ્ય ભાગમાં ચોતરફ વિશાળ મકાન ખંડેર પડેલા છે. એક બીજા બુદ્ધ મંદિરના અવશેષો થોડેક દૂર જડી આવેલ છે. એ બધા અવશેષો ૭ થી ૧૨ સદીના જણાયા છે.

પહાડપુરના અવશેષો નિહાળી જમાનગંજ સ્ટેશને આવી આગ ગાડીમાં બેસી કલકત્તા થઇને નાગપુર રસ્તે ૨૭ મી મે ૧૯૪૦ ના રોજ ૬ મુકુંદ આવી મળો.

## કાનપુર

સંયુક્ત પ્રાંતમાં મોટું વેપારી તેમજ ઉદ્યોગી શહેર છે અને ગંગા

નદી પર આવેલું છે. વસતી ૨,૭૫૦૦૦ની છે. જી. આઇ. પી. રેલવેના ઝાંસી–કાનપુર ફાંટા પર એ મોટું જંકશન સ્ટેશન છે. તેમજ બી. બી. એન્ડ સી. આઇ., એન. ડબલ્યુ અને ઇ. આઇ. રેલવેનું સંગમ સ્થળ છે. ઉતારુઓની ધમાલ સદા રહે છે. સાત પ્લેટફાર્મ અને રિટાયરીંગ રૂમો વગેરેની સારી સગવડ છે.

મુસાફરો માટે સ્ટેશન પાસે તથા ગંગાજીના મિરસીયા, પરમેંટ વગેરે ઘાટો નજીક અને જૈન યાત્રાળુઓ માટે કાચના મંદિર પાસે ધર્મશાળા છે. મુરગંજમાં લોજીંગ અને બોર્ડિંગ હાઉસ અને હોટલોની સગવડ છે. સ્ટેશન પાસે દરેક પ્રકારના વાહનો મળી શકે છે. સિરસિયા ઘાટ સુધી શહેર વચ્ચે થઇને ટ્રામ પણ જાય છે. શહેરમાં મુરગંજ જેવા બેચાર રસ્તા પહોળા છે. બાકીના સાંકડા છે. શહેર અને છાવણી એ શહેરના બે વિભાગો છે. કેન્ટોન્મેન્ટ અથવા છાવણીનો વસવાટ છૂટો છવાયો છે અને રસ્તા પહોળા છે.

મકાનો અસલી બાંધણીના ત્રણ મજલા પર્યંતનાં છે. કેટલાંક મકાનને બહાર છજા કાઢેલાં છે, શહેરનો વિસ્તાર મોટો છે. કલેક્ટર ગંજ, કોપરગંજ મુરગંજ, નયાગંજ, આદિ બજાર તથા ઉદ્યોગના મોટા મથકો છે. પહેલા બે મથકોએ અનાજ તથા તેલીબિયાંના જથ્થાબંધ રોજગાર તથા છેલ્લાં બેમાં છૂટક વેપારીની મોટી દુકાનો છે. પેદાશમાં અનાજ, તેલીબિયાં, કપાસ વગેરે છે. તોલ ૮૦ ભારનો અને ભાવ ગેગ પર થાય છે. ભાવ કમિટી મુકરર કરે છે.

શહેરમાં વીજળીના દીવાઓ ગોઠવેલા છે. પાણી મોળું પણ હલકું છે. વસતીમાં હિન્દુઓનું પ્રમાણ મોટું છે. સ્કૂલો, કોલેજો, દવાખાના, હોસ્પિટાલ, લાયબ્રેરી આદિ છે. કોલેજોના બે મોટા મકાનો જાહેરબાગ વચ્ચે બાંધેલાં છે. ચાર સિનેમા થીયેટરો છે. અનેક જાતના તાબૂલ-નાગરવેલના પાન તથા તડબૂચો ફરુકાબાદથી અને ખડબૂચો લખનૌથી આવે છે. કોલસા, લાકડાં વગેરે મેવા પુષ્કળ પ્રમાણમાં આયાત થાય છે.

અલ્હાબાદ રોડ પર ઘોડદોડનું મેદાન આવેલું છે. ઠંડી સડક એટલે માલરોડ પર મોટી મોટી શોપો–દુકાનો છે. ક્વીનપાર્કમાં ક્વીન વિક્ટોરિયાનું કાંસાનું મોટું બાવલું છે, આગળ ચાલતાં ઇમ્પીરિયલ બેન્ક, ક્રાઈસ્ટ ચર્ચ, થીયેટર, મોટી પોસ્ટ ઑફિસ, અલ્હાબાદ બેન્ક અને ચેમ્બર ઑફ કોમર્સ આવે છે. જૂના કાનપુર પાસે મોડલ ફાર્મ છે.

ઉદ્યોગમાં ચરા ફેક્ટરી, આઇસ ફેક્ટરી, ખેયતેલનું કારખાનું, ગરમ તથા સુતરાઉ કાપડની મિલો, જિનીંગ પ્રેમો, ખાંડના કારખાનાં, ચામડાનાં કારખાનાં, બૂટ બનાવવાના કારખાનાં તથા ગંગાજીના કિનારે આવેલી ગવર્નમેંટ બૂટ અને આર્મી ઇક્વીપમેન્ટ ફેક્ટરી વગેરે જોવા લાયક છે ઉત્તર હિન્દુસ્તાનમાં સરસવનું તેલ મોટે ભાગે ખાવાના કામમાં વપરાય છે. હમણાં હમણાં મગફળીની પેદાશ મોટા પ્રમાણમાં કરવામાં આવે છે. અહીંયાં તંબૂઓ પણ સારા બનાવવામાં આવે છે.

ગંગાજીના પલેમેંટ ઘાટ પર આનંદેશ્વરનું મંદિર છે જ્યાં સ્નાન અને શ્રાદ્ધ કરવા માટે યાત્રાળુઓની આવ જાવ ચાલુ રહે છે. બ્રાહ્મણોએ ત્યાં છત્રાકાર લાકડાની હાટડીઓ ઊભી કરી છે. નદીનો પટ અહીં મોટો છે. ૧૮૫૭ ના બળવા વખતે કતલ થયેલા અંગ્રેજોની યાદમાં ગંગાજીના કિનારે સ્મારક ચણેલું છે, જે 'સતીચૌરા' નામથી ઓળખાય છે. એક કૂવો પૂરી આસપાસ સુંદર બાગ બનાવી સંગેમરમરની તકતીઓ કોતરીને બેસાડેલી છે. જૈનોનું કાચનું મંદિર નાનું હોવા છતાંય એનું મીનાકારી કામ ખૂબ આકર્ષક અને જોવાલાયક છે.

## લખનૌ

સંયુક્ત પ્રાંતમાં ગોમતી નદીના કાંઠે અઢી લાખની વસતી વાળું આ એક મોટું શહેર છે. ઇ. આઇ આર; ને અને બી. એન્ડ એન્ડ ડબલ્યુનું જંકશન છે. સ્ટેશનનું મકાન ભપકદાર ચણેલું છે. પાંચ પ્લાટફોર્મ છે. શહેરનો વિસ્તાર મોટો છે. વાહનો વગેરે સ્ટેશન પાસે મળી

શકે છે ઉતારુઓ માટે અમીનાબાદમાં જેઠીબાનની હિન્દુધર્મશાળા અને બોર્ડિંગ હોટેલ તથા ગોળ દરવાજા નજીક જૈનયાત્રિકો માટે લક્ષ્મીચંદની ધર્મશાળાની સગવડ છે. શહેરની બજારના રસ્તા મોટા અને અમુક સાંકડા છે તથા વીજળીની બત્તીઓની વ્યવસ્થા છે. પાણી ગોળું પણ હલકું છે. વસતીમા હિન્દુ પ્રમાણુ મોટું છે તો પણ સયુક્ત પ્રાંતના બીજા શહેરોના મુકાબલામા મુસલમાનો વધારે છે.

પેદાશમા અનાજ, તેલીબિયા તથા કપાસ છે આમા, ખડબૂચ, કલિંગર, લીચી, ફાલસા વગેરે ફળોની આયાત સારી થાય છે જથ્થાબધ માલની મડી શાહદતગજમા છે, જ્યારે છૂટક વેપાર સર્વત્ર છે. અમીનાબાદમા મોટી મોટી દુકાનો છે તેમ ૮૦ બજારો ચાલે છે. અહીં અત્તર, સુગધી તમાકુ, ગડાકુ વગેરે વસ્તુઓ સારી મળે છે, ખાંડ, તેલ, ચોટના કારખાના ઉપરાત ચામડાની બનાવટો પણ થાય છે. ચીકનુ કામ ઉત્તમ થાય છે. ચાર સિનેમા થીયેટરો છે. ખાવાના પાન અનેક જાતના વેચાય છે

શહેરમા હાઇકોર્ટ, કોલેજો, કમ્પીનીઓ, કચેરીઓ, તારટપાલ ઓફિસો તથા શ્રીમત વર્ગ અને નવાબોના મોટા મોટા મકાનો બાંધેલા છે. મોટો તથા નાનો ઇમામબાડો, રેસીડેન્સિ અને બેલીગાર્ડ-ગેટ, કેસરબાગ, છત્તરમજિલ, મચ્છીભવન, હુસેનાબાદ, વેધશાળા, લોખંડનો પુલ, મ્યૂઝિયમ પ્રાણિસંગ્રહસ્થાન, આલમબાગ, દિલકુશ વગેરે પ્રસિદ્ધ અને જોવાલાયક સ્થળો છે. ખરીદીનો માટે ગોળ દરવાજા પાસેનો ચૌક મશહૂર છે જૈનોના ૧૪ મદિરો છે, જેમા ચૂડી ગલીમા આઠ, દાલનાડીમા પાચ અને માલગજમા એક છે.

મોટા ઇમામબાડાનુ પ્રવેશદ્વાર દમામદાર છે. તેમા બાંધેલું મકાન ઊચું અને ખૂબ રોનકદાર છે અને ફરતો વિશાળ કમ્પાઉન્ડ છે એનો હોલ ૧૬૮ ફૂટ લાંબો છે, અને લાકડું કે લોખંડની વપરાશ વિના ઈંટ ચૂનાની મોટી કમાનો ઊભી કરીને તેના પર કારીગરની ગજબ કરેલી

છે. જાગે નાનો ઇમામબાગ મોટાની જેમ વિશાળ નથી. તેના હોલમાં મોટા મોંઘા કાચના ઝુમ્મરો ટાંગેલાં છે એ તાજિયા પણ મારવી રાખવામા આવેલ છે, જેમાંનો એક ચંદનનો બનાવેલો હોવાનું કહેવાય છે. બીજો તાજિયો પ્રત્યેક વર્ષે નવો બનાવવામાં આવતાં જૂનાને બૂડાડી દેવામા આવે છે કમ્પાઉન્ડમાં બગીચો અને હોજ છે.

રેસીડન્સીમાં ઇ સ ૧૮૫૭ ના બળવા વખતે મૃત્યુ પામેલા સર હેન્રી લોરેન્સ વગેરે અમલદારોની મદદગીરીના સ્મારકો ચણેલા છે; તથા લડાઇનું મોડલ તૈયાર કરીને ગોઠવેલું છે કેસરબાગ, એટલે જૂનું અંતપુર વિશાળ છે. તેમા સામ સામે મોટી મોટી ઇમારતો બાંધેલી છે તથા મનોમય બગીચામા મકબરા માલૂમ પડે છે છત્તર મંજિલના ઠાઠભાઓ ગોઠવેલા છે એ મકાન હાલ યુરોપિયન ... તરીકે વપરાય છે

આ શહેર પહેલા અયોધ્યાના નવાબની રાજધાની હતુ. અયોધ્યા રાજ્યના સ્થાપક સાદતખાન ૧૭૩૨મા ગવર્નર નિમાયો અને તેણે પોતાના વંશવર સુધી લખનૌને પસંદ કર્યું હતુ. ચોથા નવાબ અસફ-ઉદ્-દૌલાના વખતથી લખનૌનો દરમાંડ ચાલતો આવે છે સને ૧૭૯૮મા લખનૌના નવાબે લશ્કરના રક્ષણના બદલામા અડધું રાજ્ય અગ્રેજોને સોંપી દીધુ ૧૮૦૧ની સુલેહથી તે અગ્રેજોના હાથમા રખેવાળ તરીકે આવ્યા પછી નવાબની નબળી રાજ્ય સત્તાના ઓથા તળે ૧૮૫૬મા ખાલસા કરવામા આવ્યુ. અહીં લશ્કરી છાવણી છે.

ઉત્તર પ્રદેશમા બાસુદી, રબડી, દૂધ શરબત વગેરે પ્રવાહી પીણાં તથા ખાદ્ય વસ્તુઓ માટીની કુલડી કે પતાવળીમાં આપવામા આવે છે. આ તરફના ગામડામા પણ હલવાઇની દુકાન હોય છે, અને શાકપૂરી ગરમા ગરમ મળી શકે છે. બીજાના હાથનુ પકાવેલું ખાતા નથી તેઓ સતુ એટલે કે ચણાના અનાજનો લોટ પાણીમા કાલવીને ખાય છે.

## બરેલી

સંયુક્ત પ્રાંતમા રોહિલખંડમા આવેલું જિલ્લા તેમજ તાલુકાનુ

મુખ્ય શહેર છે. વસતી ૧,૩૦,૦૦૦ ની ગણાય છે. ઇ. આઇ અને આર એન્ડ કે રેલવેનું મોટું જંકશન સ્ટેશન હોઇ પાંચ તો પ્લેટફોર્મો છે. સ્ટેશન પાસે વાહનો મળી શકે છે, અને ઉતારુઓ માટે ધર્મશાળા અને લોજીંગ—બોર્ડિંગ હાઉસોની સગવડ છે.

શહેરનો વિસ્તાર મોટો છે, અને સીવીલ તથા છાવણી એમ બે વિભાગોમાં વહેંચાયેલું છે. બજાર પેઠી તથા છાવણીના રસ્તા પહોળા છે. મકાનો મોટે ભાગે એક મજલાના છે.

પેદાશમાં અનાજ, તેલીબિયાં તથા શેરડી છે છૂટક વેપાર રોજગાર સારા ચાલે છે ચારેક સિનેમા થીયેટરો છે. શહેરમાં વીજળીક બત્તીઓ છે અહીંનું પાણી હલકું અને મીઠું છે.

અહીંથી આગળ વીશેક માઇલ પર રામનગર ગામ પાસે મહાભારતના સમયનો અહિક્ષેત્ર નામનો નાશ પામેલ કિલ્લો જોવા લાયક છે.

## કાથગોદામ

સયુક્ત પ્રાંતના કુમાઉન વિભાગમાં હિમાલયની તળેટી આવેલ છે, અને આર એન્ડ કે રેલવેનું ટર્મિનસ સ્ટેશન છે ગણાય છે. અહિંથી હિમાલયના ઉંચા શિખરો પર આવેલા નૈનિતાલ અલ્મોરા, રાણીખેત, ચાનબોગ આદિવિખ્યાત સ્થળોએ જવાય છે. થમ સર્વિસ ચાલુ છે

## નૈનિતાલ

સયુક્ત પ્રાંતમાં કુમાઉન વિભાગમાં હિમાલયની એક ઉંચી ટેકરી પર ૬૫૦૦ ફુટ ઉંચાઇએ નૈનિતાલ નામના સુંદર સરોવરની પાળમાં વસેલું આ ગિરિનગર છે અને વસતી દશ હજારની અંદાજ છે.

આ શહેર આર એન્ડ કે રેલવેના કાથગોદામ ટર્મિનસ સ્ટેશનથી ચાલીસ માઇલ થાય છે અને ત્યાં જવા આવવાને ટુરીંગ કાર તથા મોટરબસો મળે છે તેથી આ શહેર જિલ્લાનું મુખ્ય સ્થળ હોઇ આ પ્રાંતના ગવર્નર ઉનાળામાં ત્યાં રહેવા આવે છે. વિઝીટરો માટે લોજીંગ બોર્ડીંગ હાઉસોની સારી સગવડ હોવા ઉપરાંત ધર્મશાળાઓ પણ છે.

તરફની ટેકરી પર મેટ જેનસદ અને સેંટ જાન્મીસ કૉલેજ, ગવર્નર તથા અમલદાર વર્ગ માટેના બગનાઓ વગેર વસવાટ માટ ઉત્તમ લેખાય છે ચાઇના પીકવાળી ટેકરી પણ વસવાટે સારી હોઇ ત્યાં પણ સુંદર બગલાઓ બાધેના છે

ચાઇનાપીકની ઊચાઇ દરિયાની સપાટીથી ૮૫૦૦ ફૂટ હોવાથી નીચે કાથગોદામ, રાણીખેત, આલ્મોડા આદિ દૂરનો હિમાલયનો પ્રદેશ અને બરફના શિખરે આકાશ સ્વચ્છ હોય તો સ્પષ્ટ નિહાળી શકાય છે. એ પિક પર પગપાળે અથવા ગાડી, ઘોડા વગેરે વાહન પર સવાર થઇને જઈ શકાય છે. અહિની મોસમ એપ્રિલ– સપ્ટેમ્બર લેખાય છે અને એ દિવસોમા પણ ઘણી વેળા વરસાદ પડીને ધુમ્મસ છવાઈ જાય છે.

અહીના હવા પાણી ઉત્તમ છે પાણી મીઠુ અને સ્વચ્છ છે ટેકરી પર વીજળીની બત્તીઓ છે ભેર ૮૪ બારતો છે. મુસાફર દીઠ એક રૂપિયો મ્યુનિસિપલ ટોલ ટેક્સ લેવાય છે. જૂનની તા ૧૫ મી થી સપ્ટેમ્બરની તા ૧૫ મી સુધી વર્ષાઋતુ ગણાય છે કોઇક વેળા અતિ વર્ષા થાય છે. રસ્તા બગડી જાય છે, અને વાહન વ્યવહાર અટકી પડે છે

અહીંના મુળવતનીઓનો પોશાક મર્યાદાવાળો ગરમ વસ્ત્રોનો છે સ્ત્રી વર્ગ નેરવાળો ઘાઘરો, લાબી બાયનુ બદિયાન અને માથે ચૂદડી ઓઢે છે લોકો જરા ઠીંગણા અને ખડતલ હોય છે

ઉત્તર હિંદુસ્તાનમા હોટલોમા લોજીંગ, બોર્ડીંગ બાઉસમાનુ મિશ્ર અલગ અલગ કરવાનો રીવાજ હોવાથી શાકાહારી તથા મિતાહારી મુસાફર વિના સકોચે રૂમ ભાડે રાખીને રહે છે, અને મનગમતો ખોરાક હોટલોમાથી કે બજારથી મંગાવી શકે છે, અથવા તો પોતાની રૂમમા પકવી શકે છે હિમાલયની ઘણી ખરી ટેકરીઓ પર અનેક જાતના ફળો તેમ જ વિવિધ શાકભાજી મળી શકે છે.

## ભવાલી

આલમોડા તરફ જતી સડકે ગ્રેવરી પછી આવે છે. આ ગ્યાન

જર્મના સેનેટેરિયમ માટે વખણાનું લીલોતરીથી ભરપૂર સુંદર ખીણ વચ્ચે આવેલું છે, અને હવા પાણી આરોગ્યરક્ષક લેખાય છે, વસતી સારી જેવી છે. ડાક બંગલો, લોઝીંગ-હાઉસો, હોટલો વગેરે દરેક પ્રકારની સગવડ છે.

આગળ ચાલતા બેરનાના ગરમપાણી નામે ઓળખાતી જગ્યા આવે છે. અહીં કોસી અને સરયુ નદીનો સંગમ થાય છે. મોટર બસ થોડો સમય ઊભી રાખવામાં આવે છે. ગરમ હવાને લીધે પાણી ગરમ રહેતું હોવાથી ગરમ પાણીસ્થળ કહેવાય છે. હિમાલયનો પ્રદેશ ઊંચા પહાડો, ઊંચી ખીણો, અને દરિયાઈ અટવીથી ભરચક હોઈ મોટર બસ સર્પાકારે જતી સડક પરથી ઘડીકમાં ખીણમાંથી તો ઘડીકમાં પહાડની ધારપરથી, ઘડીકમાં સખત ચડાવ પરથી તો ઘડીકમાં આકરા ઢોળાણ પરથી જતી હોય છે. એ વેળાનું દૃશ્ય માત્ર આહ્‌લાદજનક જ નહિ પરંતુ અનેરું ય છે.

હિમાલયના પહાડોના ઢોળાણ પર ઘણે ભાગે નાના નાના ખેતરો હોય છે અને તેથી છૂટી છવાઈ વસતી સર્વત્ર જણાઈ આવે છે.વળી અંદરના પ્રદેશમાં માત્ર પગદંડા અને કેડી માર્ગે જઈ શકાય છે. ઘોડા દાન્ડો, વગેરે વાહનોનું ચલણ વિશેષ છે. પણ જ્યાં જ્યાં મોટર બસ દોડે છે, ત્યાં લોકોના ધંધા થાકતા જાય છે.

## રાણીખેત

આલ્મોરાની સડક પર આવેલું મોટું મિલિટરી કેન્ટોન્મેન્ટનું સુપ્રસિદ્ધ સ્થળ છે. બજાર તેમ જ વસતી સારા પ્રમાણમાં છે. હોટલ, બોર્ડીંગ હાઉસો, ડાક બંગલા વગેરેની સગવડ છે. ગરમપાણી નામનું સ્થળ છોડયા પછી મોટર બસ મોટે ભાગે કોસી નદીની બાજુની બેખડ પરથી રાણીખેત સુધી જાય છે. એ વેળા આસપાસનું દૃશ્ય ઘણું રમણીય માલુમ પડે છે.

અહીંથી રામનગર તરફ બસ સર્વિસ ચાલે છે. રામનગર આર.

એન્ડ કે. રેનવેનું ટર્મિનસ સ્ટેશન છે. હરદ્વારથી બદરીનાથ, કેદારનાથ વગેરે તીર્થયાત્રાએ જતાં યાત્રાળુઓ, વળતી વખતે અહીં થઈને રામનગર જઈ આગગાડી પકડે છે. પણ હમણાં એ સડક બગડેલી છે; એટલે કાઠગોદામ જઈને ટ્રેનમાં બેસે છે.

## આલ્મોરા

સંયુકત પ્રાંતમાં કુમાઉન વિભાગમાં પંદર હજારની વસ્તીવાળું હિમાલયના એક ઊંચા પહાડ પર આવેલું આ ગિરિનગર જિલ્લાનું તેમ જ તાલુકાનું મુખ્ય સ્થળ છે. રાણીખેતથી આલ્મોરા ૩૨ માઇલ થાય છે અને ચીલના ઝાડોથી ભરચક જંગલ વચ્ચે થઈને તથા જવાની સડક પસાર થાય છે. આલ્મોરાનું સ્થળ દરિયાની સપાટીથી ૫૬૦૦ ફૂટ ઊંચું છે.

શહેર લાંબુ ને લાંબુ પહાડ તેમ જ એના ઢાળ પર વસાવેલું છે. મકાનો ટૂંકા મજલાના પતરાનાં છાપરા અને નાના બારી બારણાવાળા છે. બજારની સડક ૧૫ થી ૨૦ ફૂટ પહોળી છે, જ્યારે અંદરના ભાગમા સાંકડી ગલીઓ છે, જે ફરસબંધી કરેલી છે. પાણીના નળો ઘણે ભાગે ગલીઓમા જ ગોઠવેલાં છે, અને લોકો ત્યાં જ નહાવણ ધોવણ કરતાં હોવાથી ગંદકી રહે છે અને અવર જવરમા અડચણ માલૂમ પડે છે.

હિમાલય પર ઓકટોબર મહિનાથી બરફ પડવો શરૂ થાય છે અને સખત ઠંડી પડવા માંડે છે. પણ આ સ્થળે જવલ્લે જ તેમ બનતું હોવાથી ઠંડી કડક જણાતી નથી અને તેથી ઘણા પરદેશીઓ એ મહિનાઓમાં અત્રે રહે છે. વિઝીટરો માટે લોજીંગ, બોર્ડીંગ હાઉસો, ડાક બંગલાઓ તથા ધર્મશાળાઓની સારી સગવડ છે. વળી શહેરમા તેમ જ કેન્ટોન્મેન્ટ આદિ સ્થળોએ ભાડેથી પણ જગ્યા મળે છે.

પેદાશમાં ચોખા, ઘઉં, જુવાર વગેરે અનાજ ઉપરાંત કઠોળ તથા સફરજન, નાસપાતી વગેરે વિવિધ ફળો થાય છે. સુતરાઉ તથા ગરમ કાપડ હાથસાળ પર તૈયાર કરવામાં આવે છે, અને હાથે કાંતેલ તથા

મિલના સૂતરમાંથી ડ્રોઈંગનું કપડું તથા પશમીનાને વણવામાં આવે છે. પશમીના સારુ ઊન જર્મનીથી મંગાવવામાં આવે છે. ઉપરાંત અનેક જાતના વસાણા, ભાંગ, શિલાજિત, કસ્તુરી તથા લાંબા વાળના સુંવાળા મૃગચર્મો મોટા પ્રમાણમાં વેચાય છે. ચીલના થડના રસમાંથી ટોવટાર, ન્સેરેશ ફ્રમેસ આદિ તૈયાર કરવામાં આવે છે.

વસતી આ તરફ મોટે ભાગે હિન્દુઓની છે. મુસલમાન વસતી ઓછી છે ક્યાંક વટલેલ ખ્રિસ્તીઓ નજરે ચડે છે. શહેરની બજાર વચ્ચે લંડન મિશનનું મકાન છે. મિશનરીઓ હિન્દુ સંન્યાસીઓ કે બ્રહ્મચારીઓ જેવા ભગવાં વસ્ત્રો પહેરીને અજ્ઞાન લોકોને છેતરપીંડીથી વટલાવે છે અહીંના બ્રાહ્મણ કે વૈશ્યવર્ગ ઘણે ભાગે માંસાહારી હોય છે અને દેવદેવીઓ આગળ તેનો ભોગ ધરે છે. લોકોનો પોશાક મર્યાદાવાળો છે, સ્વભાવ નમ્ર છે અને તેઓ ભુતિયા, ગઢવાળી અને કુમાઉન ભાષા બોલે છે.

ડાકબંગલા બાજુ પહાડને છેડે જગ્યા પર કેન્ટોન્મેન્ટ અને બંગલાઓનો વસવાટ છે. હવાપાણી સારા છે. સડકો સારી બાંધેલી છે અને ત્યાંથી આગળ ચાલતાં ચીલકપટમાં શ્રી રામકૃષ્ણ કુટીર આવેલી છે, જે પહાડની ખીણની ધાર પર નાની સરખી એકાંત જગ્યા પર છે, શ્રી રામકૃષ્ણ મઠના સાધુઓ માટે એ બાંધેલી છે, જેમાં બ્રહ્મચારી મગન ચૈતન્ય તથા સ્વામી અનુભવાનંદનો હાલ મુકામ છે.

શહેરની ઉત્તરે નંદાદેવીનું મંદિર તથા જેલખાનું છે. શાણીધારા નામથી ઓળખાતા ભાગના હવાપાણી વખણાય છે. રહેઠાણો છૂટા છવાયાં છે. ચારેક માઈલ પર કાળામટી નામનો પહાડ છે. જેના ઊંચા શિખર પર બાંધેલા શિવાલય પરથી આકાશ સ્વચ્છ હોય ત્યારે હિમગિરિ સ્પષ્ટ દેખાય છે. તેમ ડાક બંગલાના વરંડામાંથી પણ નિહાળી શકાય છે.

હું ડાક બંગલામાં બે એક દહાડા રહીને કાળામટીપહાડ પાસે બે ત્રણ વર્ષથી રહેતા અને કૈલાસ તથા માનસરોવરની કઠિન યાત્રાએ ફરી આવેલા મુંબઈવાસી મારા મિત્ર વલ્લભદાસ તુલસીદાસની કુટીરમાં

ગહેવા ગયો. પાસે જ શાંતિલાલ નામનો નવયુવક જેમને અહીંની લોકલબોર્ડની શાળાઓમાં તકલી પર સૂતર કાંતવાનું શિક્ષણ અને વણાટ કામની તાલીમ આપવા માટે રોકવામાં આવેલ છે. અને જે શેઠ શ્રી વલ્લભદાસની સાથે કૈલાસ વગેરે સ્થળોએ જઇ આવેલ છે તેમનું કુટુંબ રહેતું હતું.

આ સ્થળ નૈનિતાલથી સડકે એંશી માઇલ થાય છે. પૂર્વે જ્યારે સડક બાંધેલી ન હતી ત્યારે ઊંચા પહાડોના ચઢાણો અને ઊતરાણો પરથી પગ પાળે અથવા ડાંડી પર બેસીને મુસાફરો જતા હતા; અને ૩૨ માઇલનો પગદંડો ગણાતો હતો.

## ખાલી

આલ્મોરા જિલ્લામાં દરિયાની સપાટીથી ૬૬૦૦ ફૂટની ઊંચાઇએ એક પહાડ પર આવેલું આ સ્થળ છે અને હમણાં 'શૈલાશ્રમ' નામથી ઓળખાય છે. અગાઉ વિલ્સન નામના એક અંગ્રેજની એસ્ટેટ હતી. આલ્મોરાથી દશ માઇલ થાય છે અને પગપાળે જવાય છે એ પગદંડો આઠથી દશ ફૂટ પહોળો છે પહાડની ધાર પરથી ઘડીકમાં ચઢાઇ પરથી તો ઘડીકમાં ઉતાર પરથી સર્પાકારે જાય છે. અને ખાલી નજીકનો દોઢ માઇલનો ચઢાવ સખત માલૂમ પડે છે

હું આલ્મોરા પહોંચ્યો ત્યારે એવા ખબર કાને અથડાયા કે શેઠ જમનાલાલજી બજાજ અને મુંબઇ શહેરની મહાસભા સમિતિના માનદ મંત્રી શ્રી આબીદઅલી જાફરભાઇ વગેરેનો શૈલાશ્રમમાં ડાવ છે. જેથી હું જવાનસિંહ નામના એક પહાડી કુલીના માથે મારો બિસ્તરો અને હેન્ડબેગ મૂકી તા. ૯મી જૂન ૧૯૩૩ના રોજ બપોરે ખાલી જવા ઊપડયો. પક્ષીઓનો કિલકિલાટ, સરિતાઓનો ખળખળાટ, બરફાચ્છાદિત શિખરોનો ચકચકાટ વગેરે હિમાલયના અદ્ભુત દૃશ્યોનો મને પ્રથમ અનુભવ મળ્યો. રસ્તામાં આવતી નાની દુકાનો પર ચાહ, પાન ખાઇ નવ વાગ્યા પહેલાં શૈલઆશ્રમ પહોંચતા

જણાયુ કે એ બન્ને ગૃહસ્થો મુંબઇ ચાલ્યા ગયા છે.

- જૈન આશ્રમમા રહ્યો એ બગલો જિર્ણોર્ણ જમીન પર આવેલો છે, તેમા અક્ષરજન, નાસપાતી, ગુલાબી વગેરે ફળવૃક્ષો તથા દેવદાર, ચીન આદિ મોટા ઝાડો તેમજ પુષ્પરોપાઓ ઉછેરીને સુન્દર બાગ બનાવેલો છે અને વચ્ચે કારંજા ગોઠવીને દરતુ પાન ફાઉન્ડ બાંધેલુ છે નળો મૂકીને પાણીની વ્યવસ્થા કરેલી છે

સ્થળ એકાંત અને લીલી વનરાજી વચ્ચે આવેલુ છે શેઠ જમના લાલના ગોના ગોકળના કારખાનાના મુનિમ તેમના ચિરજીવી તથા ભાઇ મોહન અને શેઠ ગોપાલદાસ તથા પ્રભુદાસ ગાંધી વગેરેનો ત્યા વસવાટ હતો એ દ્વારા હોત આશ્રમમા રહી ૧૧-૬-૩૭ના પ્રભાતે શેઠ ગોપાલદાસ, મોહન વગેરે મડળી સાથે વિંડસર અને ઝડીના પહાડો પર પગપાળે ચડી ગયો અને બપોરે પાછો આવી ગયો

## વિંડસર-ઝંડી

આ પહાડ ખાલી—જૈનાશ્રમથી નજી માઇલ થાય છે એની ઊંચાઇ દરિયાની સપાટીથી ૭૮૦૦ થી ૮૮૦૦ ફૂટની લેખાય છે પહાડની વનરાઇ મનોહર છે, ચઢાઇ બહુ કઠણ છે અને બન્નેના શિખરો પરથી હિમાલયના ઊંચા શૃગો ગેડી ખીણો અને સરિતાના ઊંડાણો નીચે નિહાળી શકાય છે ઝડી જેને ડ્રેગન શિખર કહેવામા આવે છે તે ૮૮૦૦ ફૂટ ઊંચુ છે

જૈનાશ્રમમાથી તા ૧૨-૬-૩૭ના રોજ પાછો આ મોરા આવી ગયો અને શેઠ શ્રી વલ્લભદાસની કુટીરમા રહ્યો આલ્મોરાથી કૈલાસ, માનસરોવર, પિંડારી ગ્લેશિયર માયાવતી (જ્યા સ્વામી રામતીર્થનું અદ્વિતીય આશ્રમ છે) તથા ગરુડ પહાડ આદિ સ્થળોએ જવાય છે પહેલા ચાર સ્થળો તરફ પહાડોની ખીણપર ની કિનારી તેમજ ઊંચા ઊંચા પર્વતોનો સખત ચઢાવ અને ઢોળાવ પર થઇને આવી દસ ફૂટ પગદંડો જાય છે, જ્યારે ગરુડ પહાડ સુધી મોટરની સડક છે

કૈલાસ, માનસરોવર આશરે ૨૦૦, પિંડારી ગ્લેશિયર ૬૮ ગાઉ,

## માયાવતી

આલ્મોરાથી માયાવતી તરફ જતા રસ્તામા આવતા પડાવો અથવા મુકામો અને તેમની વચ્ચેના અતર ઇત્યાદિ નીચે પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| ૧ લમગડા | માઇલ ૧૦ | ૪ ખેતીખાન | માઇલ ૪ |
| ૨ મોરનાલા | ,, ૮ | ૫ લોહાઘાટ | ,, ૬ |
| ૩ દેવીધૂરા | ,, ૧૦ | ૬ માયાવતી | ,, ૪ |

માયાવતી તરફ બીજે રસ્તે જતા આવતા પડાવો નીચે પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| ૧ લમગડા | માઇલ ૮ | ૪ ખેતીખાન | માઇલ ૧૪ |
| ૨ જેંતી | ,, ૮ | ૫ લોહાઘાટ | ,, ૬ |
| ૩ દેવીધૂરા | ,, | ૬ માયાવતી | ,, ૪ |

## ગરુડ પહાડ

આલ્મોરાથી ગરુડ પહાડ તરફ જતા રસ્તામા નીચેના મુકામો અથવા પડાવો આવે છે —

| | |
|---|---|
| ૧ સોમેશ્વર | માઇલ ૨૦ |
| ૨ કોસાની | ૧૦ |
| ૩ ગરુડ પહાડ | ,, ૧૦ |

આલ્મોરાથી ૧૪-૬-૩૩ના રાજ પ્રાતઃકાળે નીકળીને બપોરે કાથગોદામ સ્ટેશન આવી મોરાદાબાદ જવા રવાના થયો

## લાલકુવા

કાથગોદામ ટર્મિનસથી ચૌદ માઇલ પર આર એન્ડ કે રેલ્વેનુ આ જકશન સ્ટેશન છે અહીથી એક ફાટો બરેલી તરફ અને બીજો ફાટો કાશીપુર જંક્શન થઇને રામનગર તથા મોરાદાબાદ તરફ જાય છે આ સ્ટેશનથી દીવાસળીનુ લાકડુ મોટા પ્રમાણમા નિકાસ થાય છે કાશીપુર પર્યંત ઘાડુ જગલ માલૂમ પડે છે

## મોરાદાબાદ

સયુક્ત પ્રાતમા આવેલુ છે અને ૮૧૦૦૦ ની વસતીવાળુ છે

અને મોટર વાહનો રોજ જાય છે. સખત શિયાળામાં મસ્રૂર લોક વેપારીવર્ગ અહીં ઊતરી આવે છે.

શહેરમાં ત્રણ સિનેમા થીયેટરો છે. પેદાશમાં બધી જાતનું અનાજ પાકે છે. ચોખાની નીપજ સારી છે અને વખાણમાં છે. આંબા, લીચી આદિ અનેક જાતના ફળો થાય છે. તેમાં લીચીનું ઉત્પન્ન મોટું અને ખુબ વખાણાય છે. ચોખામાં હંસરાજ અને બાસમતી જાત ખૂબ શ્રેષ્ઠ લેખાય છે. ચા પણ પેદા થાય છે. આ સ્થળ ગુરુરામ રાયે સત્તરમી સદીના અંત ભાગમાં વસાવેલું છે. અને એના મંદિરના મકાનો ઉત્તમ કારીગીરીવાળા અહીં છે. અહીં આવેલાં વેધશાળામાં મોટામાં મોટા દુરબીનો છે. જંગલોમાં વાઘ, ચિતા, રીંછ, હાથી વગેરે હિંસક પશુઓ પણ છે.

## મસુરી

સંયુક્ત પ્રાંતના દહેરાદૂન જિલ્લામાં હિમાલય પર્વતની પ્રથમ હરોળથી ૬૭૦૦ ફુટ ઊંચી એક ટેકરી પર આવેલું બહુ હરિયાળુ અને રમણીય સેનેટેરિયમ સ્થળ છે. ઉનાળામાં સખત તાપમાંથી રક્ષણ મેળવવાનું વિખ્યાત ગિરિનગર છે. વસ્તી પાંત્રીસ હજારની ભરચક થઇ જાય છે આ સ્થળ 'ક્વીન ઓફ હીલ્સ'ના નામે ઓળખાય છે.

ઉક્ત મથક દહેરાદુનથી ૨૧ માઇલ થાય છે; અને રાજપુર થઇને મનિગ્યુ પર્યંત મોટર જાય છે, જ્યાંથી દોઢેક માઇલ પગ પાળે અગર તો ઘોડા, રિક્ષા કે ડાંડી પર બેસીને જવું પડે છે, રિક્ષામાં બે જણ બેસી શકે છે. અગાઉ રાજપુર પર્યંત સાત માઇલ સુધી મોટર જતી હતી અને ત્યાંથી સાત માઇલ પગદંડીનો રસ્તો હતો. વિઝીટરો સારુ ડાક બંગલો તથા લેન્ડોર અને કુલરી એમ મસુરીના બન્ને વિભાગોમાં લોજીંગ બોર્ડીંગ હાઉસો તથા ધર્મશાળાઓની સગવડ છે. મસુરી જતાં જણ દીઠ એક રુપિયો ટોલટેક્સ લેવામાં આવે છે.

રસ્તા સાધારણ પહોળાઇના અને ડામર વિનાના છે. વીજળી

યમુનોત્રીથી ગંગાગોત્રી પાછા આવીને ત્યાંથી ઉત્તર કાશી તથા ભટવાડી થઈ ગંગોત્રી ૯૧ માઈલ થાય છે અને રસ્તામાં નીચેના પડાવો આવે છે,—

(૧) ખરસાલ માઈલ ૫ (૨) રાણાગાવ માઈલ ૭ (૩) કુથનોર માઈલ ૭ (૪) ઉપલીકોટ માઈલ ૧૦ (૫) ઉત્તરકાશી માઈલ (૬) સુનેરા માઈલ ૬॥ (૭) ભગવાડી માઈલ ૮॥ (૮) ગંગાણાણી માઈલ ૮ (૯) સૂખી માઈલ ૧૦ (૧૦) ધરાલી માઈલ ૭ (૧૧) ભૈરોઘાટી માઈલ ૭ (૧૨) ગંગોત્રી માઈલ ૫

ગંગોત્રીથી ભટવાડી પાછા આવીને ત્યાંથી ત્રિયુગી નારાયણ થઈને કેદારનાથ ૧૨૨ માઈલ થાય છે અને રસ્તામાં નીચેના પડાવો આવે છે—

(૧) ભૈરોઘાટી માઈલ ૫ (૨) ધરાલી માઈલ ૭ (૩) સૂખી માઈલ ૭ (૪) ગંગાણાણી માઈલ ૧૧ (૫) ભટવાડી માઈલ ૯ (૬) સૌડગાવ માઈલ ૫ (૭) છુન્ન માઈલ (૮) બેલક માઈલ ૪ (૯) પગરાણા માઈલ ૫ (૧૦) ઝાલા માઈલ ૪ (૧૧) બૂઢાકેદાર માઈલ ૫ (૧૨) માનગિના માઈલ ૪ (૧૩) બૈર માઈલ ૨ (૧૪) ઘુત્તુ માઈલ ૯ (૧૫) પંવાલી માઈલ ૭ (૧૬) પુવાલી માઈલ ૨ (૧૭) મેગુ માઈલ ૧૦ (૧૮) ત્રિયુગી નારાયણ માઈલ ૫ (૧૯) શાકંબરી માઈલ ૧ (૨૦) ગણેશ માઈલ ૧ (૨૧) ગૌરીકુંડ માઈલ ૪ (૨૨) અમાર માઈલ ૨ (૨૩) રામવાડા માઈલ ૨ (૨૪) કેદારનાથ માઈલ ૨

કેદારનાથ થી પાછા, ચમોલી થઈને બદ્રીનાથ ૧૦૦ માઈલ થાય છે, એ રસ્તામાં નીચેના પડાવો આવે છે—

| | |
|---|---|
| ૧ રામવાડા માઈલ ૨ | ૨ ગૌરીકુંડ „ ૪ |
| ૩ રામપુર „ ૫ | ૪ ભાગ માઈલ ૫ |
| ૫ નાલા માઈલ ૬ | ૬ ગુપ્તકાશી માઈલ ૧ |
| ૭ ઉખીમઠ માઈલ ૨ | ૮ મણુશ માઈલ ૩ |

ઝૂલો હાલે નહિ માટે બન્ને તરફ જાડા મજબૂત તારના લાં
બેંચેલા છે અને તેમાં આંકડા વળગાડેલા છે અને લોઢાના તેમજ ..
રના દોરડાં મશીનથી ખૂબ ખેંચીને નદીના બન્ને કિનારે પત્થરના
બાંધેલા ઊંચા થાંભલા સાથે બાંધીને રસ્તોની સપાટી સાથે ઝૂલાને
મેળવી લીધો છે.

## હરદ્વાર

સંયુક્ત પ્રાંતના સાહરાનપુર જિલ્લાનું એક તાલુકાનું મથક છે
અને હિમાલયની તળેટીમાં ગંગા નદીના જમણા કાંઠા પર આવેલું
ઇ. આઇ. રેલવેના લકસર જંકશન થઈને દહેરાદૂન તરફ જતા ફાંટા
પર સુપ્રસિદ્ધ સ્ટેશન છે. હિન્દુ લોકોનું એ પ્રસિદ્ધ તીર્થધામ છે.
ગંગા નદી હિમાલયના પહાડી પ્રદેશ છોડી હિન્દના મેદાનમાં જે સ્થળે
દાખલ થાય છે તે સ્થળે એ આવેલું છે.

શહેર બહુ પ્રાચીન અને પાથરીપને વસેલું છે. સ્ટેશન પાસેનો
ભાગ માયાપુર, પછીનો હરદ્વાર અને ત્યાર પછીનો ભીમગોડા નામે
ઓળખાય છે. એની એક તરફ પહાડ આવેલ છે અને બીજી તરફ
ગંગા નદી વહે છે. મુસાફરો માટે સ્ટેશન પાસે ડાક બંગલો તથા
હરદ્વાર અને ભીમગોડામાં ધર્મશાળાઓની સગવડ છે કેટલાક
યાત્રાળુઓ જગા ભાડે રાખી નાનો સમય પસાર નાખે છે સ્ટેશન
પાસે કુલી તથા વાહન વગેરે મળી શકે છે. તથા હરદ્વારમાં ગંગાજીના
ઘાટ પાસે કેટલીક સારી બેઠકો છે અને ગરમ ભોજન મળી શકે છે.

કનખલ બે માઇલ થાય છે અને સ્ટેશન પાસેથી સડક જાય છે.
ત્યાં પણ ધર્મશાળાઓના સગવડ છે હરદ્વાર તમ જ લી ઘોડા જતી
સડક ઋષિકેશ તરફ જાય છે જે ૧૪ માઇલ થાય છે અને બસ સર્વિસ
ચાલે છે. ઉક્ત સ્થળોએ નાના મોટા દેવ દેવીઓના મંદિરો છે. હર-
દ્વારમાં 'હરિ કે ચરણ' અથવા 'હરિ પાવરી'નુ માહાત્મ્ય અનેરુ છે,
આ ચરણ ગંગાજીના ઘાટ પર દીવાલમાં છાપેલા છે. દરરોજ સંધ્યા
કાળે તેની આરતી ઉતારવામાં આવે છે. સ્નાન, મુંડન, તર્પણ, અર્ચન,

પૂજન વગેરે આ ઘાટ પર નિયત સ્થાન પર કરવામાં આવે છે.

'હરકી પાવરી'નો ઘાટ ગંગાદ્વારના મંદિર આગળથી શરૂ થતી હરદ્વારની બજાર અને તેને અડોઅડ બાંધેલા ગંગાભિમુખ મંદિરો અને ધર્મશાળાઓને લાગીને સમાંતરે બાંધેલો છે અને તેને ફરસબંધી કરેલી છે. એ પાછળ રૂા. ૮૬૦૦૦ ખર્ચવામાં આવેલાં છે. હરદ્વારની બજારના ગંગાભિમુખ મકાનોના ઘણાખરાં પ્રવેશદ્વારો ઘાટ પર મૂકેલાં છે. ઘાટ બહુ પહોળા છે અને નદીમાં પગથિયાં બાંધેલાં છે. પંડ્યાઓએ પણ જલાંજલી વગેરે ધાર્મિક ક્રિયાઓ યજમાનોને કરાવવા સારુ ઘાટ પર લાકડાના માંચડા ઊભા કરેલાં છે.

બીજો ફરસ બંધી ઘાટ ચારે બાજુ પાણીથી વીંટાયેલા બેટ માફક નકશામાં જ ઉપરોક્ત ઘાટની ઉત્તરે બાંધેલો છે અને કાંકરેટનો પુલ બાંધી બન્નેને એક બીજા સાથે જોડી લીધા છે. પાણીનો વેગ અહીં બહુ તીવ્ર છે. એક તરફ કેનાલ અને બીજી તરફ મૂળ નદી એમ બે શાખામાં ગંગાજી આ ઘાટ આગળથી વહેતી જાય છે અને લહેરો ઉછળતી રહે છે. અહીં નદીનું તળિયું પત્થરનું હોવાથી પાણી બહુ સ્વચ્છ માલૂમ પડે છે અને કેનાલના પાણી કાનપુર સુધી વહેતાં જાય છે.

ઉક્ત ઘાટો પર સવાર સાંજ યાત્રિઓની ભીડ રહે છે અને નડો ઓછો થાય એટલે સાંજે ઘાટ ઉપર હજારો યાત્રાળુઓ બેઠા થાય છે. ઠેકાણે ઠેકાણે સાધુસંતો અને ધર્મપ્રચારકો વ્યાખ્યાન આપતા માલૂમ પડે છે અને ભજન કીર્તન થતા જણાય છે. ફેરિયાઓ દહીંવડા વગેર ખાદ્ય વસ્તુઓ અને શરબત વગેરે ઠંડા પીણાંઓ વેચતા હોય છે. યાત્રાળુઓ શેતરંજીઓ વગેરે પાથરી મોડી રાત સુધી ઉનાળામાં પડાવ નાખી પડ્યાં રહે છે. નદીનો પટ વિશાળ હોઈ સામા કાંઠાના પ્રદેશનું દૃશ્ય રમણીય લાગે છે.

સાંજે આરતીવેળા છાબડીમાં ફૂલો ભરી તેના પર ઘીનો કે કપૂરનો દીવો પેટવી કેટલોક છાબડીઓ એટલે આરતીઓ સાથે જપાની રંગબેરંગી ફાનસો નદીમાં તરતા મૂકવામાં આવે છે. એ તરતા જતાં

દીવાઓનો દેખાવ અતિમોહક અને આનંદ પમાડે એવો હોય છે.

દાનદક્ષિણાનું ફળ આ ક્ષેત્રમાં વિશેષ અંકાય છે. એટલે કેટલાક યાત્રાળુઓ ભિક્ષુકોને ભોજનવસ્ત્રોનું દાન કરીને પુણ્ય ઉપાર્જન કરે છે. અહીં ભગતને ભાગ, ગંજેરીને ગાંજો, ચરસ અને અફીણીને અફીણના પૈસા ઓછી તકલીફે મળી રહે છે.

સામે કિનારે પહાડ પર ચંડીદેવીનું મંદિર છે ત્યાં સડક રસ્તે કનખલ થઈને જઈ શકાય છે. કનખલમાં રામકૃષ્ણ સેવાશ્રમનું રુગ્ણાલયનું કામ પ્રશંસનીય છે અને આર્યસમાજીઓનું કાંગરી ગુરુકુળનું મહાવિદ્યાલય પણ જોવા જેવું છે. આ સિવાય સત્‌નિરાકાર, સત્‌નિરંજન વગેરે મઠો, આશ્રમો, પાઠશાળાઓ વગેરે અહીં ઘણાં છે. વર્ષાઋતુમાં મચ્છરોનો ઉપદ્રવ માલૂમ પડે છે.

કાંગરી ગુરુકુળમાં વસતીગૃહ, ભોજનગૃહ, વિદ્યાલય, સ્નાનગૃહ આદિ નાનાં મોટાં અનેક મકાનો આવેલાં છે. જગ્યા વિશાળ અને એકાંત છે. એમાં છથી આઠ વર્ષના બ્રહ્મચારી બાળકો જેમનાં માબાપો માસિક ચૌદ રૂપિયા આપી શકતાં હોય તેમને દાખલ કરવામાં આવે છે, અને મેટ્રિક થયા પછી તેમને કૉલેજમાં શિક્ષણ આપવામાં આવે છે અને સાથોસાથ વેદ, સ્મૃતિ તેમજ સંસ્કૃતનું પઠન, ખાદીનાં વસ્ત્રો પહેરવાનું, કાંતવાનું વગેરે ફરજિયાત ગણેલ છે. આ સંસ્થાના અધિષ્ઠાતા ગવર્નરના નામે ઓળખાય છે. વિદ્યાભ્યાસ કરીને ઉત્તીર્ણ થયેલા વિદ્યાર્થીઓને 'સ્નાતક'ની પદવી આપવામાં આવે છે. બહારના આયુર્વેદિક અભ્યાસીઓ જ કૉલેજમાં પ્રવેશ મેળવી શકે છે.

હરદ્વારથી રેલ માર્ગે દહેરાદૂન તરફ જતાં વચ્ચે પડમેરેનું જંગલ આવે છે. વચ્ચે બે બોગદાં આવે છે. અહીં શિલાજિત કસ્તૂરી વગેરે વસ્તુઓ નેપાળના પહાડોમાંથી મોટા પ્રમાણમાં વેચાવા આવે છે. રુદ્રાક્ષની માળાઓ તથા કંકુ એટલે હળદર ઘસવાની પથ્થરની નાની ગોળ છીપરો પુષ્કળ પ્રમાણમાં બજારમાં દેખાય છે. બદરીનાથ, કેદારનાથ વગેરે હિમાલયના ધામોની યાત્રાએ અહીંથી જવાય છે અને

| | | | |
|---|---|---|---|
| ૩ ગુનર | માઈલ ૬ | ૪ બડીબીજની | માઈલ ૮ |
| ૫ બદરમેત | ,, ૬ | ૬ મહાદેવ | , ૩ |
| ૭ કાંડી | ,, ૭ | ૮ વ્યાસ | , ૪ |
| ૯ દેવપ્રયાગ | , ૭ | ૧૦ રાણીકાબાગ | ,, ૭ |
| ૧૧ રામપુર | ,, ૩ | ૧૨ ભિલ્લકેદાર | , ૫ |
| ૧૩ શ્રીનગર | ,, ૩ | ૧૪ સુકરતા | , ૫॥ |
| ૧૫ બદ્રીમેગ | , ॥ | ૧૬ ખાકરા | ,, ૨ |
| ૧૭ નરકોટ | ,, ૨॥ | ૧૮ ગુલાબરાય | ,, ૩। |
| ૧૯ રુદ્રપ્રયાગ | માઈલ ૧॥ | ૨૦ રામપુર | માઈલ ૧ |
| ૨૧ અગસ્તમુનિ | માઈલ ૩॥ | ૨૨ સૌડી | , ॥ |
| ૨૩ ચંદ્રપુર | ,, ૨ | ૨૪ ભેરી | ,, ૦॥ |
| ૨૫ કુંડ | , ॥ | ૨૬ ગુપ્તકાશી | ,, ૨ |
| ૨૭ નાના | ,, ૧ | ૨૮ બેતાનારાયણ | ,, ૧ |
| ૨૯ બ્યોગ | ,, ૨ | ૩૦ ફાટા | , ૧ |
| ૩૧ રામપર | , ૫ | ૩૨ ત્રિયુગીનારાયણ | ,, ૮ |
| ૩૩ સોનપ્રયાગ | ,, ૦ | ૩૪ ગૌરીકુંડ | , ૨ |
| ૩૫ જંગલ | , ૨ | ૩૬ રામબાડા | , ૨ |
| ૩૭ કેદારનાથ | , ૩ | | |

હરદ્વારથી દેવપ્રયાગ ચમોલી થઈને બદરીનાથ ૧૮૩ માઈલ થાય છે અને રસ્તામાં નીચેના પડાવો આવે છે —

| | | | |
|---|---|---|---|
| ૧ ઋષિકેશ | માઈલ ૧૮ | ૨ લક્ષ્મણ ઝૂલો | માઈલ ૩ |
| ૩ ગુનર | ,, ૬ | ૪ બડી બીજની | , ૮ |
| ૫ બદરમેત | , ૫ | ૬ મહાદેવ | , ૩ |
| ૭ કાંડી | ,, ૬ | ૮ વ્યાસ | ,, ૮ |
| ૯ દેવપ્રયાગ | ,, ૭ | ૧૦ રાણીકાબાગ | , ૭ |
| ૧૧ રામપુર | ,, ૩ | ૧૨ ભિલ્લકેદાર | , ૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩ શ્રીનગર | માઇલ | ૩ | ૧૪ સુકરતા | માઇલ | પાા |
| ૧૫ ભટ્ટીસેર | ,, | ૩ાા | ૧૬ ખાકરા | ,, | ૩ |
| ૧૭ નગરકોટ | ,, | ૨ાા | ૧૮ ગુલાબરાય | ,, | ૩ાા |
| ૧૯ રુદ્રપ્રયાગ | ,, | ૧ાા | ૨૦ રતેંડા | ,, | ૬ |
| ૨૧ શિવાનંદી | ,, | ૨ | ૨૨ કમેડા | ,, | ૪ાા |
| ૨૩ ચટવાપિપળ | , | ૪ાા | ૨૪ કર્ણ પ્રયાગ | , | ૩ાા |
| ૨૫ લંગાસુ માઇલ | , | ૬ાા | ૨૬ સોનાલા | માઇલ | ૪ |
| ૨૭ નંદપ્રયાગ | માઇલ | ૪ | ૨૮ મૈથાની | ,, | ૩ |
| ૨૯ કોઠવી | ,, | ૨ | ૩૦ ચમોલી | ,, | ૨ |
| ૩૧ મઠ | ,, | ૨ | ૩૨ સિયાસેણુ | ,, | ૫ |
| ૩૩ પીપલ કોટી | ,, | ૩ | ૩૪ ગરુડ ગંગા | ,, | ૪ |
| ૩૫ પાતાલ ગંગા | ,, | ૨ | ૩૬ ગુલાબ કોટી | ,, | ૨ |
| ૩૭ કુમાર | ,, | ૨ાા | ૩૮ હાડકુંડ | ,, | ૩ાા |
| ૩૯ સિંગધાર | ,, | ૨ | ૪૦ જોશી મઠ | ,, | ૧ |
| ૪૧ વિષ્ણુ પ્રયાગ | ,, | ૨ | ૪૨ ઘાટ | ,, | ૪ |
| ૪૩ પેંડુકેશ્વર | ,, | ૨ | ૪૪ લામબગડ | ,, | ૨ાા |
| ૪૫ હનુમાન | ,, | ૩ાા | ૪૬ ગજેરા | ,, | ૪ |
| ૪૭ બદરીનારાયણ | ,, | ૧ | | | |

બદરી નારાયણથી ચમોલી, કર્ણપ્રયાગ ગોચોની, મેહચોરી ચૌખુટા થઇને રામનગર ૧૭૦ માઇલ થાય છે અને રસ્તામાં નીચેના પડાવો આવે છે—

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ હનુમાન | ,, | ૫ | ૨ પંડુકેશ્વર | ,, | ૬ |
| ૩ ઘાટ | ,, | ૨ | ૪ વિષ્ણુપ્રયાગ | ,, | ૪ |
| ૫ જોશીમઠ | ,, | ૨ | ૬ ગુલાબકોટી | ,, | ૯ |
| ૭ પાતાલગંગા | ,, | ૨ | ૮ ગરુડગંગા | ,, | ૨ |
| ૯ પીપલકોટી | ,, | ૪ | ૧૦ સિયાસેણુ | ,, | ૩ |
| ૧૧ ચમોલી | ,, | ૭ | ૧૨ નંદપ્રયાગ | ,, | ૭ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩ કર્ણપ્રયાગ | માઇલ | ૧૩ | ૧૪ સિમોલી | માઇલ | ૪ |
| ૧૫ આદિબદ્રી | ,, | ૯ | ૧૬ જંગલ | ,, | ૮ |
| ૧૭ રામ | ,, | ૨॥ | ૧૮ ગોવિંદ | ,, | ૩॥ |
| ૧૯ ગેલ ચોગ આમંલ | | ૭ | ૨૦ ચૌખુટા | માઇલ | ૮ |
| ૨૧ ખાસી રામ | ,, | ૭ | ૨૨ ભિકિયા સૈણ | ,, | ૧૨ |
| ૨૩ સિરકુટા | ,, | ૧૧ | ૨૪ ધ્રુગ્વા | ,, | ૬॥ |
| ૨૫ ગોંદી | ,, | ૪॥ | ૨૬ દ્વારા આમ | , | ૯ |
| ૨૭ ઉમરિયા | ,, | ૩ | ૨૮ ગુદારત | ,, | ૪ |
| ૨૯ રિફ્લી | ,, | ૪ | ૩૦ રામનગર | ,, | ૬ |

કર્ણપ્રયાગ પાછા આવતાં બદરી નારાયણની યાત્રા પૂરી થઈ લેખાય છે. મૈદીચૌરા આવતા કુલી-ડાંડી વાળાનો કરાર પૂરો થાય છે અને નવી વ્યવસ્થા કરી લેવી પડે છે. ચૌખુટાથી રામનગર અને કાથગોદામના રસ્તા જુદા પડે છે. સિરકુટીથી બેલગાડી ભાડે મળી શકે છે.

બદરી નારાયણથી ચમોલા, કર્ણ પ્રયાગ, સિમોલી, મૈદીચૌરી, ચૌખુટા આવી ત્યાંથી કાથગોદામ ૭૧ માઇલ થાય છે અને રસ્તામાં નીચે મુજબ પડાવો આવે છે —

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ મહાકાલ | માઇલ | ૮ | ૨ ધારાસુ | માઇલ | ૬ |
| ૩ ગણુલીયા પોખર | . | ૬ | ૪ મઝખાલી | ,, | ૭ |
| ૫ જંગલ | , | ૮ | ૬ કમરાઘાટ | ,, | ૬ |
| ૭ ગરમપાણી | ,, | ૭ | ૮ ભુવાલી | ,, | ૨૧ |
| ૯ ભીમતાલ | , | ૮ | ૧૦ નાગીપેન | ,, | ૬ |
| ૧૧ કાથગોદામ | ,, | ૪ | | | |

હરદ્વારમાં પ્રત્યેક બાર વર્ષે કુંભમેળો ભરાય છે, ત્યારે સાધુ, સંન્યાસીઓ, યાત્રિઓ વગેરે લાખોની સંખ્યામાં એકત્ર થાય છે. શૈવો હરદ્વાર કહે છે. વૈષ્ણવો હરિદ્વાર કહે છે. આ ઉપરાંત માયાપુર તથા કપીલા કે ગુ...ના એવા પ્રાચીન નામો પણ એ સ્થળના જણાય-

કાલકાથી સીમલા રેલવે તથા સડક બન્ને માર્ગે માઈલ થાય છે. બન્ને સડકો ઊંચા પહાડોના આ ઢોળાવો અને તેમની બેખડો તથા ઊંડી ખીણોની ધાર અવળા વીંટાળા દેતી ઘડીકમાં ઘેરાં દરિયાળાં જંગલ વચ્ચે, ઘડીકમાં પહાડોમાં કોરી કાઢેલા બોગદામાંથી સર્પાકારે ઉપર ચઢતા જાય છે અને સીમલા સ્ટેશને પહોંચે છે. થોડે છેટે ગુડ્ઝયાર્ડ આવેલું છે અને એ પણ કાર્ટરોડને લાગીને બાંધેલું છે.

સ્ટેશનનું મથક સુંદર તેમજ રમણીય જગ્યા પર બાંધેલું છે અને રેલવે લાઈન એકવડી-નૅરોગેજ હોઈ વચ્ચે નાના મોટા ૧૦૩ બોગદા આવે છે. આગગાડી ચાલતી હોય છે ત્યારે આસપાસના મનહર નાનાવિધ દૃશ્યો દેખી મન ઉલ્લાસ પામે છે, જ્યારે બીજી પળે ખીણની ધારને અડોઅડ ચાલતી ગાડી નિહાળી હૈયું ધડક ધડક થાય છે. ટુરીંગકારો પણ નિયત સ્થાને કાર્ટરોડ પર બાંધેલાં ગેરેજ સુધી જ જઈ શકે છે. માત્ર વાઇસરોય અને પંજાબના ગવર્નરની કાર આગળ જાય છે. બાકીની બીજી બધી ય કારો પરવાનગી વિના આગળ જઈ શકતી નથી.

સીમલા કાલકા વચ્ચે રેલ્વે લાઈન એકવડી હોવાના કારણે આગગાડી સવારમાં એક જ વેળા આવે છે અને બપોર પછી એક જ વેળા જાય છે. આ ઉપરાંત એકાદ બીજી ટ્રેન, મોટર આવજાવ કરે છે, જ્યારે ટુરીંગકાર ગમે તે વેળા આવજાવ કરી શકે છે, જેથી કારનો શોખીનવર્ગ તથા બન્ને માર્ગો નિહાળવાની ઈચ્છાવાળા કુતૂહલી વિઝીટરો કાલકા પર્યંત મોટે ભાગે કારમાં આવજાવ કરે છે. કાર રાખવાનું ગેરેજ ભાડું કાર દીઠ એક રૂપિયો હરરોજનો લેવામાં આવે છે.

વિઝીટરો સારુ ઈમ્પીરીયલ, રોયલ વગેરે ઈન્ડિયન તથા સેસીલ, ક્લાર્કસ, મેટ્રોપોલ, ગ્રાન્ડ હોટેલ આદિ યુરોપીયન ઢબના હોટલોની સગવડ છે. ઈન્ડિયન હોટલોમાં બાથ સાથેના ફરનીશ્ડ રૂમના ઓછામાં ઓછા દરરોજ રૂપિયા અઢી લેખે ભોજનના પ્રબંધ સાથે અને

મહાલ તથા અપર મહાલ રોડ પહોળા છે અને એ પર વાઇસરૉયનો બંગલો, એસેમ્બલી હૉલ, સરકારી ઑફિસો, મ્યુનિસિપલિટીનું મકાન, બેંકો, સિનેમા ગૃહો, થીયેટરો, રાજા મહારાજા તથા શ્રીમંત વગેરેના બંગલાઓ, યુરોપીયન હોટલો, લાઇબ્રેરી, હૉસ્પિટલ, પોલીસ સ્ટેશન, ટપાલ તથા તાર ઑફિસો, કેન્સીગુડઝની મોટી શોપો વગેરે આવેલાં છે. સાંજે અપર મહાલ રોડ પર આવેલા મેદાનમાં બેન્ડ વાગે છે, જે વેળા વિઝીટરોનો મારો જેવો જમાવ થાય છે એ રોડ પરથી સ્ટેશન તેમજ રેઇસ કોર્સ તરફના બન્ને પડખેના દૂર દૂરના દૃશ્યો નજરે પડે છે

કાર્ટરોડ અને મહાલ રોડ વચ્ચેના ઢોળાણ પર લોઅર બજાર એટલે ઇન્ડિયન બજાર આવે છે, જે પહોળાઇમાં દશ ફૂટ છે અને એની બન્ને બાજુએ દુકાનોની લાંબી હાર આવેલી છે કાપડ, [illegible]-ફાક, મોજાં, રમકડા આદિ સામાન તથા મેવો, મસાલો મીઠાઇ વગેરે વસ્તુઓ આ બજારમાંથી મળી શકે છે અને એનાથી નીચેની બજારમાં અનાજ, શાકભાજી, મટન વગેરેની દુકાનો છે, ઠેઠ કાર્ટ રોડ સુધીના ઢોળાણ પર રેસ્ટોરાં, [illegible], દૂધની ડેરીઓ વગેરે આવેલ છે

અપર મહાલ રોડના બેન્ડ સ્ટેન્ડ નજીક આવેલી જાકુહીલથી તે ઠેઠ વાયસરૉયનો બંગલો જે ઊંચી ટેકરી પર આવેલ છે ત્યાં સુધીનો ભાગ મોટા 'શીમલા'ના નામથી ઓળખાય છે, જ્યારે જાકુહીલ પાસેથી તે પંજાબના ગવર્નરના બંગલા સુધીનો ભાગ 'નાનીશીમલા'ના નામે ઓળખાય છે, જાકુહીલની ઊંચાઇ [illegible] ફૂટ છે. એ ટેકરી પર મહાવીર એટલે હનુમાનનું મંદિર છે અને અન્ય ટેકરીઓની મુકાબલામાં ઊંચી હોઇ એની પર વાદળ વિશેષ સંખ્યામાં માલૂમ પડે છે. રસ્તો અપર મહાલના મેદાન પાસે આવેલા ચર્ચ આગળથી શરૂ થાય છે અને ઉપર કેટલાક બંગલા બાંધેલાં છે.

જાકુહીલની ડાબી બાજુ આવેલી સડકે જતાં લક્કડ બજાર આવે છે, જ્યાં લાકડાની [illegible] [illegible] બનાવટો તથા લાકડીઓની દુકાનો

ગોઠવેલા છે તથા એક વિશાળ પાણીનો હોજ બાંધી તેના પર ઝૂલતો પુલ મૂકી તેને ખૂબ સુશોભિત કરેલો છે. એમાં રાણીઓ વાસ્તે મહેલ ચણેલો છે તેને ફરતી દીવાલ ચણેલી છે અને સર્વત્ર વીજળીના દીવાઓ ગોઠવેલાં છે.

બારાદરી નામનો દ્વિતીય મોટો બાગ સ્ટેશન પાસે આવેલ છે. તેને બાર દરવાજા છે અને તેમાં અમલદાર વર્ગ માટે મકાનો બાંધેલાં છે. કચેરીનું મકાન મોટું રોનકદાર છે અને બાજુમાં મોટું તળાવ છે, જેના પડખે કાલિકાનું નાનું મંદિર છે. એ મંદિરમાં રોજ પ્રભાતે બલિ નિમિત્તે એક બકરો કપાય છે, જે દૃશ્ય અત્યંત કરુણ છે.

કિલ્લાની અંદરના મકાનોમાં દરબાર હૉલ મોટો છે અને તેને મોટા મોટા કાચના ઝૂમરો છતમાં લટકાવી તથા રાજા તેમજ માજી રાજાઓ, શહેનશાહો અને શહેનશાહબાનુઓના તૈલચિત્રો ભીંતપર ટાંગીને ખૂબ ભભકાદાર બનાવેલો છે

એક મકાનમાં રાજા સહેલગાહે સિધાવે ત્યારે તેને રહેવા સારુ તૈયાર કરેલો રૂપાનો ઓરડો તથા અંબાડી, પાલખી આદિ સોના ચાંદીનો સવારીનો સામાન મૂળીને ગોઠવેલો છે અને બીજા મકાનમાં માજી રાજાઓની રાણીઓનો વસવાટ છે અને ત્યાં આગળ સાધારણ કદની બે જૂની તોપો પડેલી છે.

## લુધીઆના

પંજાબ પ્રાંતમાં આવેલું આ જિલ્લાનું મુખ્ય શહેર છે. વસતી સુમારે ૭૫૦૦૦ની છે. એન ડબલ્યુ રેલવેનું જંકશન સ્ટેશન છે. ઊતરવા સારુ ડાક બંગલો અને ધર્મશાળાની સગવડ છે. ઘાસમંડી પાસે હિન્દુ મુસાફરો માટે ધર્મશાળા છે. સ્ટેશન પાસે ટાંગા ભાડે મળી શકે છે.

મકાનો બેથી ત્રણ મજલા સુધીના અગાશીવાળા છે. રસ્તા મુખ્ય બજાર સિવાયના સાંકડા અને સ્વચ્છ છે.

પેદાશમાં બધી જાતનું અનાજ, કપાસ તથા તેલીબિયાં છે. બધા

બંધ તથા છૂટક વ્યાપાર સારો છે. મોજાં, ગંજીફરાક વગેરે મોટા પ્રમાણમાં તૈયાર થાય છે. જૈનોની વસતી આશરે બસો ઘરોની છે તથા શિખર બંધ મોટું દેરાસર અને સ્થાનક છે.

જીનપરીના અનેક કારખાના ચાલે છે. ગરમ તથા સુતરાઉ કાપડ, અને હોઝીયરી તૈયાર થાય છે. સુતરાઉ મોટે ભાગે મિલનું અને ઊન જર્મનીથી કંતાઇ આવેલું વપરાય છે. અહીંની ભેંસો સામાન્યપણે પાકા ૧૨ થી ૧૪ શેર દૂધ આપે છે અને કેટલીક ૧૬ થી ૨૦ શેર પણ આપે છે.

## કપુરથલા

પંજાબ પ્રાંતમાં આવેલા એક શીખ સંસ્થાનનું પાટનગર છે. શહેરની વસતી ૧૮૦૦૦ ની છે, અને જાલંધર જંકશનથી ફીરોઝપુર જંકશન જતાં એન. ડબલ્યુ. રેલવેના કાંટા પર આવેલું છે શહેરની બાંધણી રોનકદાર છે તથા રસ્તા પહોળા અને સુઘડતાવાળા છે. રસ્તા પર વીજળીક બત્તીઓ ગોઠવેલી છે

શહેરનો સુખભાગ બજારકદાર છે, સ્ટેશન પાસેથી શરૂ થતા રસ્તા પર સામસામે રાજના તેમ જ જાહેર સુંદર મકાનો આવેલા છે. મકાનોની ચારે બાજુ હરિયાળા બાગ બનાવી ખૂબસુરત બનાવેલા છે અંતરમાં પણ ચાર સરખી બાંધણીના હારબંધ ચણેલા મકાનો છે. શહેર નાનું છે છતાં મિઝીટરનું લક્ષ આકર્ષે છે. વસતી શીખ, હિન્દુ તથા મુસલમાનોના પ્રમાણમાં વિશેષ છે જૈનોના પાંચ ઘરો છે.

સ્ટેશનથી શહેર જતાં પ્રથમ મસજિદનું મોટું મકાન આવે છે અને તેને વિશાળ કમ્પાઉન્ડ બાંધેલું છે ચાર દરવાજા મૂકેલા છે તથા એક ખુણાપર સુંદર મિનારો ચણેલો છે રસ્તાની સામી બાજુ એક નાનું પણ ખૂબસૂરત સ્મારકનું મકાન પડું છે જરાક આગળ જતાં ગુરુદ્વાર આવે છે કે જે મકાન પણ સુંદર છે.

અન્ય મકાનોમાં હાઇસ્કુલ, કોલેજ, હાઇકોર્ટ, ઓરફનેજ, સરકારી ખજાનો, છોકરીઓની ઓરફનેજ, સાના બાગ, જનાના હોસ્પીટાલ,

નગર-મિયાનકોટ મોટા પગનું એ જંકશન સ્ટેશન છે અને રેલ્વેના ગોળાન પર ઝમીનુ છે મકાનો ચાર માળ સુધીના છે અહી પણ દીવાનો પર કડનાત કરવામા આવતી નથી રસ્તા કેટલાક પહોળા અને કેટલાક સાકડા છે તથા તેમાના કેટલાક પર ફરસબંધી કરેલી છે

શહેરથી થોડેક દૂર મોટી નહેરની ગાળણી છે, જેનો વિસ્તાર ઘણો મોટો છે અને રચના સુંદર અને સુઘડ છે અહી પોલીસ માટે મોટા મોટા મેદાનોની વ્યવસ્થા છે અમલદાર વર્ગ માટે મોટા બગલા બાંધેલા છે. રસ્તા પહોળા અને સીધા સપાટ છે અને તેના પર સુંદર મકાનો ચણેલા છે બજારપેઠ પણ મોટી છે

પેશાવરમા બધી જાતનુ અનાજ તેલીબિયા વગેરે છે અને ઉદ્યોગમા સંઘાડાનુ રગીન કામ, લોઢાની બનાવટ, જરીકામ, ભરતકામ તથા વીતોવર્કસ એટલે ક્રિકેટ, ટેનીસ વગેરે રમતોની વસ્તુઓ તૈયાર કરવામા આવે છે અહી જૈનોના ઘરો છે

## જમ્મુ

કાશ્મીરના હિન્દુ રાજસ્થાનનુ શિયાળાનુ પાટનગર છે તેમની પાટીન રાજધાની છે આ શહેર એન ડબ્લ્યુ રેલવેના મિયાનકોટ-જમ્મુ ફાટાપરનુ ટર્મિનસ સ્ટેશન છે મિયાલકોટથી સડક માર્ગે ત્રીસ માઇલ થાય છે અને મોટર સર્વીસ ચાલુ છે રાજાની સરહદ પર જકાતી થાણુ છે

શહેર ટેકરીપર વસેલુ છે શહેરની અંદરના રસ્તા સાંકડા છે અને ચીપરોથી ફરસ બાંધેલી છે મોટા મકાનોને અસ્નાતો ભાગે લાવરગનુ પશ્ચિમ પ્લાસ્ટિંગ કરેલુ હોય છે અને કેટલાકપર નકશી કામ કરી ગોખ ઝરુખા રાખેલા છે મુસાફરો માટે ધર્મશાળા તથા રઘુનાથ મંદિરમા વિશ્રાન્તીની સારી સગવડ છે, જૈનોના દેરાસર તથા સ્થાનક પણ છે જૈનોની સુમારે સત્તાવીસ ઘરોની વસ્તી છે જૈન યાત્રાળુઓ માટે પૌશાળામા વ્યવસ્થા છે

રઘુનાથનુ મંદિર મોટા બજારમા મોટર સ્ટેન્ડ પાસે આવેલું

છે અને એનો ઘેરાવો મોટો છે. મુખડા પર ઘુમ્મટ બાંધેલી છે. એના ચોગાનમાં દાખલ થતા પ્રવેશદ્વાર પાસે માજી મહારાજાઓના સ્મરણાર્થે ત્રણ સમાધિઓ બાંધેલી છે અને તેમાં સ્ફટિકના લીંગો છે. મુખ્ય મંદિરમાં રામ, લક્ષ્મણ, સીતાજીની ખૂબસુરત મૂર્તિઓ છે. પરિક્રમણ કરતા કેટલાંક મંદિરોમાં દેવ દેવીઓની આકૃતિઓ અને હજારો નાના મોટા શાલિગ્રામોના દર્શન થાય છે

અનાથાશ્રમ વગેરેનું મકાન મોટું છે અને દરબારગઢની સડક પર આવેલું છે. તેમાં લાઇબ્રેરી અને હૉલની વ્યવસ્થા છે. સામે ઊંચા પથ્થર ઉપર શિવનું મોટું મંદિર છે, જેને ફરતા ઊંચા ઓટલાં બાંધી અનેક શાલિગ્રામો બેસાડેલા છે અને વચ્ચે જળાધારીમાં મોટું શિવલિંગ અને તેને ફરતા ગોળથી બે ફૂટ ઊંચાઈના સુમારે દરેક બીજા શિવ લિંગો છે. એવી જ રીતે જગાએ છૂટે તેવાં પાંચ દ્વિતીય જળાધારીમાં સ્ફટિકના શિવલિંગો ગોઠવેલા છે. પાછળ ઊંચી પીઠિકા પર શંકર-પાર્વતીની મૂર્તિઓ છે, મંદિરના પથ્થર પરથી શહેરનું દૃશ્ય જોઈ શકાય છે.

ઉક્ત સડકે આગળ ચાલતા જનાના પાર્ક, પુરાણા તથા નવીન મહેલો આવે છે અને દરબારગઢ આવે છે. એના ઘેરાવો મોટો છે અને ત્રણ તરફ મકાનો, ઑફિસો વગેરેના મકાનો છે વચ્ચે વિશાળ ચોગાનમાં બગીચો છે અને તેને ફરતો રસ્તો રાખેલો છે. એના મુખ્ય દ્વારમાંથી ઘોડે ચાલે પેસવા દેવામાં આવતું નથી પેસતી વખતે માથે ટોપી કે ફેંટો અથવા પાઘડી કે એવું વેંતનો રૂમાલ પણ માથે મૂકવાથી ચાલી શકે છે હું ખુમારીમાં ટોપી પહેરતો નથી એથી પ્રવેશની વેળા મેં માથે રૂમાલ મૂક્યો હતો

શહેરમાં પોલીસથાણું, કચેરીઓ, હાઈસ્કૂલ, કૉલેજ તથા પાણીનળ અને વીજળી બત્તીઓ છે. એકાદ માઈલને અંતરે ઝેલમની નહેર છે ત્યાં તેનો આખો પાવર હાઉસ બાંધેલ છે. પાણીના જોરથી વીજળી પેદા કરવામાં આવે છે એ નહેરમાં પીગળતા બરફનું પાણી ઉનાળામાં

વહેતું હોવાથી લોકો સંધ્યાકાળે નદીના તટ પર ધામા નાખે છે અને ત્યાં નહાય છે, નાસ્તો કરે છે અને ગંડેરા ખાવી મજા માણે છે.

હું તા. ૧૮-૭-૩૬ની સાંજે સિયાલકોટથી બસમાં નીકળી રાત્રે જમ્મુ આવીને જૈનમંદિરના ગૌશાળા નામે ઓળખાતા નવા બંધાયેલા મકાનમાં ઊતર્યો હતો. બીજે દિવસે સંધ્યાકાળે એક ગૃહસ્થની સાથે ચિનાબની નહેર જોવા ગયો. અમે નહેર ઉપર આવવા ટાંગામાં બેઠા તે અગાઉ મારા ઉક્ત યજમાનના મોટા પુત્રે ભેળો મેં નાસ્તો કરી લીધો હતો એટલે મને ભૂખ ન હતી. નહેર પર આવી પહોંચતા મારા યજમાન મને કહેવા લાગ્યા કે 'આ પોતડી પહેરીને પ્રથમ નહેરમાં નાહી લો. નહાતાંવેંત ગમ્મત પડશે અને ભૂખ પણ સારી ઊઘડશે.' મેં પ્રત્યુત્તરમાં જણાવ્યું કે 'આપણે ટાંગામાં બેઠા તે પહેલાં તમારા પુત્રો સાથે મેં નાસ્તો કરી લીધો છે એટલે મને મુદ્દલ ભૂખ નથી.'

એ ગૃહસ્થે પોતાની સાથે આણેલો પોટલો છોડી તેમાંથી કેરી કાઢીને જુદી પોટલી બાંધી. નહેરના શીતળ જળમાં પધરાવી અને ખેસનો બીજો છેડો રેતી પર રાખી તેના પર વજન મૂકી દીધું અને મને નહાવાનો આગ્રહ કરવા લાગ્યા. મેં આખરે પોતડી પહેરી લીધી અને પાંચેક ડગલાં જેવો પાણીમાં ગયો કે મારા પગો અકડાઈ ગયા અને શીતળ ટૂકડીઓ પર ગમે તે ઋતુમાં ઠંડા પાણીથી નાવાનો મારો વર્ષો જૂનો મદ ઊતરી ગયો. નહેરમાંથી હું બહાર આવ્યો તે ભલા સજ્જનના અતિ આગ્રહથી તેમ જ કુતૂહલતાને લીધે હું બીજી વેળા અંદર ગયો અને થોડુંક વિશેષ અંદર જવાને માથું પલાળ્યું પણ વધારે સમય થોભી શક્યો નહિ. છેવટની કોશિશ કરી હું મારા ધડને પાંચેક મિનિટ પાણીમાં રાખી શક્યો હતો. એ પછી પેલા ગૃહસ્થ અને તેમના બે નાના છોકરા નહાવા ગયા.

પાણીમાંથી બહાર આવતાં મારી ભૂખ ઊઘડી હતી અને નાસ્તો કરતાં પ્રત્યેક કોળીઓ મને મિસરી સમાન લાગતો હતો. અને ખૂબ ચાવી ચાવીને ખાવાનું દિલ થતું હતું અને દશવર્ષ જેટલો દીર્ઘકાળ પસાર થઇ જાય છતાં ય ચિનાબની નહેર પર માણેલ મોજ આજે પણ યાદ આવતી રહે છે. મુસાફરી સુખદાયક અને ઓછે ખર્ચે ફરવાની ભાવનાવાળાએ સરંજામ ઓછો રાખવો જોઇએ. આજના જમાનામાં દરેક સ્થળે ઉપયોગી વસ્તુઓ મળી શકે છે એ એવા જ વિચાર વાળો હોવાથી માત્ર બેડીંગ અને હેન્ડબેગ સાથે રાખતો. કપડાં બેડીંગમા જ મૂકતો. મારી બીજી વારની મુસાફરી વખતે સુબધથી ખરીદેલ દૂરબીન સાથે મારા પ્રિય આપ્તજન ભાઇશ્રી ગુલાબચંદના આગ્રહથી અને તદ્ગત આપેલ તાલીમથી ધૂળિયાથી તેમનો કોડાકનો કેમેરા સાથે લીધો હતો અને એ હું મારી હેન્ડબેગમા રાખતો હતો

હું સિયાલકોટથી જમ્મુ બસમા જવા માગતો હતો અને બસ ઊપડવાને હજી વેળ હોવાથી મારા બેડીંગ અને હેન્ડબેગ બસના છાપર પર મૂકી શહેરમાં ફરવા ગયો હતો. પાછો આવ્યો ત્યારે બસ ઊપડવાની તૈયારી હોવાથી મારી ફ્રંટસીટ પર હું બેસી ગયો. જકાતી થાણું આવતા એ ખાતાના માણસો છાપર ઉપર ચઢી લોકોનો સામાન તપાસવા લાગ્યા, એ વેળા મારા પાસે જકાતી સામાન નથી એમ કહી હું મારી જગ્યા પર બેસી રહ્યો હતો. હેન્ડબેગને હું ચાવી આપતો ન હતો. બીજે દિવસે પ્રભાતે દૂરબીન, કેમેરા, અને ચાકુ હેન્ડબેગમાંથી જડયા નહિ અને મારા પ્રમાદ માટે ખૂબ પસ્તાવો થયો અને પરિગ્રહ પ્રત્યે વિશેષ ઘૃણા છૂટી

## શ્રીનગર

કાશ્મીર દિંદ સંસ્થાનનું મુખ્ય પાયતખ્ત શહેર છે અને જમ્મુથી ૨૦૩ માઇલ પર આવેલું છે. મોટરસર્વિસ ચાલે છે. શ્રીનગર શહેર હિમગિરિની પહેલી અને બીજી હાર વચ્ચે કાશ્મીર નામની વિખ્યાત અને અતિ સુંદર ખીણમાં ૫૨૦૦ ફુટની ઊંચાઇની સપાટી પર

જેલમ નદીના બન્ને કાંઠા પર સામ સામે લાંબુને લાંબુ વસેલું છે. ડોગરા રાજપૂત, પંડિત વગેરે હિન્દુ અને મુસલમાન મળીને લગભગ દોઢ લાખની વસતી છે.

કાશ્મીરનો પ્રદેશ પહાડી છે અને હિન્દની છેક ઉત્તરે વાયવ્ય ખૂણામાં હિમાલયમાં આવેલ છે. એનું સૃષ્ટિસૌન્દર્ય અનેરું તથા અદ્‌ભુત છે. એની ઊંચી ગિરિમાળાઓ, બરફથી છવાયેલાં શિખરો, ખીણોમાં વહેતી હીમ નદીઓ, પહાડોના ઢોળાવો પરથી વહેતાં શીતળ પાણીના ઝરણો તથા પડતા મોટા ધોધો, વાવ્યા વિના એની મેળે ઊગી નીકળતા વિવિધ ફૂલઝાડો અને અનેકવિધ ઊંચા વૃક્ષોથી ભરપૂર ઝાડીઓ વગેરેને લીધે કાશ્મીરને હિન્દનો બગીચો કહેવામાં આવે છે.

ભૂસ્તર શાસ્ત્રીઓનું એવુ અનુમાન છે કે કાશ્મીરની ખીણને ઠેકાણે જૂના વખતમાં સરોવર હોવુ જોઇએ. કાળાંતરે તે સરોવરનો દક્ષિણ કિનારો જેલમના પાણીથી ઘસાઇને તૂટી જતાં તેમાંનું પાણી વહી જઇ સરોવરને સ્થળે ઊંડી ખીણ બની ગઇ છે. એ પ્રદેશના સપાટ ભાગ ઘાટી અને પહાડી ભાગ કોસ કહેવાય છે જેનો એકંદર વિસ્તાર એંશી હજાર ચોરસ માઇલ છે અને વસતી પાત્રીસ લાખની છે, જેમાં પોણો–ભાગ મુસલમાન છે. લોકો શરીરે ઊંચા ગૌર વર્ણના અને ખૂબસૂરત છે. સ્ત્રીઓના જેવું સૌન્દર્ય હિન્દના બીજા ભાગોમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

કાશ્મીર સંસ્થાનના શ્રીનગર, જમ્મુ, લદાખીતિબેટ એમ ત્રણ પ્રાંતો છે. શ્રીનગર પ્રાંતના શ્રીનગર અને મુજફ્ફરાબાદ એમ બે જિલ્લા છે. પ્રથમ જિલ્લામાં શ્રીનગર, પ્રતાપસિંહપુરા, અનંતનાગ, કોલહગામ, અવંતીપુર, બારમુલ્લા, ઉત્તર મચ્છીપુરા એમ સાત તાલુકાઓ છે. બીજા જિલ્લામાં મુજફ્ફરાબાદ, ઔરી, કરનાપી એમ ત્રણ તાલુકા છે. પ્રાંતનો વડો ગવર્નર, જિલ્લાનો વઝીર, અને તાલુકાનો વડો તહસીલદાર કહેવાય છે. રાજગાદી પર ડોગરા રાજપૂત રાજાનો અમલ છે. રાજકારોબાર ચલાવવા માટે મહારાજાના અધ્યક્ષપદ તળે મહારાજા કાઉન્સીલ છે.

જે કાયદા ઘડે છે અને વહીવટ ચલાવે છે.

શ્રીનગરમાં નવેમ્બરથી જાન્યુઆરી પર્યંત બરફ અને કડકડની ઠંડી પડે છે. એ પછી બરફ તેમ જ ઠંડી ઉત્તરોત્તર કમી થતાં જાય છે, ઓગસ્ટથી પાછી થોડે થોડે એ ઋતુ શરૂ થાય છે, એથી અહીંની મોસમ ફેબ્રુઆરીથી ઓક્ટોબર સુધીની ગણાય છે. હવામાન ફેબ્રુઆરીથી એપ્રિલ અને ઓગસ્ટથી ઓક્ટોબરનાં ઉત્તમ લેખાય છે અને ફળ ઝાડો વગેરે ફાલે છે. મે, જૂન, જુલાઇ ગરમ લેખાય છે. અને ત્યાંનાં શ્રીમંત વર્ગ ગુલમર્ગ, પેલગામ વગેરે સ્થળોએ રહેવા જાય છે, એ ઉચ્ચ પહાડી પ્રદેશનો બરફ એ દરમિયાન ઓગળી જતો હોવાથી ઓગસ્ટ સુધી ત્યાં રહી શકાય છે. વરસાદ સરેરાશ વીસથી પચીશ ઇંચ પડે છે.

કાશ્મીરના પ્રદેશમાં રેલ નથી. મોટર સર્વિસ પણ અમુક સ્થળો સુધી જ દોડે છે. અંદરના ભાગમાં પગરસ્તા છે. પગપાળે અથવા ટટ્ટુ કે લાંબી બે દાંડી પર બાંધેલી ખુરશી પર બેસી ઉંચકાઇને જવાય છે શ્રીનગર જવાની મોટર સર્વિસ જમ્મુ–રાવલપિંડી અને હવેલિયન સ્ટેશનથી દોડ છે. હવેલિયન સ્ટેશન તક્ષિલા જંકશનથી નીકળતાં ફાંટાપર આવેલું છે અને રાવલપિન્ડીનું સ્ટેશન મેઇન લાઇન પર આવતું હોઇ ત્યાંથી શ્રીનગર ૧૯૬ માઇલ થાય છે.

જમ્મુ તેમ જ રાવલપિંડીની સડકો ઊંચા ઊંચા પહાડોના આકરાં ચડાણો અને સખત ઉતરાણો, પહાડોની કોરો, ભેખડો અને ખીણોની ધાર પર થઇને હરિયાળાં વનો, જુનાના પૂલો, તથા ઓમદાઓમાં થઇને સર્પાકારે પસાર થતી અને નવ હજાર ફૂટ ઊંચાઇના પિરપંજાલ નામના પહાડ પરથી એક ઉપર એક એમ સાનેક વીંટા મારતી જતી હોવાથી કમજોર મનમાં વિઝીટરને મોટરમાં ફૂજ ચડે છે અને ,નમ્મર પણ આવી જાય છે.

ઉપરોક્ત સડકો પર અંધારું છવાયા પછી મોટર આગળ વધી શકતી નથી, એથી ઘણે ભાગે મોટર બસ બીજે દહાડે શ્રીનગર પહોંચે છે. જેમાં પણ પહાડની ભેખડ કેઇ કારણે ધસી પડીને સડક વચ્ચે

સુધીનો શહેરનો ભાગ ગીચ તથા મલીન છે, જ્યારે અમીરાકદલની આસપાસનો તથા ઉપરનો ભાગ છૂટો, ઘરો પાકા, સડકો પહોળી છે. મોટર ગેરેજો, ધર્મશાળાઓ, હોટલો, કલબો, સિનેમા ગૃહો, રમતગમતના મેદાનો, જાહેર બાગો, હાઇસ્કૂલો, કોલેજો, તાર ટપાલ ઓફિસે, બેંકો, કચેરીઓ, બંગલાઓ, મહેલો તથા મોટી મોટી શોપો મુખ્યત્વે અહીં આવેલ છે તથા હાઉસબોટો પણ અહીં આગળ જેલમ નદીના બન્ને કિનારે બાંધી રાખવામાં આવે છે.

કાશ્મીરના પ્રદેશમાં વુલર, ડાલ આદિ મોટાં મોટાં સરોવરો, જેલમ, ચિનાબ, સિંધ વગેરે નદીઓ અને નહેરો તથા શીતળ પાણીના અનેક ઝરણાંઓ વહેતા હોવાથી જમીન બહુ રસાળ છે. સફરજન, નાસપાતી, ગુવાબી, પીચ, આલુ બુખાર, વિલાયતી પેર–બગુગોસા, અખરોટ, જરદાળુ, અંગુર, બદામ, ચેરી, રતમ, શેતૂર વગેરે નાના· વિધ ફળઝાડ તથા તરકારી પુષ્કળ પ્રમાણમાં થાય છે. ચોખા, થકઈ મકાઇ તથા બની જાતનું કંકાળ તથા તેલીબિયા થાય છે અને પામ્પુર ગામના સીમાડામાં ઉત્તમ જાતનું કેસર નીપજે છે.

વનસ્પતિમા અનેકવિધ ફૂલ ઝાડો તથા ઔષધીઓ થાય છે. હિન્દના બીજા ભાગોમાં ક્વચિત જ નજરે પડતા પોપલર, દેવદાર, ચીલ, વીડી, યુકિલિપ્ટીઝ આદિ ઊંચા અને ગોળ થડના સીધા તેમ જ ઘટાદાર વૃક્ષોના ઝુંડો નજરે પડ છે. પોપલરનું થડ સફેદ હોવાથી એને સફેદાના ઝાડ પણ કહેવામાં આવે છે. ચીલમાંથી સરેશ, કોલતાર વગેરે બનાવવામાં આવે છે. ચીનાર અને યુકિલિપ્ટીઝ હવાને શુદ્ધ કરે છે. ભૂગર્ભમાં લોખંડ, ત્રાંબુ, સોનું, કોલસા, ચળકતા પત્થરો વગેરે ખનિજો છે પણ રેલવે વિના ખાણો ખોદવામાં પરવડતું નથી.

હાથ કસબમાં કાશ્મીર પ્રખ્યાત છે. સ્ત્રીઓની ટચલી આંગળીની વીંટીમાંથી આખીને આખી નીકળી આવે એવી કુમાશદાર પશમીની સાલની બનાવટ ખૂબ મશહૂર છે. ગાલીચા, શેતરંજી, નમદા, આસનો વગેરે પાથરવાની અનેક વસ્તુઓ તેમ જ પશમીપટુ વગેરે કારીગરીનું ગરમ

કાપડ તથા ચીનના શાલ, દુશાલા, કામળા, અને વેલબુટ્ટાના દેશમના આકડા, ચોળી, ઝબલાં તેમજ બારી, કરવા નનો બુટ્ટાદાર પડદા તથા રેમનક્લોથ ઉમદા કારીગીરીવાળા બને છે. વળી અખરોટના લાકડાનું નકશીદાર અને પેપરમસીન રંગીત કામવાળો સામાન તથા ચમકના રંગદાર પથ્થરો તેમ જ અકીક, ઉપલ, માણિક, નીનમનાં એરિંગ, વીંટી, માળા વગેરે વિવિધ ઘરેણાં અને બારીક કોતર કામના ચાંદીના વાસણો તૈયાર કરવામાં આવે છે. આ ઉપરાંત નેતરનું કામ પણ સારૂં થાય છે. કાંગરી એટલે નેતરથી ગૂંથેલી માટીની સગડી મુસાફરોનું ખૂબ લક્ષ આકર્ષે છે.

હાઉસબોટ ઓછામાં ઓછા પચાસ ફૂટ લાંબા અને ૧૦ ફૂટ પહોળા હોય છે અને તેમાં સુવાની ઓરડીઓ, હોલ વગેરેની સોઇ ઉપરાંત નાના પ્રકારના રાચ રચીલા–ખુરશી, ટેબલ, કોચ, પલંગ, પડદા, ચિત્રો વગેરેથી શણગારેલાં હોય છે. કેટલાક બોટહાઉસ ઉપર માળ, માળિયું કે વરંડો બનાવી કઠેડો ભરી લીધેલો હોય છે. વીજળીક બતીની પણ ગોઠવણ હોય છે. બોટનું તળિયું સપાટ હોય છે. તેની સંગાથે કીચન બોટ અને સિકારો–હોડી રહે છે. કીચનબોટમાં નોકરો અને માંઝી–ખલાસીઓનું કુટુંબ રહે છે અને રાંધવાનું કામ થાય છે શિકારો કાંઠા પર કામકાજ અથવા નદીમાં સહેલગાહે જવા આવવા માટે ઉપયોગમાં લેવાય છે.

બોટનું ભાડું તેની લંબાઇ અને સોઇ પર માસિક રૂપિયા ૧૦૦ થી વધારે હોય છે. કીચન બોટનું ભાડું બોટ કરતાં ઓછું હોય છે. કેટલાંક મુસાફરો માત્ર કીચન બોટ ભાડે રાખી રહે છે. મજકૂર તરતું મકાન જેલમ નદી અને તેની શાખાઓમાં કે નહેરો દ્વારા ડાલ, વુલર, માનસબલ વગેરે સરોવરોમાં તેમ જ ગંધારબલ, ખીર ભવાની, અનંત નાગ, બારામુલ્લા આદિ સ્થળો સુધી દૂરદૂર ખેંચી જઇને મનગમતે સ્થળે થોભાવીને રાખી શકાય છે. એમ કરતાં વધારાના કુલીઓનું મહેનતાણું આપવું પડે છે તથા વીજળીનું બિલ અને થોભાવેલી જગ્યાનું ભાડું ચૂકવવું પડે છે.

કાશ્મીરના સારસ્વત બ્રાહ્મણો એટલે કે પંડિતો સિવાયનો હિન્દુ-મુસલમાન વર્ગ ગણવા અભણ છે ભાષા સંસ્કૃત-ફારસી મિશ્રિત છે અને લીપી દેવનાગરી જેવી છે. સ્ત્રીઓમા કાશ્મીરી ભાષા વપરાય છે અને દેવ-મંદિરો તથા પારપૂજનમા પંડિત સંસ્કૃત ભાષાનો ઉપયોગ રાખે છે અહીંનો હિન્દુવર્ગ પંડિતો મુખ્ય માસાહારી છે અને દાઢી રાખે છે. હિન્દુઓ અને મુસલમાનોનો પહેરવેશ મોટે ભાગે એકસરખો છે. નીચે પાયજામો લંગોટ કે ચડ્ડી પહેરે છે અને ઉપર પગ સુધી લાંબો ઝભ્ભો-ફેરન ધાલીને માથા પર ટોપી ઓઢણું કે કપડું રાખે છે

પંડિતવર્ગની સ્ત્રીઓ કપાળમા પીળો અથવા લાલ ચાંદલો કરે છે, અને અંગ પર કમરે પહેરી ઉપર રંગીન ફેરન ધાલે છે હમણાં હિન્દુ સ્ત્રીઓ સાડીઓ અને બ્લાઉઝ પહેરવા લાગી છે અને પંડિતો ધોતિયા અથવા પાટલૂન અને કોટ પહેરવા લાગ્યા છે. માથા પર પારસીઓના મોગેદો જેવી પાઘડી અથવા ફેટો મૂકે છે અને કપાળમા ચાંલ્લો કરે છે અહીંના શિયાળામા પડતી સખત ઠંડી અને ઉનાળામા પીગળતા બરફના કારણે લોકો નાનું લાંબુ ઓછુ રાખે છે. ભ્રમની ગરીબ અને ભૂખ મરે તુ રોગથી તેમના સ્ત્રીઓ મંદ રહે છે.

અહીં તો મુસલમાન વર્ગ ભરત, નકશી, વણાટ વગેરે હુન્નર-ઉદ્યોગમા પ્રવીણ છે, અને હાઉસ બોટ ઉપર માછીઓ-ખલાસીનું કામ તથા નાંદર મજૂરી તેમજ ટ્રેનીનું કામ કરે છે એ બહુ મહેનતુ વર્ગ છે. શહેરમા વીજળીક બત્તીઓ તથા પાણીના નળો છે મોટર ટાંગા, વગેરે વાહનો, નદી-સરોવર કે નહેરોમા સહેલ કરવા માટે શિકારા, ડિંગા આદિ હોડીઓ વાજબી ભાડે મળી શકે છે

શ્રી નગરમા ડાબે હાથે ઉપરના ભાગમા સ્ટેટ હોસ્પીટાલ, પ્રતાપ લાયબ્રેરી, ટેકનીકલ ઇન્સ્ટીટ્યુટ, મિશન સેન્ટર, હજૂરી બાગ, મ્યુઝીયમ તથા નદી કિનારના રસ્તાઓ છે પોપ્લર, ચીનાર વગેરે ઊંચા વૃક્ષોથી નદી કાંઠાની સડક સુંદર અને શાંત છે તથા સામા કાંઠાની જેમ અહીં

પણ કેટલીક હાઉસ બોટ થોભાવવામાં આવે છે, જ્યારે નીચલા ભાગમાં અખિલ હિન્દ ચરખાસંઘનો ભંડાર, હરિસિંગ હાઇસ્ટ્રીટમાં છે જરાક આગે એનું કારખાનું છે. કાંઠે કાંઠે શહેર તરફ રાજમહેલ (શેરઘડી), રઘુનાથનું જૂનું મંદિર, મહારાજ ગંજ, અલિ મસજિદ અને છતબલવેર વગેરે છે. રાજમહેલમાં ઓફિસોના મકાનો અને એક મંદિર છે, જેના ઘૂમટ પર સોનાના ઢોળ ચઢાવેલા પતરાં જડેલાં છે. નદી કાંઠે ઘાટ બાંધેલ છે મહારાજ ગંજમાં વેપારીઓની દુકાનો અને કારખાના છે, જેમાં કેટલાંકના પ્રવેશ દ્વારો નદી કાંઠે મૂકેલા છે અલિ-મસજિદનું મકાન મોટું છે. છતમનવેર એટલે સાતમાં પુલ પછી નદીને આડે બાંધેલા બંધને લીધે બોટને બહાર કાઢવા અથવા અંદર લેવાતી કરેલી ગોઠવણને ઓળખાવવામાં આવે છે અહીં બે પડખે દીવાલ ચણી વચ્ચે બે દરવાજાઓ રાખેલા છે. પ્રથમ એક દરવાજો ઉઘાડી બોટને અંદર લઇ પાછો વાસી દઇને બીજી બાજુનો દરવાજો ઉઘાડી બોટને નદીમાં દાખલ કરવામાં આવે છે. આ બાજુ એક બીજી નાની નહેર શેરઘડી પાસેથી કાઢેલી છે.

નદીના જમણા કાંઠે અમીરાકદલ પાસેથી એક નહેર નીકળી ચીનાર બાગ આગળથી ડાલ સરોવર તરફ જાય છે અને બીજી નહેર ઉપરના ભાગમાંથી કે યુરોપિયન કબ્રસ્તાન પાસેથી શરૂ થઇ નીડોઝ હોટલ પાસે બાંધેલા પુલ હેઠળથી થતાં ઉપર્યુક્ત સરોવર તરફ જાય છે, સજકુર લત્તો સુઘડ અને સગવડ વાળો છે. પ્રતાપ પાર્ક, રાણી મહેલ, ઇમ્પીરીયલ તાર ઓફિસ, પોલો ગ્રાઉન્ડ, પ્રતાપ કોલેજ, નીડોઝ હોટલ, રેસીડન્ટનો બંગલો, યુરોપીયન નરસીંગહોમ, ટપાલ ઓફિસ, લોઈડઝ બેન્ક, ઇમ્પીરીયલબેન્ક, શંકરાચાર્યનો પહાડ તથા નદી કાંઠે ફેન્સી સામાનની દુકાનો, કચેરીઓ વગેરે છે. હાઉસ બોટો વિશેષ ભાગે આ તરફ ઊભી રાખવામાં આવે છે આ સડક ઠંડી હોઇ લોકો સવાર સાંજ ફરવા આવે છે.

શંકરાચાર્યનો પહાડ ઉંચો છે. ગદાણ સાધારણ વૈવાથી આસાનીથી ઉપર ચઢી શકાય છે. એની ટોચે એક ઊંચા પડથાર પર જૂનું શિવાલય છે; જેને માથે ગુંબજ છે અને વરંડાને ફરતો કઠેરો ભરી લીધેલો છે. મંદિરમાં શિવની મ મોટું અને ઘણું ઊંચું છે. એ પહાડ પરથી જેહમની તથા તેમાંથી નીકળેલી નહેરો અને શ્રીનગરની આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય ઉપરાંત ડાલ સરોવર, ચશ્મેશાહી આદિ વિખ્યાત બાગો તથા હરિપર્વત વગેરે દૂરનાં મનહર દશ્યો આંખોને પ્રિય લાગે છે અને હવા પાતળી હોઇ ધુમ્મસ રહે છે એટલે કેટલીક વેળા વાદળા મધ્યેથી પસાર થવાનો અનુભવ થાય છે.

ડાલ સરોવરનો ઘેરાવો માઇલોમાં છે અને તેની ત્રણે દિશાએ ઊંચા પર્વતો આવેલા છે. તેમાંથી ઓગળતાં બરફના વહેતાં પાણીના નાળાં અને ઝરતા વહેળાથી તે મનન છલકાતું રહે છે. એનું પાણી બહુ સ્વચ્છ છે અને કોઇક જગાએ તળિયું પણ દેખાય છે; જ્યારે કેટલીક જગ્યાએ પચાસ ફુટ કરતાં વિશેષ ઊંડું લેખાય છે. એમાં નાનાવિધ શ્વેત, લાલ કમળ વગેરે ફૂલો ઊગે છે અને પાણી પર છવાયેલાં છે. તેના પાંદડા પર થોડાંક ટીપાં પાણી નાખતા તે મોતી સમાન લાગે છે. એ તળાવમાં શિંગોડા પુષ્કળ થાય છે. એ તળાવમાં ઊગી નીકળતી ઘાસ-વેલીઓ કાપી પાણી પર પાથરી માથે ખાતર માટી નાખીને બારેક ફૂટ લાંબા અને આઠેક ફૂટ પહોળા તરતાં ટાપુઓ બનાવવામાં આવે છે અને એ પર ખીરા, તરબૂચ ખડબૂચ વગેરે તરકારી વાવવામાં આવે છે એ ટાપુઓ મરજી મુજબ તળાવમાં ગમે તે સ્થળે ખસેડી શકાય છે.

સરોવરને એક તીરે સડકને લાગીને થોડેક છેટે ચશ્મેશાહી, નિશાત બાગ, સાલિમાર બાગ, મચ્છીની નહેર, હજરત તળાવ વગેરે અહીંનાં સુપ્રસિદ્ધ જોવા લાયક સ્થળો આવેલાં છે. જ્યારે બીજે કાંઠે કાના-વરી, હજરતબાગ, નસીમબાગ વગેરે તથા તળાવ વચ્ચે સોના લંકા અને રૂપાલંકા નામના બે નાના દ્વિપો દેખાય છે. આ સરોવર સાથે

જ્યાં નહેરોનો સંગમ થાય છે ત્યાં આગળ સપાટી નીચી હોવાથી સરોવરમાંથી વધુ પાણી વહી જતું અટકાવવા સારુ મોટા દરવાજો બેસાડેલો હોય છે અને બન્ને પડખે લોખંડની જાડી સાંકળો ભેરવી રાખેલી હોય છે કે જેને પકડીને નાવિકો વેગથી વહેતા પાણીમાંથી હાઉસ બોટ તથા શિકારાને દરવાજામાંથી તળાવમાં અથવા તો નહેરમાં દાખલ કરી શકે છે. આ તળાવમાં ગગરીબલ અથવા નસીમ બાગ પાસે તેમ જ નહેરમાં ચીનારબાગ આગળ હાઉસ બોટ ઊભી રાખી શકાય છે.

ચશ્મેશાહી, નિશાત, શાલેમાર નામના અતિ મોહક અને મનોરંજક બાગો પહાડોની તળેટીના ઢાળપર અને ડ્રગઝન, ગગરીબલ થઈ દલ્લ-તળાવ તરફ જતી સડક પર આવેલાં છે, મજકુર બાગો વિશાળ છે. અને પ્રત્યેકમાં વચ્ચે થઈને એક છીછરી નહેર પાંચથી આઠ ફૂટ પહોળી અને દરેક ફ્રુટ ઊંડી આરપાર બનાવી આરસબંધી કરી તેમાં હોજ અને ફારજા ગોઠવેલા છે અને બન્ને પડખે સુંદર પુષ્પોના છોડો તેમ જ ક્યારાઓ ઉછેરીને ફૂટપાથ બનાવેલ છે. કમ્પાઉન્ડમાં સફરજન, નાસપાતી, પીચ, વિલાયતી પેર વગેરે ફૂલ ઝાડ ઉગેલાં છે, જમીન પર જાણે આસમાની રંગનો ગાલીચો બિછાવ્યો હોય એમ વિલાયતી ઘાસ કાપીને ખૂબ રોનકદાર બનાવેલ છે. શનિવારે બપોર પછી અને રવિવારે આખો દિવસ ફુવારા ઊડતા રાખવામાં આવે છે. એ વેળા દર્શકો વિક્ટોરિયા મોટર અને ટાંગા દ્વારા સડકના રસ્તે તથા શિકારા અને કિશ્તીમાં બેસી ડાલ સરોવરના માર્ગે બાગોની મુલાકાત આવે છે અને મિત્રમંડળી સંગાથે ગંજીફા વગેરે રમી રંગરાગ તથા ચહા પાણી વગેરે ઉડાવી મોજ માણે છે.

ઉપરોક્ત બાગો ઘણે ભાગે મોગલ બાદશાહ જહાંગીરના જમાનાના છે. તેમાં એકથીજથી ક્રમશઃ ઊતરતા નહેરોના વિભાગો પાડેલાં છે. અને ત્યાં આગળ સંગેમરમરની ઢાળદાર શિલા બેસાડેલી છે, જેના પરથી ખડખડાટ કરતું અને જ્યાં આરસનો ચોરસ બાજઠ કે પગથિયાવાળો ઉપરબંધ ઓટલો ચણેલો છે તેમની નીચેથી સડસડાટ

કરતું પાણી નીચલા ભાગમાં પડતું જાય છે અને છેવટ બાગમાંથી ધોધની જેમ ઊંચેથી બહાર પડી સડક હેઠળથી ડાલ સરોવરમાં ચાલ્યું જાય છે. બાગોના ઉક્ત દશ્યો અલૌકિક અને ખૂબ ખૂબ મનોહર હોઈ વિઝીટરને બાગ પ્રત્યે વારંવાર આકર્ષણ રહ્યાં છે.

ચશ્મેશાહીનો પગથાર સડકથી ઊંચો હોઈ સીડી ચઢવી પડે છે એમાં ચશ્માનો આરંભ એક નાનકડા સમચોરસ કુંડમાંથી થાય છે કે જે બાગના મથાળે આવેલાં એક નાના મકાનના મધ્ય ભાગમાં આવેલ છે. કુંડમા આશરે એક ફૂટ ઊંચો અને ચારેક ઇંચ ઘેરાવાનો પત્થરનો પોલો નળો બેસાડેલો છે, જેમાંથી બરફ જેવું ઠંડું પાણી સતત છલકાતું રહે છે અને કુંડમાંથી ઉભરાઈ નહેરોના ભાગોમાંથી વહેતું જાય છે. જ્યારે નિશાદ તથા સાલેમાર બાગમાં હરવન તળાવની નહેરનું પાણી મથાળે ચણેલાં મકાનોની પછીતમાંથી બહાર પડી ઉપર જણાવ્યા પ્રમાણે નહેરોમાંથી વહેતું જાય છે.

મચ્છીની નહેર એટલે જીવતી માછલીઓનું સંગ્રહસ્થાન. એ સ્થળ હરવન તળાવ તરફ જતાં સાલેમાર બાગ પછીથી આવે છે. નહેર બેથી ત્રણ ફૂટ પહોળી છે અને દૂર સુધી વહેતી રહે છે. જેમાં વચ્ચે પાટિયાં કે જાળીઓ ગોઠવીને અલગ અલગ વિભાગો બનાવેલાં છે. તેમાં નાના-વિધ જાતની માછલીઓ લાલ, સોનેરી વગેરે ઉછેરવામાં આવે છે અને તેના પર જાળી ઢાંકી દેવામાં આવેલ છે.

હરવન તળાવ શ્રીનગર શહેરને પીવાનું પાણી પૂરું પાડે છે અને ઊંચા પહાડોની આડે બંધ બાંધીને તેના પરથી પડતાં ઝરણાંઓને રોકીને નહેર દ્વારા શહેરમાં લઈ જવામાં આવેલું છે. એ તળાવ બહુ મોટું નથી પણ પાણી દૂધ જેવું સફેદ અને ઘણું સ્વચ્છ છે. બગ મારફ ઠંડું છે.

અમરનાથના દર્શન શ્રાવણ સુદ પૂર્ણિમાના રોજ દર વર્ષે થાય છે. શ્રીનગરથી શ્રાવણ સુદ પંચમીના દિવસે સવારી નીકળીને અનંતનાગ, મટન, પેહલગામ વગેરે સ્થળોએ થઈને દર્શનના દહાડે ત્યાં પહોંચી

જાય છે અને તે જ દિવસે પાછી ફરી ત્રીજે દિવસે પાછી પેલગામ આવી જાય છે. એ સવારીમાં સાધુ, સંન્યાસી તથા અન્ય યાત્રિકો મળી જન સંખ્યા હજારોની થાય છે. અને રાજ્ય તરફથી પોલીસ, ડોકટરો વગેરેની સહાયતા મળે છે. પેલગામથી અમરનાથ સુધીના અહુલીશ માઇલના બરફથી છવાયેલા અને સખ્ત ચઢાણવાળા પહાડી તેમ જ ઉજડ પ્રદેશમાં દરેક મજલ પર હલવાઇઓ વગેરે હાટડીઓ માંડે છે એટલે મેળા જેવો દેખાવ બની રહે છે.

ક્રીશ્ચન બોટ પાંત્રીશેક ફૂટ લાંબી અને આઠેક ફૂટ પહોળી હોય છે. અને શિકારો બારેક ફૂટ લાંબો તથા છએક ફૂટ પહોળો છે. તેમાં વચ્ચે ગાદી તકિયા ગોઠવેલાં હોય છે. જેલમ નદી વેરીનાગ નામના ચશ્મામાંથી વહે છે અને અનંત નાગ શહેર આગળથી વહેતી જઇને બારમુલ્લા પાસે સરોવરને મળી જાય છે. ત્યાં સુધીનો તેનો પટ હાઉસ બોટ ચાલી શકે એવો છે. તેની સાથે કેટલીક નહેરોનું જોડાણ કરીને સિંધ નદી સાથે જોડેલ છે.

કાશ્મીરમાં કોઇ કોઇ સ્થળે તંબૂઓ સારુ જગ્યા રાખેલી છે અને ત્યાં તંબૂ નાખીને રહી શકાય છે. સરકારી માણસ ધારણસરનું કાંઇ દોઢ રૂપિયો ચાર્જ કે જે કાંઇ માસિક ભાડું મુકરર કરેલું હોય તે રસીદ આપીને વસુલ કરી જાય છે. શ્રી નગરમાં મુનશી તેમજ રામ મુનશી બાગની નજીકમાં જેલમ નદી પાસે તંબૂઓ માટે જગ્યા રાખેલી છે. ગુલમર્ગ તથા પેલગામ આદિ સ્થળોએ પણ તેવી વ્યવસ્થા છે.

## ગંધરબલ

શ્રીનગરથી તેર માઇલ દૂર આવેલ છે અને ત્યાં મોટર, ટાંગા વગેરે વાહનો જાય છે તેમ જ હાઉસ બોટ પણ જઇ શકે છે. અહીં સિંધ, નદીના બંને તીરે સપાટ જમીન હોઇ ચીનારના વૃક્ષોની સારી ઘટા છે તથા સ્થળ ઘણું શાંત અને શીતળ હોવાથી કેટલાક વિઝીટરો હાઉસ બોટો અહીં ઊભી રખાવે છે. હાઉસબોટ થોભાવવાનું રૂપિયા અઢી અને તંબૂ તાણવાનું ભાડું રૂપિયા અઢી દર પખવાડિક લેવામાં

## ગુલમર્ગ

કાશ્મીર રાજ્યનું આ પ્રસિદ્ધ સેનેટેરિયમ સ્થળ છે અને દરિયાની સપાટીથી ૮૯૦૦ ફૂટ ઊંચું છે. આ સ્થળ શ્રીનગરથી અઠ્ઠાવીસ માઇલ થાય છે અને બારામુલ્લા તરફ જતી રૂટે અમુક માઇલો સુધી જઇ ત્યાંથી ટંગમર્ગ તરફ જવું પડે છે ટંગમર્ગ શ્રીનગરથી ચોવીસ માઇલ થાય છે અને મોટર સર્વિસ ચાલે છે. ટંગમર્ગ પહાડની નજીકમાં આવેલું છે. ત્યાં દુકાનો, ગેરેજ વગેરે હોઇ ટટ્ટુ દાંડી, કુલી વગેરે મળી શકે છે, ત્યાંથી ગુલમર્ગ ચાર માઇલ અથવા ૨૧૦૦ફૂટની ચઢાઇ પર આવેલું છે. પગપાળે પણ ચઢી શકાય છે.

ગુલમર્ગની મોસમ મેથી સપ્ટેમ્બર સુધીની લેખાય છે, કે જે સમયે લોક સંખ્યા, વિઝીટરો, દુકાનદારો વગેરે મળી પાંચ હજાર પર પહોંચે છે. ઓક્ટોબરથી બરફ પડવો શરૂ થાય છે એથી રખોપિયા સિવાય બધી દુકાનો, હોટલો, કલબો, બંગલાઓ બંધ થઇ જાય છે. અને વસ્તી ચાલી નીકળે છે. અહીં મકાનો લાકડાના બાંધેલાં હોય છે અને ઉપરનું છાપરું પતરાનું હોય છે. ફ્લીન્ટ પત્થરની બાંધવામાં આવે છે.

પહાડનું ચઢાણ ખીણોના કિનારા પરથી શેરા હરિયાળાં જંગલમાંથી આડાં તેડાં વાંકા લેતુ જાય છે અને વરસાદ ન હોય તો ચઢતા બહુ આનંદ પડે છે તથા થાક ઓછો લાગે છે. ટંગમર્ગથી ગુલમર્ગ સુધીનું ટટ્ટુનું ભાડું નવ આના, દાંડીનું બે રૂપિયા દશ આના અને કુલીનું ફક્ત ચાર આના રાજ્ય તરફથી મુકરર કરેલું છે. અહીં હોટલની સગવડ છે તેમ જ મકાન વગેરે ભાડે મળી શકે છે. મુકરર કરેલી જગ્યા પર તંબૂ નાખી શકાય છે. તબૂ તથા રાચરચીલું કાશ્મીરમાં હરેક-સ્થળે ભાડેથી મળી શકે છે.

ગુલમર્ગની ધરતી સપાટ તેમ જ ઊંચા ટેકરા વાળી હોઇ તે તરફ ડુંગરા અને ઊંચા પર્વતો આવેલાં છે. દેવદાર, ચીલ, બદામ આદિ મોટાં વૃક્ષો અને વનસ્પતિ વગેરેથી લીલીછમ તેમ જ આંખને પ્રિય

લાગે છે; તથા ચાંદની રાત્રે સડકો ઉપર તેમ જ બંગલાઓમાં ઝગઝગાટ કરતા વીજળીના દીવાઓને લીધે ચંદ્રમંડળ સમાન માલુમ પડે છે. ગુલમર્ગ હંમેશાં શીતળ રહે છે અને વરસાદ પડતા શીતળતા વધી જઇ રાત્રે રજાઇ તેમજ કામળી ઓઢવી પડે છે.

અહીં યુરોપિયન તથા અમલદાર વર્ગ વિશેષ પ્રમાણમાં આવતો હોવાથી બજારમાં સામ સામે દુકાનોની લાંબી હાર આવેલી છે અને હરેક ચીજ વસ્તુ તથા સૂકો, લીલો મેવો, મીઠાઇ, ફરસાણ વગેરે મળી શકે છે. હિન્દુ મંદિર' શીખગુરૂદ્વાર અને ખ્રિસ્તીઓનું ચર્ચ પણ અહીંયાં છે તાર ઑફિસની સમવડ છે હોકી, ટેનીસ, પોલો, ક્રિકેટ રેસકોર્સ વગેરે રમતગમત માટે મોટાં મેદાનો તથા કલબ પણ છે.

સડકો પાકી બાંધેલી છે; જેમાં ડુંગરો પાછળ થઇને ખીણ પરથી કાઢેલી ગોળ ઠંડી સડક લંબાઇમાં આશરે આઠેક માઇલ છે હવા ખાનારાઓ માટે એ સર્વોત્તમ છે. એ સડકે પરિક્રમણ કરવાથી એક તરફ ઊંચા પહાડો અને બીજી તરફ મોટાં મોટાં હરિયાળાં વૃક્ષો તથા ખીણોમાં વહેતા નદી નાળાં વગેરે દૂર દૂરના દશ્યો નિહાળવાના મળે છે.

ખીલનમર્ગ નામનો પહાડ દરિયાની સપાટીથી ૯૫૦૦ ફૂટ ઊંચો છે અને તેનો ચઢાવ યુરોપિયન કલબ પાસેથી થોડુંક આગળ ચાલતા શરૂ થાય છે. એના પર પગપાળે અથવા ટટ્ટુ પર કે ડાંડીપર બેસીને જવાય છે. અહીંયાં જુલાઇમાં બરફ પીગળવા માંડે છે. એ પછી કોઇક યુરોપિયન તંબૂ નાખીને તથા ગુજરો-ભરવાડો પોતાના જાનવરો સાથે વસવાટ કરે છે. એક બે ફૂટ સમચોરસ નાનું સરખું ઝરણું અહીંયા છે જેમાથી બરફ જેવું ઠંડું અને નિર્મળ પાણી અખંડ વહેતું રહે છે.

અફરવાટ પહાડ ખીલનમર્ગથી ઊંચો છે અને તેના પર ચઢવાનો પગદંડો ઉપર જણાવેલાં ઝરણાં પાસે થઇને શરૂ થાય છે. એ ચઢાવ અતિ સખત છે, અને શ્વાસ ભરાઇ આવે છે. અફેલપથર નામનો પહાડ એથી પણ ઊંચો છે અને તેની ઊંચાઇ દરિયાની-સપાટીથી

૧૪૦૦૦ ફુટની છે રસ્તો અફગાનિસ્તાનના મથાળેથી જાય છે અને ઝોજીલા ઘાટનો છે જૂના જમાનામાં એના પર ગુલ બંકાવલીનો મહેલ હોવાની દંતકથા છે.

## પામ્પુર

શ્રીનગરથી જમ્મુ તરફ જતી સડકે પામ્પુર આવે છે. પામ્પુર ગામના સીમાડામાં કેસરનો પાક થાય છે માગશર, પોષ માસમાં એ પાક તૈયાર થાય છે આ વેળા તે પ્રદેશ ખૂબ મહેકી ઊઠે છે. એટલે આ આગળ જેલમ નદીમાં હાઉસબોટમાં રહેવામાં ખૂબ આનંદ મળે છે.

## અવંતીપુર

પામ્પુર પછી સાત માઇલે આવે છે અહીં એક મોટું જૂનું મંદિર જમીન હેઠળથી ખોદી કઢેલું છે એના ખંડિયેરો અને તેમાથી નીકળેલા મૂર્તિના ટુકડાઓ જોવા જેવા છે

## બ્રિજ બીહારા

અવંતીપુરથી આગળ ચાલતા જેલમ અને વીસુ નદીના સંગમ પર આવેલા પુલ પછી ૧૯ માઇલ અને અનંતપુરથી ૧૬ માઇલ થાય છે અહીંયા ચીનારનું એક મોટું વૃક્ષ છે, જેના થડનો ઘેરાવો ૫૦ ફુટ છે અહીંથી સાડાત્રણ માઇલ આગળ જતાં પૈનગામની સડક નીકળે છે અને ખાનાબલ આવીને ત્યાંથી અડધા માઇલે પ્રતાપપુર આવે છે. અહીં સુધી હાઉસ બોટ આવી શકે છે અને ત્યાં ડાક બંગલો તથા બજારની સગવડ છે

## અનંત નાગ.

પ્રતાપપુર પછી પોણા માઇલે પૈનગામ બાજુ જતી સડક પર આવેલ છે અને શ્રીનગરથી આશરે ત્રીસ કે બત્રીસ માઇલ થાય છે તથા મોટર સર્વિસ ચાલે છે, વસ્તી પચીસેક હજારની છે; અને શ્રી

નગર જિલ્લાના તાલુકાનું મોટું શહેર છે. શહેરનું બીજું નામ ઈસ્લામાબાદ છે અને વસતી મોટે ભાગે મુસ્લીમ વર્ગની છે. અહીં પોસ્ટ. તાર ઓફિસ, સ્કૂલ, ઇસ્પિતાલ, ધર્મશાળા, કચેરીઓ વગેરે છે અને ઊંચ પર પાથરવાના ગાલીચા વગેરે ઉત્તમ બને છે.

કાશ્મીરના પ્રદેશમાં કેટલાંક સ્થળો ઝરા અને ચશ્મા માટે પ્રખ્યાત છે. અહીં ત્રણેક સ્થળે તેવાં ઝરા છે, એક ઝરો બજારમાં આવેલી મસજિદના દ્વાર સામે છ ફૂટની ઊંચાઈથી પડે છે. બીજો ચશ્મો ખિરભવાનીના મંદિર (તુલમુલ)માં આવેલો છે; અને ત્રણ ફૂટ સમચોરસ કુંડમાંથી વહે છે. અને ત્રીજું સ્થળ તારઓફિસની નજીક આવેલ શોખધર્મશાળાના કમ્પાઉન્ડમાં છે. એમાં નાના મોટા મળી પંદર ઠંડા તથા ગરમ પાણીના જોવા જેવાં ઝરા છે.

ધર્મશાળા પાછળ ત્રસો ફૂટ ઊંચો પહાડ છે અને પાસે મંદિર છે. જેની ટેકરીથી ઝરાનું પાણી વહેતું આવે છે અને એક મોટા કુંડમાં પડે છે. ઉક્ત કુંડમાંથી નહેર દ્વારા વહેતું થઈ બીજા મંદિર ઉઠળ થઈને બીજા મોટા કુંડમાં પડે છે અને ત્યાંથી પાછું નહેરદ્વારા નીકળી ઢાળદાર શિલાપર થઈને મંદિરના મુખ દ્વાર પાસે આવેલાં કુંડમાં નીચે પડીને નાગબલ નદી શરૂ થાય છે અહીં મુસલમાનોએ એક ઝાડને ફરતો ઓટલો બાંધી લીધેલો છે અને ત્યાં નમાઝ પઢવામાં આવે છે. વળી કમ્પાઉન્ડમાં ગંધકના પાણીના નાના કુંડા પણ છે. અહીંના ચશ્માના કારણે હિન્દુ મુસલમાનો વચ્ચે વેળા નેળાએ વિખવાદ ઉત્પન્ન થાય છે.

## મટન

અનંતનાગથી પેલગામ તરફ જતી સડક પર આવેલું છે અને સો એક ઘરોની પંડ્યાઓની વસતી છે. આ એક તીર્થધામ છે. અહીં એક મંદિરમાં બે મોટા કુંડા છે, જેમાં ઝરાનું પાણી સતત વહેતું રહે છે અને નહેર દ્વારા બીજા કુંડમાં જઈ ત્યાંથી પાછું શરૂ થઈ બહાર વહીને નદીનું સ્વરૂપ લે છે.એ કુંડા સનાતનીઓમાં મત્ય-

ઠની માફક પવિત્ર મનાય છે અને યાત્રાળુઓ ત્યાં ચાલુ સ્નાન કરવા આવે છે.

મંદિરનો કમ્પાઉન્ડ મોટો છે. ચોતરફ ધર્મશાળા છે, એ મંદિરથી થોડેક છેટે પેલગામની સડકે એક ટેકરા પર બે સાંકડી ગુફાઓ છે અને તે દૂર સુધી જાય છે એમ ત્યાંના લોકો કહે છે.

આ સ્થળ અનંતનાગથી ચાર માઇલ ઉપર આવેલ છે અને ત્યાં જવાને ટાંગા જાય છે અથવા પેલગામની બસ સર્વિસ ચાલે છે.

## માર્તંડમંદિર

મટનથી કાચી સડકે અચ્છાબળ તરફ જતાં એક માઇલ પર આવે છે. એ મંદિર પ્રાચીન છે અને એનો વિસ્તાર મોટો છે. પણ ઘણા ભાગે પડી ગયેલ છે. મંદિરનો વિસ્તાર તેમ જ તેની ઊંચાઇ પરથી તે ભવ્ય હશે એમ જણાઇ આવે છે. મંદિરમાં ખોદકામ કરતાં નીકળેલા લાલ માટીના પચાસેક કુંભો મંદિરના ચોગાનમાં સાચવીને રાખેલા છે. પાસે ગામ છે. જેમાં હિન્દુઓના બે ત્રણ ઘરો સિવાય મોટે ભાગે મુસલમાનોની વસતી છે.

### અચ્છાબળ

મટનથી ચાર માઇલ થાય છે. સડક કાચી છે અને માર્તંડ થઇને જાય છે. ટાંગાઓ જઇ શકે છે, અનંતનાગથી સાડાપાંચ માઇલ થાય છે, આ માર્ગની સડક પાકી છે અને હુરોંગકાર તથા ટાંગા વગેરે વાહનો જાય છે. અહીં વિઝીટરો સારુ ડાક બંગલાની સગવડ છે. આ બાગ પણ શ્રીનગરના નિશાદ, સાલેમારની જેમ પહાડની તળેટીમાં આવેલ છે અને ત્યાં એક જીર્ણ ઇમારત છે અને એની પાસે એક કુંડ છે એ કુંડમાંથી ગુપ્ત રીતે ઝરાની શરૂઆત થાય છે અને ધોધબંધ નહેરોમાંથી પાણી વહેતું જઇ બાગમાંથી બહાર આવી ગઇટ નાળા નદી બને છે.

આ બાગમાં બે પડખે નાની અને વચમાં મોટી એમ ત્રણ

આરસબંધી નહેરો બનાવીને તેના ચડઊતર વિભાગો પાડી મોટી નહેર વચ્ચે ત્રણ મોટા કુંડો બનાવેલાં છે અને દરેકમાં પચીસ પચીસ કારંજા ગોઠવેલાં છે. નહેરોની બન્ને બાજુ ગુલાબ તથા તરેહતરેહના પુષ્પોના છોડ રોપેલાં છે તથા કુંડાઓ ગોઠવેલાં છે, કમ્પાઉન્ડમાં ચીનારના વૃક્ષો તથા ફળ ઝાડો લાગેલાં છે, અને જમીન સર્વત્ર હરિયાળાં ઘાસથી લીલીછમ માલૂમ પડે છે. ફુવારાઓ ઊડતા હોય છે ત્યારે દશ્ય અલૌકિક લાગે છે.

## પેલગામ

શ્રીનગરથી અઠ્ઠાવન માઇલ થાય છે અને ત્યાં જવા આવવા માટેની મોટર સર્વિસ દોડે છે. અહીંયાં ચોતરફ ઊંચા પહાડો છે અને તે દેવદાર તેમ જ પાઇન આદિ વૃક્ષોથી અચ્છાદિત; કોઇ ટોચપર થોડે યા ઘણેઅંશે બરફ પડયો રહે છે. લેદર અને શેશનાગ નદી આ ખીણમાંથી ઘૂઘવાટ કરતી ઝડપથી વહે છે. ગામમાં પચાસેક દુકાનો, આઠ દશ મકાનો, હિન્દુ તથા યુરોપિયન હોટલો છે. આ ઉપરાંત બસો તંબૂઓ ઊભા થઇ શકે એટલી જગ્યા છે. તંબૂ તેમ જ રાચરચીલું બાડેથી મળી શકે છે, તારટપાલ ઓફિસ પણ છે. ટપાલ અનંતનાગથી હલકારા દ્વારા આવતી હોવાથી મોડી મળે છે.

મે મહિનાથી તે સપ્ટેમ્બરની આખરસુધી અહીં રહી શકાય છે એ વેળા શ્રીનગર જરાક ગરમ રહે છે. ઓકટોબરથી બરફ પડતાં હોઇ શીતળતા બહુ વધી જાય છે, જેથી ચોકીદારો સિવાયની બધી વસતી ચાલી જાય છે. હું તા. ૨૧–૮–૩૩ ના રોજ શ્રીનગરથી આવીને ખાલસા હિન્દુહોટલમાં ઉપલે મજલે એક રૂમમાં ઊતર્યો હતો; અને મારો બિસ્તરો કોટ પર છોડી રહ્યો હતો એવામાં બાજુની રૂમમાં ઊતરેલા અને વરંડામાં ખુરશી પર બેઠેલા કલકત્તાવાળા શેઠ નારાયણદાસ ભગવાનદાસ બિન્નેરીઆ અમરનાથ ચાલવાને આગ્રહ કરવા લાગ્યા અને જણાવ્યું કે "આ હોટલનાં ખૂણા પરની રૂમમાં રહેતું મુંબઇનું એક ગુજરાતી કુટુંબ પણ આવતી કાલે ચાલનાર છે."



અમરનાથને રસ્તે

દીપક પ્રિન્ટરી અમદાવાદ

પાછો જોરથી પડવા લાગ્યો તથા ટાઢ પણ ખુબ વધતી ચાલી. અમોએ વાળુ કરી લીધું અને ટેન્ટ ડાકિમની પાટિયાની બેઠકપર પથારીઓ પાથરી ગરમ ઓઢણાઓ હુંફળ સરકી ગયા અને અમારા ચપરાસીઓ તથા ઘોડાવાળાઓએ વંડાનો આસરો શોધી લીધો.

પ્રભાતે ઉઠતા જીવણભાઈને ઘોડાવાળાઓ કહેવા લાગ્યા કે વરસાદ તો કે વરસતો બંધ થઈ ગયો છે પણ તાજો બરફ પડ્યો હોય એમ લાગે છે. થોડા વખત પછી આકાશમાં સૂર્યના કિરણો પડવા લાગ્યા અને આશાની ઊર્મિઓ ખીલવા માંડી સૌએ શૌચ આદિથી પરવારી નાસ્તો કરી લીધો અને ઘોડાપર પાછા અસવાર થઈને વાવજન તરફ પ્રયાણ કર્યું. અમારા કાફલાને જતો નિહાળી શેઠ ખિજોજીઆનો કાફલો જેણે રસ્તા નજીક પતરાના છાપરામાં મુકામ કર્યો હતો તેઓએ પણ ઘોડાપર પલાણ નાખવા માંડ્યા અને બન્ને કાફલાઓ પીસુની ખીણી અને અતિ સખત ચઢાણ પાસે આવી પહોંચ્યા. અહીં ઘોડાની લગામ મોઢાથી અલગી ખેંચાઈ જવાથી ઘોડા પાછા પગલાં ભરવા લાગ્યો, જેથી ઘોડાવાળો પાછળથી દોડી આવ્યો અને ઘોડાને રોકી લીધા પણ મને દહેશત લાગવાથી ઘોડાપરથી ઊતરી પડ્યો અને પીસુની ચઢાઈ પગે ચઢી ગયો આ રસ્તો વિશેષ ભાગે મેં પગે ચાલવાનું પસંદ કર્યું.

અહીંયાં હરિયાળી ઓછી હોઈ પહાડો ઉજ્જડ અને શિખરો પર ચોતરફ બરફ નજરે પડે છે. માત્ર મેદાનમાં નાનાવિધ પુષ્પોના ઝુંડો માલૂમ પડે છે. ચંદનવાડીની વાટમાં કવચિત ઢોરો ચરતા ભરવાડ તો કયાંક ખેતી નજીક ખેડૂતોના એકાદ બે ઝૂંપડા નજરે ચડે છે. દૂધ તેમ જ બાળવાના લાકડા પણ જડી આવતા હતા ત્યારે વાવજનના માર્ગમાં પશુ પંખી પણ જવલ્લેજ દેખાતા હતા.

સાંજે ત્રણેક વાગે વાવજન પહોંચતા શેષનાગ નામના તળાવ પાસે પતરાના ઝૂંપડામાં મુકામ નાખ્યો. એ ઝૂંપડા ઘોડારના જેવા લાગતા હોય છે અને તેને એકથી બે દરવાજા રાખેલા હોય છે. અહીં પણ

તાપણું ચાલુ કરી ઘોડા પરથી ફોલ્ડીંગ પલંગો ઉતારી અંદર ગોઠવવા માંડયો. એવામાં એકાએક વાવાઝોડું થયું અને અતિ જોરથી વરસાદ પડવા લાગ્યો; ચોતરફ ઠંડીના મોજાં ફરી વળ્યાં. મનુભાઈ જેવા ખડતલ યુવક અને તેમના પત્નીના અંગો ગરમ થઈ આવવાથી છગનભાઈ વિમાસણમાં પડી ગયા. થોડા સમય પછી વરસાદ વરસતો બંધ પડી ગયો અને છગનભાઈ તથા હું ઓવરકોટ પહેરીને થોડેક દૂર જુદા જુદા ઝૂંપડાઓમાં ઉતરેલા અપરિચિત કુટુંબ અને ગોઠ મિજોરીઆના કાફલાની ખેરિયત પૂછી આવ્યા; અને પાછા ફરી રાત્રે વાળુ કરી લઈ પોઢી ગયા. સવારે વહેલાં ઉઠતાં સામે આવેલા બરફથી ઢંકાયેલા શિખરો સૂર્યના પ્રતિબિંબોથી ચાંદી સોનાના પતરાની જેમ ચળકતા નિહાળી અમારી હોંશ પુનઃ મનોજ્ઞ થઈ અને નાસ્તો કરી ત્રીજી મજલે ઉપડયા.

વાવજનથી પંચતરણી જતાં વાટમાં કરડાં ચઢાણો અને સખત ઉતરાણો આવતા હોઈ કયાંક બંધાઈને કઠણ થઈ ગયેલી જ બરફની જમીન પરથી કડકડ અવાજ કરતાં ઘોડાઓના ડાબલા સંભળાય છે તો કયાંક ખીણમાંથી વહેતી જતી નદી વચ્ચે બરફની લાદીઓ પડેલી માલૂમ પડે છે. એકાદ બે જગ્યાએ રૂ જેવો પોચો અને સાકરની કણીઓની જેમ ચળકતો બરફ જોઈ છગનભાઈના બાળકો જતીન, સુલોચના તથા ભત્રીજી શ્રીમતી ઘોડા પરથી ઉતરી પડયા અને મુઠીઓ ભરી બરફ ખાવા લાગ્યા. બપોરે ઠોકને સુમારે પંચતરણી નદીના કાંઠે બાંધેલાં પતરાંના અલગ અલગ છાપરાંઓમાં અમારા કાફલાએ મુકામ કર્યો અને એકાદ કલાક વિસામો લઈ અમરનાથની ગુફા જે અહીંથી ચાર માઈલ થાય છે ત્યાં જવા ઘોડા પર પાછા ચઢી બેઠાં.

પંચતરણીનો ઉક્ત પડાવ મુકી થોડાક આગળ ચાલતાં એક સીધો કઠિન ચઢાવ ચઢવો પડે છે. અને પેલીગમ તેટલો જ સખત ઉતાર ઉતરવો પડે છે. એ પછી ખીણમાં નદીપર બંધાઈ ગયેલો આશરે અડધો માઈલ લંબાઈનો રસ્તો આવે છે અને બન્ને પડખે બરફ આચ્છાદિત

શિખરોવાળા ઊંચા પહાડો આવેલા છે. ઉપર્યુક્ત રસ્તા પરથી અમારા ઘોડાઓ આગળ વધતાં ડાબે પડખે એક ઊંચા પહાડ પર આવેલી અમરનાથની ગુફા દેખા દે છે. એ મોટી અને પહોળી બખોલ જેવી હોઈ મોઢા આગળથી ખુલ્લી છે અને આગલો ભાગ ઊંચો અને પાછળથી ઢળેલો છે.

ગુફાનું ચઢાણ ઊભું છે ચડતાં શ્વાસ ભરાઈ આવે છે. આ ગુફામાં જે બે ત્રણ ગોખલા છે તેની અંદર અને જમીન પર પડેલી બરફ જામીને ઘન બની બનેલી બરફની શિલા પર પ્રત્યેક માસે અજવાળિયાની એકમથી લિંગ બંધાવા માંડે છે અને પુનમે પૂરું બંધાઈ જાય છે. તેવી જ રીતે અંધારિયામાં પ્રતિપદાથી ગળવા લાગે છે અને અમાસે પૂરું ઓગળી જાય છે; એવી માન્યતા પ્રચલિત છે. દરવર્ષે શ્રાવણ મહિનામાં શુક્લ પક્ષની પૂર્ણિમાના રોજ યાત્રા ભરાય છે, જે વેળા શ્રીનગરથી મહંતની આગેવાની નીચે યાત્રિકોનો સંઘ આવે છે. અમે ભાદરવા સુદ ૧૪ તા. ૩ જી સપ્ટેમ્બર ૧૯૭૩ના રોજ ગુફામાં દાખલ થયા અને સર્વ જગા ઝીણવટથી નિહાળી જોઈ. ક્યાંય પણ શિવલિંગ કે દેવપક્ષીનું જોડું દેખાયું નહિ; મારા એક મહારાષ્ટ્રીય મિત્ર સાથે શ્રીનગરમાં એ સંબંધી વાત થતાં તેમણે પણ જણાવ્યું હતું કે "અમે ગયા હતા ત્યારે પણ એવું કશું નજરે પડ્યું ન હતું."

અમારો કાફલો ગુફા જોઈ પાછો વળ્યો. બરફના રસ્તા પર પગપાળા ચાલીને કુતૂહલ ખાતર હું ઘોડા પર ન બેઠો અને છેક અગીઆર સોખંડની ભૂંગળી બેસાડેલી લાકડી હાથમાં પકડી પગે ચાલવા લાગ્યો. બરફનો રસ્તો ઓળંગીને ચઢાણ ચઢતા હતા એટલામાં વાદળ ઘેરાઈ જઈ વરસાદ તેમ જ બરફ પડતો શરૂ થઈ ગયો. સ્વજનોના આગ્રહથી હું ઘોડા પર બેઠો અને ચઢાણ પૂરું થઈને ઉતરાણ શરૂ થતાં ઘોડો ઊતરી પડ્યો તથા નીચે ઊતરી આવતાં ઘોડા પર ફરી અસવાર થઈ ધીમે ધીમે ચાલી અમે અમારા મુકામે પહોંચી ગયા

બરફ ઝીણો ઝીણો પડવા જ કરતો હતો અને ટાઢી વધતી જતી હતી. રમેચો તથા અન્ને વાડીઓના શરીર ગરમ થઈ આવ્યા હતા. સદગુણ આને પણ થાક લાગેલો હતો એ સમયે મને હાજતે બહાર જવુ પડયુ ; પહાડો ગયા બરફમય થઈ ગયા હતા; અને જમીન પર ચારેક ઈંચ બરફનુ પડ જામી ગયુ હતુ, જેના પર ચાલનાં કડકડ અવાજો થતા સભળાતા હતા એ નડી મને પણ સખત ધ્રુજ ચડી આવી અને મારી પાસેના તમામ ગરમ ઓઢણા ઉપરાત જીવણભાઈએ ઓઢાડેલુ પોતાનુ ગરમ ઓઢણ છતા કલાક ધ્રૂજ ચાલુ રહી. છેવટે એક મોટી કાગરી-સગડી પલગ હેઠળ રાખવામા આવી અને એક નાની કાગરી ઓઢણાની અદર રાખી ત્યારે નાતિ વળી હતી.

રાતનુ વાળુ સૌએ પોતાના પલગ પર બેઠા બેઠા કર્યું અને અમારા કાફલા ભેળા શિરસ્તેદાર હતા તેમને અમે પૂછવા લાગ્યાં કે 'અહીં કેટલો બરફ પડે છે ?' તેના ઉત્તરમા તેમણે જણાવ્યુ કે થોડા જ વર્ષો પૂર્વે છડીમાથી એટલે શ્રીનગરથી નીકળેલા યાત્રિકોના સંઘમાથી છૂટા પડીને આગળ વધેલા યાત્રિકો અહીં ઓગષ્ટ મહિનામાં બરફ તળે દટાઈ ગયા હતા આ પ્રત્યુત્તર સાભળીને અમે પોતે પણ બરફ જેવા ઠરી ગયા બીજે દિવસે વહેલી સવારે શિસ્તા આકાશ સ્વચ્છ માલૂમ પડયુ અને થોડી પળો પછી સૂર્યનારાયણના દર્શન થયા સૌના હૈયા હેઠ બેઠા અને મોઢા હરખાયા અમોએ સામાન વગેરે ઘોડા પર લદાવી નાસ્તો કરી લીધો અને વાવજનના મુકામે નહિ રોકાતા સીધા ચદનવાડી મુકામે પહોચવુ એવો નિશ્ચય કરીને ઘોડાઓ પર ચઢી બેઠા

બરફ પીગળવા મડયો હતો અને રસ્તો ખુલ્લો થતો જતો હતો થોડુક ચાલ્યા પછી હુ ઘોડા પરથી ઊતરી પડયો હતો અને ચંદનવાડી સુધી મોટા ભાગે પગે ચાલ્યો હતો સાંજે અમે ચદનવાડી પહોચ્યા અને સ્ટેટ હાકિમના સ્વાગતથી અમારા કાફલામા શિરસ્તેદાર, તેમના માતુશ્રી, નોકરો તથા ઘોડાવાળાઓ મળી સર્વ ચાલીસેક

રાજાબજાર અને આસપાસના લત્તાઓ વેપારના મોટા મથકો છે. છાવણીની સડકો સીધી અને પહોળી છે. સ્ટેશનો પાસે વાહનો મળી શકે છે.

## તક્ષશિલા

એન. ડબલ્યુ. રેલવે પર જંક્શન સ્ટેશન છે. અહીંથી એક ફાંટો હવેલિયન તરફ જાય છે.

તક્ષશિલા સ્ટેશનથી આશરે અડધો માઇલ દૂર એક મ્યુઝિયમ-સંગ્રહસ્થાન છે, જેમાં ઇ.સ. પૂર્વેના ત્રણ પ્રાચીન શહેરો અને બુદ્ધના સ્તૂપો અને મઠો જે સૈકાઓથી દટાઇ રહ્યાં હતા તે ખોદકામ કરવાથી જમીનમાંથી નીકળી આવ્યા છે. હાથ ઘડેલ ઘરવખરી, ઘરેણાં, વાસણો, શસ્ત્રો, સિક્કાઓ, લેખો ઇત્યાદિ વસ્તુઓને સાચવીને રાખવામાં આવેલ છે. એ સંગ્રહસ્થાન જોવાથી તે કાળના લોકોની રહેણી કરણી તથા હુન્નર-કળા અને તેમણે કરેલી પ્રગતિનો અનુભવ મળે છે. એ મ્યુઝિયમ તથ. અવશેષો જ્યાંથી વસ્તુઓ નીકળેલી છે તે નિહાળવા સારુ પાસ લેવો પડે છે. પાસની ફી. ફક્ત ૭ આના છે

સૌથી પ્રાચીન શહેરનો અવશેષ 'ભીરમાઉન્ડ' ઊંચી ટેકરીપર છે અને ઇ.સ. પૂર્વે બીજી સદીના દ્વિતીય શહેરના અવશેષ 'શીરકાપ' નામના નાળાની પેલી તરફ દક્ષિણ ટેકરીપર આવેલા છે કે જેના ઉત્તર છેડે કોટ હોઇ રસ્તા, ગલીઓ અને મકાનોની પ્લીન્થો મોજૂદ છે, તૃતિય અવશેષ 'સીરસુખ' એ કુશાનોના રાજ્યકાળમાં બંધાયેલા શહેરના છે આ સિવાય અશોકના સમયમાં બંધાયેલ ધર્મરાજ સ્તૂપ અને ત્યાં આવેલા દેરાંમાં અશોકની ગંભીર મૂર્તિ અને તેમના અવશેષો વગેરે જોઇ શકાય છે.

કુણાલ સ્તૂપ સમ્રાટ અશોકના પુત્ર અને તક્ષશિલાના સૂબા-વાઇસરોય કુણાલને ત્યાં આગળ તેની સાવકી માતાએ દગાથી આંધળો કરી દીધો હતો ત્યાં આગળ તેની યાદગીરીમાં બાંધેલ છે. મોહરા મોરાદુ, પિપલાન, ભામાર વગેરે સ્તૂપો અને મઠો ઉપરાંત જંડિયાલ

પર એક મોટું દેરું વગેરે છે. આ જગ્યાએ નિલજિતથી દર વર્ષે યાત્રાળુઓ પોતાની સાથે નકશા લઇ આવતા અને તક્ષશિલા અહીં હતી એમ દર્શન કરતા હતા પરિણામે આ ખોદકામ થઇને અવશેષો જડી આવેલા છે.

## પંજા સાહેબ

શીખોનું આ એક મોટું ધર્મસ્થાન છે અને પંજાબ પ્રાંતમાં હોઇ એન. ડબલ્યુ. રેલવે પર આવેલ હસન અબ્દલ સ્ટેશનથી જઇ શકાય છે. સ્ટેશનથી અરધા માઇલના અંતરે આવેલ છે. વાહનો વગેરે મળી શકે છે.

મકાન એક બાજુનું ઘણું મોટું છે. યાત્રીકો માટે ખોલીઓની સગવડ કરેલી છે. ચોક મોટો છે. તેની વચ્ચે એક ચશ્મો છે જેનું પાણી અતિ સ્વચ્છ અને ઠંડું છે. એમા નહાવાની છુટ છે.

ચશ્માની એક બાજુ દીવાલમાં આવેલા ગોખલામાં કાળા રંગનો પંજો છે અને ઉપર ઘણો ઊંચો પંજો ઊભો કીધેલો છે. આ સિવાય પ્રાર્થના માટે હોલ બાંધેલો છે. ગ્રોડમા સર્વને જમવાની છુટ છે. મકાનના મુખ્ય ભાગ પર હોટલો, દુકાનો છે. ગામ નાનું છે. પાસે ડુંગરાઓ છે હોલમાં પ્રવેશ કરતી વેળા માથા પર ટોપી કે ફેંટો રાખવો પડે છે.

## પેશાવર

વાયવ્ય સરહદ પ્રાંતનું આ મુખ્ય શહેર છે અને મોટું લશ્કરી મથક છે. શહેર અને છાવણી એમ બે સ્ટેશનો છે, અને એન. ડબલ્યુ. રેલવે પર આવેલ છે.

શહેરને ફરતો કોટ છે. કોટને વીશ દરવાજા છે અને કાબુલ દરવાજા સિવાય બીજા બધા ય દરવાજા રાતના દશ વાગે બંધ કરી દેવાય છે. શહેર અને છાવણીનો વિસ્તાર મોટો છે. છાવણીની સડકો અને શહેરની મુખ્ય સડક તથા વેપારી લત્તાની સડકો પહોળી છે; અંદરના

દ કે ત્રણેક લાખની વસ્તી વાળું આ શહેર હિંદી પ્રાંતનું મુખ્ય અને અતિ પ્રાચીન મશહુર ઐતિહાસિક શહેર છે. જુનું અને નવું શહેર એમ બે વિભાગો છે અને મોટું રેલ્વે જંકશન સ્ટેશન છે. ઘણીખરી મોટી રેલ્વેઓની મુખ્ય ઓફિસો અહીં છે હિન્દના મોટા બંદરે, હિલ સ્ટેશનો તથા મોટા શહેરો સાથે રેલ્વે દ્વારા જોડાયેલું છે. દરિયાની સપાટીથી ૭૨૦ ફુટ ઊંચુ આવેલ છે.

શહેરમાં વીજળીથી ચાલતી ટ્રામ સર્વિસ છે. એ જ કંપનીની બસ સર્વિસ દૂર દૂર દોડે છે. ઉપરાંત ટુરિંગકાર, સગરામ, ટાંગા, એકા વગેરે વાહનો મળી શકે છે. મુસાફરો સારૂ ધર્મશાળાઓ, લોજીંગ બોર્ડીંગ હાઉસો વગેરે ચાંદની ચોક, લાહોરી ગેટ વગેરે આસપાસના લત્તાઓમાં આવેલ છે. અનાજ કરિયાણુ, મેવો, શાકભાજી ઇત્યાદિ વસ્તુઓનો છુટક તેમ જ થોકબંધ વેપાર એ જ રસ્તાઓ પર દેખાય છે. મકાનો પાંચ મજલા સુધીના અને અગાશીવાળા છે. ચાંદનીચોક અને લાહોરીગેટ વગેરે બજારના રસ્તા પહોળા છે અને ચાંદની ચોકમાં ઘટાઘર બાંધેલું છે. શહેરમાં વીજળીની બત્તીઓ છે.

આ શહેર સને ૧૬૩૦ થી ૧૬૫૦ દરમિયાન મોગલ સમ્રાટ શાહજહાનના સમયમાં વસેલું છે એનો લાલ કિલ્લો તથા તેમાં આવેલા મહેલ, મોતી મસ્જિદ, દીવાને ખાસ, દીવાને આમ વગેરે મકાનો અને પુરાણું સિંહાસન ખાસ જોવાલાયક છે. જુમા મસ્જિદનું બહુ મોટું અને શાનદાર મકાન, એના આસપાસ પર ઊભું કરેલું માણી શહેનશાહ એડવર્ડ સાતમાનું બાવલું, સ્ટેશન નજીક આવેલા કાબુલ ગેટ કે જ્યાં જનરલ નિકલસન મરાયો હતો વગેરે, જૂની દિલ્હીના સ્થળો મશહૂર છે. આ શહેરને અંગ્રેજ સરકારે સને ૧૮૫૭ના બળવા પછીથી પંજાબ પ્રાંત સાથે જોડી દીધું હતું.

અહીં કેળવણીની અનેક સંસ્થાઓ, આરોગ્ય રક્ષક ખાતાઓ વગેરે હોઇ સોનેરી રૂપેરી ભરતકામ તથા આરસપહાણ તેમજ હાથીદાંતનું ઝીણું કોતરકામ ઘણું સુંદર થાય છે. પ્રત્યેક વર્ષે દશેરા ટાંકણે

નદી વચ્ચે બંધાએલા દિલ્હી શહેરના અવશેષો ૪૫ ચોરસ માઇલના વિસ્તારમાં વેરણ છેરણ પડેલા છે. એ જોવા માટે વિઝીટરોનું હમેશાં આકર્ષણ રહ્યું છે. એની હદની શરૂઆત કુતુબમિનાર પાસેના રાય પીથોરાના કિલ્લાથી થઇને ફીરોઝશાહ તઘલખે બંધાવેલ જહાનુમા મહેલ અને તેના ક્વાર્ટર્સ પર્યંત લંબાયેલ છે

જૂના શહેરોમાં રાય પીથોરાનો કિલ્લો, એનાથી પાંચ માઇલ પૂર્વે આવેલા તઘલખાબાદ, અર્વાચીન દિલ્હીની ઉત્તરે આવેલ જહાં પનાહ અને શીરી, ઇન્દ્રપ્રસ્થ અથવા પુરાણા કિલ્લા (હુમાયુ, શેર-શાહે વસાવેલ શહેર તથા કિલ્લો) અને અર્વાચીન દિલ્હીના દિલ્હી દરવાજાથી માત્ર અડધા માઇલના અંતરે દક્ષિણમાં આવેલ ફીરોઝાબાદ જેના ટોપ પર બુદ્ધનો સ્તંભ જે ફીરોઝશાહની લાટ તરીકે ઓળખાય છે વગેરેનો સમાસ થાય છે.

જોવાલાયક સ્થળોમાં કદમ શરીફ, રોશનઆરા ગાર્ડન, હુમાયુની કબર, ખ્વાજા નિઝામુદ્દિનની દરગાહ, બેગપુરની કબરો, સફદર જંગની કબર વગેરે છે. હુમાયુની કબરના મથાળા પરથી ઇ. સ. ૧૮૦૩માં લોર્ડ લેકે જમના નદીના પૂર્વ કિનારા પાસે પત પારગંજ આગળ મરાઠાઓને હરાવ્યા હતા તે દિલ્હીની લડાઇની જગ્યા દેખી શકાય છે. સફદર જંગની કબરથી પાંચ માઇલ પર કુતુબ મિનાર આવેલ છે. સુલતાન તૈમુરલંગે ઇ. સ. ૧૩૯૮માં દિલ્હીના પઠાણ સુલતાન મહમદશાહને હરાવ્યો તે સ્થળ કુતુબ તરફ જતા આવે છે.

કુતુબ મિનાર દિલ્હીથી અગિયાર માઇલ અને નવી દિલ્હીથી છ માઇલ થાય છે. અહીં ગેસ્ટહાઉસની સગવડ છે. ચોપાસ સુંદર બાગ છે અને પાસે જ યોગમાયાનુ મંદિર અને અનંગપાલ-કૂવો છે પૃથ્વીરાજના સમયની દિલ્હી પણ અહીં જ હતી તથા કુતુબ મિનાર પરથી બે બુરજ ઉતારી લીધા છે એમ જણાવવામાં આવે છે કે એના પરથી દિલ્હીમાં એક ઊંચી જગ્યા પર રાત્રે અતિ પ્રકાશમાન દીવો થતો કે જે કાબુલના ગિઝની શહેરમાં દેખાતો આવું પૃથ્વીરાજ રાસામાં

વર્ણન છે. તે બુરજ આ કુતુબ મિનારનો તો નહિ હોય ?

## ગ્વાલિયર

સિંધિયા સરકાર નામના હિન્દુ રાજ્યસ્થાનનું પાટનગર છે, અને જી. આઇ. પી. રેલ્વેની મેઇન લાઇન પર જંકશન સ્ટેશન છે. સ્ટેશનનું પ્લેટફોર્મ મજાનું બાંધેલું છે. શહેર ત્યાંથી દોઢેક માઇલ છે. પ્રથમ લશ્કર આવે છે જ્યાં મુસાફરો માટે ધર્મશાળા છે. સ્ટેટ તરફથી બાડ હોટલ અને પાર્ક હોટલ ખોલવામાં આવેલ છે. પ્રથમની હોટલ યુરોપીયન અને બીજી હોટલ ઇન્ડીયન સ્ટાઇલ પર ચલાવવામાં આવે છે અને બન્નેમાં દરેક પ્રકારની સગવડ છે, અને સ્ટેશન પાસે જ આવેલી છે. બન્નેને મોટા કમ્પાઉન્ડ છે અને તેમાં સુંદર બાગ બનાવેલા છે. સ્ટેશન પાસે વાહનો મળી શકે છે.

ધર્મશાળાથી શહેર તરફ આગળ જતાં ઇન્ડસ્ટ્રીયલ મ્યુઝિયમ, રાણી લક્ષ્મીબાઇની છત્રી તથા ફૂલબાગ આવે છે. લક્ષ્મીબાઇની છત્રીની ચારેબાજુ આરસની જાળી પર ઇ. સ. ૧૮૫૭ના બળવાના વખતે રાણી લક્ષ્મીબાઇએ ઝાંસીમાં દાખવેલ શૌર્યનું વર્ણન કરીને પુત્ર નહિ હોવાના કારણે દત્તકપુત્ર લેવાનો કરેલો વિચાર બ્રિટિશોએ નામંજુર કરવાથી બળવા વખતે બ્રિટિશોનો સામનો કર્યો અને વારસીગતા પૂરક લડીને રણમાં પોઢી વગેરે વર્ણવીને સદ્‌ગતનું ગૌરવ કરેલું છે.

ફૂલબાગનો વિસ્તાર મોટો છે. તેમાં હિન્દુઓ માટે શાનદાર મંદિર, શીખો માટે ગુરુદ્વારા અને મુસલમાનો માટે નાની પણ સુંદર મસ્જિદની સગવડ કરી આપી પ્રજા પ્રત્યેનો અપ્રતિમ પ્રેમ રાજ્યે બતાવેલ છે. એમાં જાનવરોનું સંગ્રહસ્થાન, ઓફિસરોનું મકાન અને સુંદર રાજમહેલ વગેરે જોવાલાયક છે. શહેરમાં રાજવાડામાં માજી મહારાજાની સંગેમરમરની શાનદાર છત્રી ચોક વચ્ચે બાંધીને ચોપાસ બાગ અને ફુવારા ગોઠવ્યા છે તથા ફરતા મોટા રસ્તાઓ પર પોસ્ટ ઓફિસ, થિયેટર, મારકેટ, બેન્ક આદિ મોટી મોટી ઇમારતો આવેલી છે. એમાં એક સુશોભિત રાજમંદિર છે, જેનો રંગમંડપ વિશાળ છે

અને ત્યાં અખંડિત ગાયન, નૃત્ય ચાલતા રહે છે. એના દરવાજા ઊંચા છે અને એના પર નગારખાનું છે.

શહેરના રસ્તા પહોળા અને મકાનો અસલી બાંધણીના છે. શહેરીનો લત્તો રજવાડી ગામનો આભાસ કરાવે છે. એનો કિલ્લો એક અલગ પહાડ પર લશ્કર નજીક બાંધેલો છે અને તેની લંબાઈ ઇશાન કોણથી અગ્નિ કોણ સુધી વધારેમાં વધારે દોઢ માઇલ છે અને પહોળાઇ ૩૫૦ વાર છે. કિલ્લાની ઊંચાઈ ઉત્તર છેડે વધારેમાં વધારે ૩૪૨ ફૂટ છે અને પૂર્વ બાજુ પર મોટામાં મોટી આકૃતિઓ કોતરેલી છે. કોટ પર ચડવાનો રસ્તો ઊભા ચઢાવવાળો છે. ઉપર જતાં મોટા પગથિયા કોતરેલા છે. એવરે હાથી દરવાજો આવે છે કે જેના પર હાથીની આકૃતિ કોતરેલી છે.

કિલ્લા પરથી મનોહર દેખાવ નજરે પડે છે. એમાં શીશમહેલ માનમંદિર, સાસુ વહુનું મંદિર, સુરજ કુંડ, લાટ અને પ્રાચીન શિલાલેખો, મૂર્તિઓ વગેરેનું મ્યૂઝિયમ છે. સાસુ વહુના મંદિરો તથા શીશમહેલનું કામ જોવા જેવું છે. દરેક ચીજ છત, આરકાં, થાંભલા વગેરે પત્થરના છે. તાનસેન ગવૈયાનો મકબરો મહમદ ઘોસના મકબરા પાસે મ્યૂઝિયમ તરફના કિલ્લાના દરવાજા નજીક આવેલ છે અને અકબર બાદશાહના રાજ્યકાળના આરંભમાં બંધાયેલ છે. પ્રવેશરી એ આના રાખવામાં આવી છે.

જૂનું શહેર કિલ્લાની પૂર્વમાં છે. વિસ્તાર મોટો છે પણ આડુ તેડુ બાંધેલું છે. લશ્કરમાં લક્ષ્મીગંજમાં ત્રણ મહારાજાઓની છત્રીઓ છે. સ્ટેશન પાસે ઉત્તમ રેઇસકોર્સ-ઘોડદોડનું મેદાન છે, જીવાજી ચોક, મ્યૂઝિયમ, સ્ટેટ વર્કશોપ, માટીના રમકડાં અને વાસણો, દુકાનો અને સિંધિયા હાઉસની દેવડી વગેરે જોવા જેવાં છે.

અહીંયાં માર્ચ અને નવેમ્બર માસમાં રેસ રમાય છે અને ડિસેમ્બરના છેલ્લા અઠવાડિયામાં સ્ટેશન પાસે પ્રદર્શન અને સાગરતાલ નામનો મેળો ભરાય છે અને વીસ દહાડા ચાલુ રહે છે. ત્યારે તથા

ન્યારના નવાડે સવાર સાંજ મચારી નીકળે છે. તે પ્રસંગે ઘણા લોકો એકઠા મળે છે આર્દોના મંદિરની બાંધણી ૧૪૮૬ થી ૧૫૧૬ દરમિયાન એટલે ઉત્તમ હિન્દુ સમયની છે. ગ્વાલિયરનો કિલ્લો ઝાંસીનો કિલ્લો સાટે અંગ્રેજોએ સિંધિયા સરકારને ૧૮૮૫માં આપી દીધો હતો. આ વાડે જૈનોનું ઘણું પુરાણું સ્થળ છે તથા કિલ્લેબંધ ગજધાની છે.

## ઝાંસી

મધ્ય હિન્દ એજન્સીના પૂર્વ વિભાગમાં બુંદેલખંડમાં આવેલું છે અને શહેરની વસ્તી ગ્વાલિયરની છે. દિલ્હી તરફ જતા જી. આઇ. પી. રેલવેના મૂળ ફાંટા પર મોટું જંક્શન સ્ટેશન છે, જ્યાંથી એક ફાંટો કાનપુર તરફ તથા બીજો ફાંટો માણિકપુર તરફ જાય છે. સ્ટેશન પાસે મોટો ડાક બંગલો છે તથા વાડનો મળી શકે છે. જી. આઇ પી રેલવેનું લોકોમોટિવ અને કેરેજવર્ક અહીં હોઇ તેમાં ત્રણ હજાર જેટલા શ્રીમજીવીઓ કામ કરે છે. રેલવે સેટલમેન્ટ એટલે વસવાટ માટે ઘણા મકાનો બાંધેલા છે આ ઉપરાંત રેલવે સ્ટેશન કચેરીઓ, લશ્કરી છાવણી, મેજીસ્ટ્રેટ કલેક્ટર જડજને વગેરેના મકાનો યુરોપિયન વિભાગમાં આવેલા છે

કમીશનરનું મથક પણ અહીં જ છે યુરોપિયન વસવાટ છૂટો તથા સ્વચ્છ છે. રસ્તા પહોળા છે શહેરમાં કોટની અંદર રસ્તા સાંકડા, ગલીચ અને વસવાટ પણ ગીચ છે શહેરના કોટમાં નવ દરવાજા છે અને પથ્થરનો મોટો કિલ્લો બાંધેલો છે હિન્દુસ્તાની તથા બ્રિટિશ ફોજની ટુકડીઓનો અહીં વસવાટ છે

અનાજનું બજાર હાડી ગંજમાં છે માનની ગાડીઓ વિલાયા પોતારી નેચાય છે. શેર જંગીભાગનો છે. બાર ગેર પર કરવામાં આવે છે

પેદાશમાં અનાજ, તેલીબિયાં વગેરે છે. કપાસનો પાક થતો નથી તનમાથી તેલ પીસવાનું એક સ્પિનર કારખાનું છે. એ પ્રકારના ક્રાર

ખાંના છે; અને ત્રણુમો હાથમાળો છે, જેના પર મિશ્રના સૂતરની તેમજ જરીની સાડીઓ વણુવામાં આવે છે. બડા બજારમાં છૂટક વેચાણુની દુકાનો રસ્તાની બન્ને તરફ સામસામી આવેલ છે.

કિલ્લો ટેકરી ઉપર હજુ આબાદ ઊભો છે. હાડી બંજ પાસે જ આવેલો છે. કિલ્લાને કોટ તથા ઉપકોટ છે. અંદર જવા માટે બ્રીગેડી-અર જનરલની ઑફિસમાથી પાસ મેળવવો પડે છે એમા યુરોપીયન મોજ્જેનો ચાલુ વસવાટ રહે છે. રાણી કમળાવતીનો મહેલ જેને બાઇ સાહેબની હવેલી તરીકે ઓળખાવવામાં આવે છે, તે હાડી બંજમાં આવેલી છે અને તેમા હાલ કોટવાલી છે.

ઇ. સ. ૧૮૫૭ ના બળવા દરમ્યાન કતલ થયેલા ૬૬ યુરોપીયનોનું સ્મારક કિલ્લા પાસે છે. એને ફરતો બાગ બનાવેલો છે

સ્ટેશનની ઉત્તર-પૂર્વે આવેલી ટેકરીને રિટ્રિબ્યુશન હોલ તરીકે ઓળખાવવામા આવે છે. આ શહેર ઓરછાના બડા રાજા મીરસિંહ દેવે જહાંગીર બાદશાહના વખતમા વસાવ્યું હતુ. ઇ. સ. ૧૭૪૪ માં મરાઠા સરદાર નારૂશંકરે ફરીથી વસાવીને કિલ્લાને મજબૂત બનાવ્યો હતો. પેશ્વાના સરદાર શિવરામભાઉએ સને ૧૭૯૬ થી ૧૮૧૪ દરમ્યાન શહેરને ફરતો કોટ ચણાવ્યો હતો, અને રાણી લક્ષ્મીબાઇએ બ્રિટિશો સામે બળવો પોકાર્યો ત્યા સુધી તેના વંશજોના હાથમા હતું. અને ૧૮૫૮માં સર હયુઝ આ શહેરને હાથ કર્યું હતુ ૧૮૬૧માં સિંધિયા સરકારને સોંપવામા આવેલ હતુ પણ ૧૮૮૬ મા ગ્વાલિયરના કિલ્લાના બદલામાં પાછું લઇ લીધુ હતું.

## ઓરછા

મધ્ય હિન્દ એજન્સીના પૂર્વ વિભાગમા બુન્દેલખંડના ત્રિકમગઢ સંસ્થાનમા બેટવા નદી પર આવેલું છે ઝાંસીથી માણિકપુર તરફ જતાં જી. આઇ. પી રેલ્વેના ફાંટા પર સ્ટેશન છે; અને શહેર પાંચ માઇલ દૂર છે ઝાંસીથી સડકના રસ્તે ત્યાં જવાય છે અને વાહનો મળી શકે છે આ શહેર ૮૫૦ વર્ષ પૂર્વે ત્રિકમગઢના રાજપૂત

રાજ્યનું પાટનગર હતું. શહેરને ફરતો પથ્થરનો કોટ કરી લીધો હતો.

આ શહેર ત્રણેક મોટા મંદિરો અને ગઢમાં આવેલાં બે જૂના રાજમહેલો સિવાય તદ્દન ખંડિયેર બની ગયું છે. આ ખંડિયેરો ત્રણેક ચોરસ માઈલમાં વિખરાયેલાં છે. કોટના હજુ ત્રણ ઊંચા દરવાજા ઊભા છે. પ્રદેશ ડુંગરાળ છે અને ખંડિયેરોનો વિશાળ વિસ્તાર ભૂતકાળની જાહોજલાલી સિદ્ધ કરે છે. નિકમગઢ ચાલીસ માઈલ થાય છે. ચતુર્ભુજનું મંદિર બહુ ઊંચુ અને વિશાળ પથ્થરનું બાંધેલું છે. યાત્રાળુઓની આવજાવ રહેતી હોવાથી ત્યાં આઠેક હલવાઈઓની દુકાની છે.

ગઢ નજીકમાં છે. તેને ફરતી ઊંડી ખાઈઓ ખોદેલી છે અને એના પર પુલ બાંધેલો છે. ગઢમાં પ્રવેશવાનો દરવાજો જંગી છે. તેના બારણા બહુ મોટા અને ઊંચા છે. દરવાજામાં અણીદાર લોખંડના ખીલાઓ છે. પાસે બહુ મજબૂત જાડી લોખંડની સાંકળ ગોઠવેલી છે. મહેલોની નજીકમાં બીજા ખંડિયેર મકાનો છે અને તેમના ઉજ્જડ બાગમાં નજરે પડતાં કારંજા ભૂતકાળની આબાદીનો તર્ક કરાવે છે.

રાજમહેલો ખૂબ મોટા અને અસલી બાંધણીના છે અને તેમાં ઝરૂખા તેમજ ગોખ મૂકેલા છે. નદી કાંઠે આવેલા હોવાથી દૂર દૂરનાં દૃશ્યો નિહાળી શકાય છે. આ મહેલો રાજા બીરસિંહે બંધાવ્યા હતા અને બાદશાહ જહાંગીર જ્યારે તેને મળવા આવતો ત્યારે તેનો ઉતારો એમાં રાખવામાં આવતો હતો. મુલાકાતીઓ આ મહેલોની બાંધણી અને રચના જોઈને હેરત પામે છે.

## બાસોદા

મધ્ય હિન્દ એજન્સીના પશ્ચિમ વિભાગમાં માળવાના ઉચ્ચ પ્રદેશ પર ગ્વાલિયર સંસ્થાનમાં ભીલસા જિલ્લામાં આવેલું આ તાલુકાનું સ્થળ છે અને વસતી પાંચેક હજારની છે જી. આઈ. પી. રેલવેના દિલ્હી તરફ જતા મુખ્ય કાંટા પર આ એક સ્ટેશન છે. અનાજ વગેરેની મંડી–માર્કેટ સ્ટેશન પાસે જ છે અને માલની ગાડીઓ જાહેર હરરાજી–લિલામથી વેચાય છે.

પેદાશમાં ઘઉં, ચણા જુવાર વગેરે અનાજ, તેલીબિયાં અને કપાસ છે. ગામમાં એક જિનિંગ ફેક્ટરી છે. તોલ એંશી બારનો શેર છે. અનાજનો ભાવ ચાર મણની માણી પર થાય છે. કપાસનો ભાવ પાંચ મણની માણી પર અને રૂનો ભાવ મણ એકના ઉપર થાય છે. સ્ટેશન પાસે આવેલી બજારનો રસ્તો પહોળો છે ગામ એક માઈલ દૂર થાય છે. એક જૈનમંદિર છે. ભાષા હિન્દી છે. વસતીનો મોટો ભાગ હિન્દુઓનો છે.

## ભીલસા

મધ્ય હિન્દ એજન્સીના પશ્ચિમ વિભાગમા માળવાના ઉચ્ચ પ્રદેશ પર ગ્વાલિયર સંસ્થાનમાં આવેલું મુંબઈથી દિલ્હી તરફ જતી જી. આઈ. પી. રેલ્વેની મુખ્ય લાઇન પર ભીલસા જિલ્લાનું મુખ્ય મથક છે. વસતી પંદર હજારની છે.

પેદાશમાં ઘઉં, ચણા, જુવાર વગેરે અનાજ, તેલીબિયાં તથા કપાસ છે જિન તથા એક પ્રેસ પણ અહીંયાં છે. તોલ ૮૦ બારનો શેર, પાંચ મણની માણી છે. માણી પર અનાજ તેમજ કપાસનો ભાવ થાય છે રૂનો ભાવ મણ ઉપર થાય છે અનાજ વગેરેની ગાડીઓ લિલામ કરીને વેચાય છે.

જૈનોની વસતી ફક્ત આઠ ઘરની છે, પણ ત્રણ મંદિરો છે શહેરમા પાણીના કૂવા છે; અને પાણી મીઠું છે. શહેર સ્ટેશન પાસેથી શરૂ થાય છે. શહેરની બાંધણી કે રચના બરોબર નથી. ભાષા હિન્દી બોલાય છે. વસતી મોટા ભાગે હિન્દુઓની છે.

## સાંચી

મધ્ય હિન્દ એજન્સીના પશ્ચિમભાગમાં માળવાના ઉચ્ચપ્રદેશ પર ભોપાલ સંસ્થાનમાં આવેલું છે અને મુંબઈથી દિલ્હી તરફ જતાં જી. આઈ. પી. રેલ્વેના મૂળ ફાંટા પર ભોપાલથી અડતીસ માઈલના છેટે સાંચી સ્ટેશન આવેલું છે એ સોએક ઘરની વસતીવાળું એક નાનું ગામડું છે અને બુદ્ધના કાળજૂના સ્તૂપો માટે અતિ પ્રખ્યાત છે. પ્રવાસીઓ

માટે સ્ટેશનથી પાંચ મિનિટના અંતરે ભોપાલ રાજ્યનો ડાક બંગલો તેમજ અમેરિકન ગેટસ્હાઉસની સગવડ છે. ડાકબંગલો સારી જગ્યા પર આવેલો છે તેમ જ દરેક રીતે સારી સગવડ ભરેલો છે. સ્થળ શાંત અને રમ્ય છે.

સ્તૂપોવાળી ટેકરી ત્રણસો ફૂટ ઊંચી અને દસ મિનિટના રસ્તે આવેલી છે. સડક પાકી બાંધેલી છે અને ઉપર ચડવા માટે પહોળા પગથિયાંવાળી સીડી બનાવેલી છે. સ્તૂપો બધા ટેકરીના મથાળે ચણેલાં છે. મોટા સ્તૂપનો ઘૂમટ આગગાડીમાંથી જોઈ શકાય છે. મૂળ સ્તૂપ મોટો છે જ્યારે એની સામેનો સ્તૂપ નાનો છે બન્નેને પથ્થરના ફરના કઠેરા કરેલા છે અને મોટા સ્તૂપને ચારે દિશામાં દરવાજાની કમાનો બનાવી દરેકની સામે બુદ્ધની મોટી મૂર્તિ બેસાડેલી છે અત્યારે એ ખંડિત હાલતમાં છે. નાના સ્તૂપના દરવાજાને એક જ કમાન છે. કઠેરા તથા દરવાજાની કમાનો અજબ કોરેલી છે. મજકુર બે સ્તૂપો હજી સહીસલામત જળવાઈ રહેલ છે. બાકીના વધતા થોડા અંશે ખંડિત બની જઈને ખંડિયેરો રૂપે ઊભા છે.

સ્તૂપોનો પાયો ઊંડો ભરી તેના ઉપર ઊંચા ઓટલા બાંધી બલૂનના જેવા ગોળ ઘૂમટ ચણી મથાળા પર બેથી ત્રણ ફૂટ ઊંચા કળશ બનાવી તેમાં ભગવાન બુદ્ધની પવિત્ર રાખ, સોના રૂપાના સિક્કા સાચવી રાખેલા છે. અહીંના સ્તૂપો સુમારે ૨૩૦૦ વર્ષના કાળજૂના ગણાય છે. તેમના કઠેરા અને કમાનો પર ઇ. સ. પૂર્વેના ૨૫૦ વર્ષ પરના અશોક રાજાના સમયના ઉલ્લેખો છે. કઠેરા ખરી રીતે સ્તૂપ ચણાઈ રહ્યા પછી થયા લાગે છે.

થોડે છેટે બે મજલાનું મંદિર છે. ત્રીજો મજલો પડી ગયો હોય એમ જણાય છે. મંદિર ઘણે ઠેકાણે ખંડિત થયેલ છે. બહારની મોટી મૂર્તિ પણ ખંડિત કરીને મૂકેલી છે. એક મંદિરના રંગમંડપના માત્ર

મનમોભાડ નામે ઓળખાતી ટેકરી પર જૈન આચાર્ય માનતુંગશ્રીના પગલા છે.

માજી નવાબ સાહેબના તાજમહાલ નામના મહેલમા છોકરીઓની દાક્તરૂન તથા લેડી લેન્સડાઉન ઇસ્પિતાલના મોટા ભપકદાર મકાન પાસે મોહમેડન એગ્લોનેજ અને લાઇબ્રેરી વગેરેના સુદર મકાનો આવેલા છે શહેરની પાસે આવેલા ફતેહગઢ નામના કિલ્લા પરથી એ બધા મકાનો, આખુ શહેર અને તળાવના દશ્ય જોઇ શકાય છે ભોપાળમા જોવા લાયક સ્થળોમા માજી બેગમ સુલતાના જહાનનો, બાગ એ નામની આલીશાન મસ્જિદ, મ્યુઝિયમ, શહાજહાનાબાદ પાસે શહાજહાના મહેલ છે બાગ જોવા માટે રજા મેળવવી પડે છે મ્યુઝિયમની ચોતરફ સુન્દર બાગ બનાવેલ છે શહેરમા જૈનમદિરો પણ છે

ભોપાલ મસ્થાનનુ ક્ષેત્રફળ લગભગ નવ હજાર ચોરસ માઇલનુ છે હમણા સુધી સુલતાના જહાન રાજ ચલાવતી હતી તે બહુ ચપરાક હતી અને સુલેહશાતિભર્યું શાસન ચલાવતી હતી તે કેળવણીમા ખૂબ રસ લેતી હતી વૃદ્ધાવસ્થાના કારણે પોતાના મૃત્યુ પહેલા પોતાના પૌત્ર હમીદુલ્લને રાજગાદી પર બેસાડ્યો હતો ભપાલ હિન્દુસ્તાની ભોલાય છે

શાહજહાનાબાદમા એ બેગમના નામનો મોટો મહેલ છે તેની બાજુમા આવેલ તળાવ પાસે સુલતાના જહાન બેગમની અતિ આલીશાન મસ્જિદ ખાસ જોવા જેવી છે મસ્જિદ પૂરી બધાઇ નથી અને જો પૂરી બધાઇ ગઇ હોત તો હિન્દુસ્તાનની એક મોટી મસ્જિદ તરીકે જરૂર પકાત

શાહજહાનાબાદ માજી બેગમ શહાજહાન તરફથી શહેર બહાર વસાવેલુ છે ભોપાલમા પ્રાથમિક કેળવણી ફરજિયાત આપવામા આવે છે અહી જૈનોના ૧૦૦ ઘરો છે, જેઓ મોટે ભાગે ઝવેરાત તથા

કપાસનો રોજગાર કરે છે. પરદેશથી આવતા મુસાફરોના નામ ઠામ નોંધી લેવામાં આવે છે.

અહીંના તોલ માપમાં શેર ૯૬ વારનો, ચાર મણની માણી એટલે બંગાલી પોણા પાંચ મણ બે શેર છે. કપાસનો ભાવ - સવા માણી એટલે બંગાલી મણ ૭ ૫૨ થાય છે.

## ખંડવા

મધ્ય પ્રાંતના નિમાર જિલ્લામાં જી. આઇ. પી. રેલવે પર જંકશન સ્ટેશન છે; અને અહીંથી રાજપુતાના માળવા રેલવેનો એક ફાંટો નીકળી અજમેર જાય છે. મુસાફરો સારુ સ્ટેશન નજીક ડાક બંગલો અને સારા સગવડવાળી ધર્મશાળા છે. અનાજ તથા રૂના વેપારનું મોટુ મથક છે. રૂ દાબવાના પ્રેસો તથા જિનિંગ ફેક્ટરીઓ વગેરે છે. હોસ્પીટલ, દવાખાનુ તથા જિલ્લાને લગતા તમામ ખાતા અહીં છે.

ઓંકાર માધાતાનું તીર્થ અહીંથી ચાલીસ માઇલ થાય છે. અને મોરટકા સ્ટેશને થઇને જઇ શકાય છે. આસિરગઢનો કિલ્લો અહીંથી ત્રીસ માઇલ થાય છે. બસનો રસ્તો છે. જી આઇ. પી ના ચાંદની સ્ટેશનથી પણ જવાય છે, અને ત્યાથી ૭ માઇલ થાય છે એ કિલ્લો અસાહાર નામના ભરવાડે ઇ સ ૧૩૭૦મા બંધાવેલ છે એમ કહેવામા આવે છે. ઇ. સ. ૧૪૦૦મા ખાનદેશના ફરૂકી રાજાઓ પાસે હતો જેમની પાસેથી શહેનશાહ અકબરે ૧૬૦૦ મા લઇ લીધો હતો. ઇ સ ૧૭૬૦ મા બાજીરાવ પેશ્વાએ લીધો અને ૧૭૭૮ મા સિંધિયાને આપી દેવામા આવ્યો.

ઇ. સ ૧૮૦૩ મા જનરલ વેલેસ્લીએ છાપો માર્યો અને બીજે વર્ષે સુરજી અંજનગામના સંધિપત્ર મુજબ સિંધિયાને સોંપવામા આવ્યો. ૧૮૧૨ મા પુનઃ અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો કારણકે નાગપુરના પદભ્રષ્ટ રાજા આપ્પાસાહેબ ભોંસલેને એમા આશ્રય આપવામાં આવ્યો હતો. એ પછીથી તે બ્રિટિશોના હાથમા છે અને બુરહાનપુરથી ખંડવા વચ્ચે ટ્રેનમાથી દેખાય છે. એ કિલ્લો ૮૦૦ ફૂટ ઊંચી ટેકરી

૫૨ આવેલ છે અને દરિયાની સપાટીથી ૧૨૦૦ થી ૧૩૦૦ ફુટ ઊંચો છે કિલ્લામાં માત્ર એક મસ્જિદ સાબૂત છે અને એક નાનું સરખું મંદિર અને ત્રણેક ખંડિયેર નજરે પડે છે તળાવ, કૂવા વગેરે પણ છે. ચઢાવ કેટલેક ભાગમાં બહુ સખત છે.

## દહેણું

મુંબઈ ઇલાકાના થાણા જિલ્લાના એક તાલુકાનું આ મુખ્ય મથક સમુદ્રકાંઠે આવેલું છે. કાંઠે ગેનાળ છે બી બી. એન્ડ સી આઈ રેલ્વેના દહેણુ સ્ટેશનથી ખ માઈલ થાય છે. અને ત્યાં જવાને મોટર વગેરે વાહનો મળે છે. મામલતદારની કચેરી, મુનસફ કોર્ટ તથા દવાખાનું અને જૈનમંદિર અહીંયા છે વસતી ચારહજારની ગણાય છે દરિયો નજીકમાં આવવાથી કિનારામાં જરાક ઠંડક રહે છે

આમ્બા બંદર જે લાકડાના વેપાર માટે પ્રસિદ્ધ છે તે દહેણુ સ્ટેશનથી ત્રણ માઈલ થાય છે બીજી પાકી સડક મહાલક્ષ્મીના ડુંગર તરફ થઈને જવાહર મુગ્થાન તથા નાસિક તરફ જાય છે. સમુદ્ર પાસેથી એક કાચો રસ્તો ઉમરગામ તથા પારનેક તરફ જાય છે.

## બોરડી

દરિયાકાંઠે આવેલું છે. કાંઠે રેતાળ છે બી બી એન્ડ સી આઈ. રેલ્વેના ગોલવડ સ્ટેશનથી એકાદ માઈલ દૂર છે મોટર વગેરે વાહન મળે છે. બાગાયતી ગામ છે. સમુદ્ર કાંઠો રમણીય અને એ સાફ લાગે છે. દહેણુ તાલુકામાં આવેલ છે

## ઉદવાડા

સુરત જિલ્લાના પારડી તાલુકાનું ગામ છે અને બી બી. એન્ડ સી. આઈ. રેલ્વેના ઉદવાડા સ્ટેશનથી ચારેક માઈલ થાય છે મોટર વાહન જાય છે. ગામ સમુદ્રકાંઠે આવેલું છે ત્યાં રેતાળ છે સામે તીથલનો કિનારો દેખાય છે વસતી બે હજાર છે. અહીંયા પારસીઓનો આતશ-બહેરામ છે અને એનું મકાન એક મજલાનું છે પારસીઓની આવજાવ ચાલુ રહે છે.

આતશ બહેરામમાં બાવળના લાકડાનો અગ્નિ કરવામાં આવે છે, જેમાં સુખડ તથા અગર હોમાય છે. આતશ બહેરામમાં પારસીઓ જ જઈ શકે છે તેઓ પણ ચોક્કસ પવિત્ર જગ્યાએ જઈ શકતા નથી ત્યાં મોબેદો એટલે ધર્મગુરુઓ જ જઈ શકે છે

## દમણ

પોર્ટુગીઝ સંસ્થાનનું આ શહેર અરબી સમુદ્ર પર આવેલું છે. એના બે ભાગો વચ્ચે દમણગંગાની ખાડી આવતાથી થયા છે. ૧૯૩૨-માં આ ખાડી પર પુલ બાંધીને બન્ને વિભાગોને જોડી નાખવામાં આવ્યા હતા પણ નદીમાં પૂર આવવાથી છ મહિનામાં પુલ તૂટી ગયો ૬
હતો વસતી ૧૦ થી ૧૨ હજારની ગણાય છે શહેરમાં વીજળીક બત્તીઓની સગવડ છે બી બી એન્ડ સી. આઈ. રેલવેના દમણરોડ સ્ટેશન કે જેને વાપી પણ કહેવામાં આવે છે ત્યાંથી એ આઠ માઈલ થાય છે અને મોટર સર્વિસ દોડે છે. પોર્ટુગીઝ હદમાં જકાતના કારણે સામાન તપાસવામાં આવે છે

નાના દમણનો વસવાટ સારો સફાઈવાળો છે. માર્કેટ બાંધીને કલકત્તાની હૉગ માર્કેટની જેમ બધી વસ્તુઓની દુકાનોની ગોઠવણ કરેલી છે. માર્કેટ પાસેનો લત્તો તથા વાણીયાવાડ વિશેષ સ્વચ્છ છે અને સમુદ્ર કાંઠે છે. ત્યાં એક જૂનો કિલ્લો છે એક જૈન મંદિર પણ છે

ખાડી ઓળંગી મોટા દમણ તરફ જતા કિલ્લો આવે છે. ખાડી તરફના દરવાજા પાસે કિલ્લા પર ફ્લેગની કાઠી અને દીવાદાંડી છે. કિલ્લાની અંદર સરકારી ઑફિસો, જેલ, ચર્ચ તથા ગવર્નરનો બંગલો છે કિલ્લો ઉજડ જેવો લાગે છે. બીજી બાજુના દરવાજામાંથી બહાર પડતા વસવાટ આવે છે વસતી ઓછી હોઈ શારીરિક પ્રકૃતિ નબળી છે.

## વલસાડ

સુરત જિલ્લાના વલસાડ તાલુકાનું આ મુખ્ય સ્થળ છે અને બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પર આવેલું છે. શહેર સીધ વસેલું છે. અને વસતી ૩૦ થી ૩૫ હજારની કહેવાય છે. શહેર સુધરાઇ ખાતું હોઇ વીજળીની બત્તીઓની સગવડ છે. એક જૈન દેરાસર પણ છે. શેરડી, આંબા, સાગલી લાકડા માટે પ્રખ્યાત છે. અહીંના લોકો સારા કસબી તેમજ ઉદ્યોગી છે. શહેરમાં મચ્છરનો ઉપદ્રવ છે. વાહનો મળી શકે છે.

પારનેરાનો કિલ્લો ચાર માઇલ થાય છે. પુરાણો છે અને હિન્દુ રાજાએ બંધાવેલો છે. ચઢવા સારુ પગથિયા છે. કિલ્લો હાલ ખંડિયેર હાલતમાં છે. ઉપર દેવીનું મંદિર છે અને પાણીના કુંડો છે. એ કિલ્લો છેલ્લે મરાઠાઓના હાથમાં હતો. સને ૧૮૭૦માં તેમની પાસેથી અંગ્રેજોના તાબામાં એ આવ્યો હતો. એના ઉપરથી સમુદ્ર તટ પરના તીથલના બંગલાઓ, ઉદવાડા, નદીઓ તથા આસપાસના સ્થળો જોઇ શકાય છે.

તીથલનો રમણીય દરિયા કિનારો ત્રણ માઇલ થાય છે. કિનારો રેતાળ છે. સૂર્યાસ્ત સમયનું દૃશ્ય મનહર લાગે છે. કાંઠા પર બંગલાઓ બાંધેલાં છે. વલસાડથી તીથલ તરફ આવતી સડક પર જૈન આરોગ્ય ભવન બાંધેલું છે, જેમાં જૈન કુટુંબોને માસિક પંદર રૂપિયાના ભાડાથી જગ્યા ભાડે મળી શકે છે. મકાન સુંદર છે અને મુખડા પર બાગ બનાવેલ છે.

ધરમપુર સંસ્થાનનું પાટનગર ધરમપુર અહીંથી અઢાર માઇલ થાય છે અને વલસાડથી મોટરબસ જાય છે. ધરાસણા જ્યાં ગાંધીજીનો સત્યાગ્રહ થયો હતો તે પાંચ માઇલ થાય છે.

## બીલીમોરા

ગાયકવાડ સરકારનું આ ગામ બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પર આવેલું છે. શહેરની વસતી ૧૦ થી ૧૨ હજારની છે, અને પાપડી-

પને વગેરે છે. એક જૈન દેરાસર પણ અહીં છે. ઉદ્યોગમાં સ્પી-નીંગ વિવિંગ મિલ, સિલ્ક સાડી ફેકટરી, તેલની મિલ, સાબુનું કારખાનું એલ્યુમિનિયમના વાસણો બનાવવાની ફેકટરી, ગો મિલ વગેરે પણ છે.

## ઉનાઇના કુંડો

બીલીમોરાથી નીકળતા બીલીમોરા-ડુંગરડા રેલવે ફાંટા પર ઉનાઇ સ્ટેશન આવે છે ઉનાઇનું ગામડું નાનું છે અહી એક ગરમ પાણીનો કુંડ છે કે જે પાકો બાંધેલો છે. અંદર પગથિયાં મૂકેલા છે અને ફરતો બારી પુરૂષ તેમજ સ્ત્રી વર્ગ માટે સ્નાન કરવાના વિભાગ કરેલા છે કુંડનું પાણી બહુ ગરમ છે તો કુંડમાંથી ઝરતું પાણી રોકીને બહાર જમીનમાં નાનો કુંડ બાંધેલો છે લોકો મોટે ભાગે એ કુંડનું પાણી વાપરે છે. બીજો પણ કુંડ છે કુંડના પાણીમાં પરપોટા ઊઠતાં રહે છે અને ગંધક દેખાણું અંદર ખાડા પડી ગયા છે. કુંડની પાસે ઉનાઇ માતાનું મંદિર છે પ્રવાસીઓ માટે નજીકમાં જ ઊતરવાની વ્યવસ્થા છે.

## નવસારી

ગાયકવાડી રાજ્યના નવસારી મહાલનું આ મુખ્ય શહેર છે અને બી બી એન્ડ સી આઇ રેલવે પર આવેલ છે વસતી આશરે છવ્વીસ હજારની લેખાય છે શહેર સુધરાઇ ખાતું છે અને ગટરની ગોઠવણ તથા વીજળીક બત્તીઓની વ્યવસ્થા છે મચ્છરનો ઉપદ્રવ નથી જૈન દેરાસર છે અને શહેરના મધ્ય ભાગમાં ટાવર ચણીને ઉપર ઘડિયાળ ગોઠવેલું છે લાયબ્રેરી, બાગ, જાહેરબાગ સૂતિકાગૃહ દવાખાનું, સ્કૂલો વગેરે છે એક મ્યુઝિયમ છે તથા સંગ્રહસ્થાન છે, જે જોવા-લાયક છે.

સ્ટેશનની બીજી તરફ જલાલપુર તાલુકાનું મુખ્ય મથક જલાલપુર

બ્રિટિશ મગદલ્ગા કે કરાડી કે જ્યા ભારત વિદ્યાનય નામની રાષ્ટ્રિય-શાળા અને ગ્રામોદ્યોગનુ કામ ચાલે છે તે આડ માઇલ થાય છે ભાઇ શ્રી દીનાનજી દેખરેખ રાખે છે. મહાત્મા ગાધીજીની વિખ્યાત દાડી કુચનુ દાડી ગામ ૧૪-૧૫ માઇલ થાય છે સડક કાચી છે અને ત્યા વોગ નાકોના થોડાક બગલા છે

## સુરત

આ જિલ્લાનુ મુખ્ય શહેર છે અને બી બી એન્ડ સી આઇ રેલ્વે પર આવેલુ છે તાપી કાંઠેથી શરૂ થઇ એક રેલ્વે સ્ટેશન સુધી જે પથરાયેલ છે વસની એક લાખ પાસઠ હજારની લેખાય છે જેમા ચોથો ભાગ મુસલમાનોનો છે, સુરત જિલ્લાના બારડોલી, વલસાડ આદિ આ તાલુકા છે અને વાસદા ધરમપુર, ડાગ, સચીન એમ ચાર નાના રાજ્યોની એજન્સી છે

સુરત શહેર અસલ બહુ જ આબાદ હતુ ત્રણ સૈકા પહેલા ઈરાન, અરબસ્તાન, આફ્રિકા અને યુરોપના બદરો જોડે તેનો ધમધોકાર વેપાર ચાલતો હતો પરન્તુ બારુ પુરાઈ જવાથી બદરનુ મહત્ત્વ હવે ઘટી ગયુ છે

શહેરને ફરતે કોટ છે, જેમા ઠ્યાક ક્યાક બાગાણ છે રસ્તા મોટા બાધે સાકડા છે અને વેપાર મુખ્યત્વે સ્ટેશનથી તાપી નદીના પાર તરફ જતા મેન રસ્તા પર જણાય છે ત્યારથી પાચ મિનિમાગૃહો છ, કુવ પાસે જ કિલ્લો છે કે જે હજુ સાબૂત છે અને તેમા કચેરીઓ છે, પાસે રાણીના બાગ છે, પુલની પેલીમમ રાંદેર ગામ છે કુમસ, હજીરા ઓલપાડ આદિ ગામો તરફ જવાની મોટર બસો પુલ પાસેથી ઉપડે છે, ગોપીપુરા હરિપુરા, મછામપુરા એમ શહેરના ભાગ મહોલ્લા છે, જૈન વસ્તી સારી હોઇ ઘણા દેરાસરો પણ છે

રેશમ તથા કમખાનો ઉદ્યોગ સોળ પ્રમાણમાં જ મિશ્રરામ ચાલે છે કારીગરનું કામ, રમકપૂર કિનખાક વગેરે પણ બને છે જે

નશા સ્પિનિંગ વિવિંગ, મિલો છે. લોકો ખાણીપીણી અને કનકવા ચગાવવામાં વધો રસ લે છે. 'સુરતનું જમણ અને કાશીનું મરણ' એ કહેવત તેમનો જમણ તરફનો શોખ દર્શાવી આપે છે, શિયાળામાં પાક તથા પાપડી, નૈયા ચીભડા, ભોગ વેંગણ આદિ શાકભાજી તાજા મળી શકતા હોવાથી સુરતવાસીઓ સુરત તરફ આકર્ષાય છે. સુરતની બારડી તથા નારીઓએ સારી પ્રસિદ્ધિ મેળવી છે.

પૂર્વે આ જગ્યાએ સૂર્યપુર નામનું ગામડું હતું. ગોપી નામના હિન્દુ વેપારીએ અને પોતાના ઉદ્યમથી ગામને સમૃદ્ધ કરી શકે તો દૂરથી આવ્યું અને પોતાની આ સુરતાના નામ પરથી તેણે સૂર્યપુરનું 'સુરત' નામ પાડ્યું. પાછળથી મુસલમાનોની સત્તા જામી અને ગુજરાતના અમલ દરમિયાન તેના એક માનીતા તુર્કી સિપાહી ખુદાવંદખાને ૧૫૪૦-૪૬ દરમિયાન સુરતનો કિલ્લો બાંધ્યો જે તાપી કાંઠે આજે પણ મોજૂદ છે. મુગલ સમ્રાટ અકબરે સુરત સર કર્યું ત્યારથી ઇ. સ. ૧૮૫૧ સુધી તે મોગલોના તાબામાં રહ્યું અને પાછળથી અંગ્રેજોના કબજામાં આવ્યું.

ગોપીપુરામાં ૨૦૦થી ૨૫૦ વર્ષના જૂના બે જૈન દેરાસરો-એક મહાવીર ભગવાનનું અને બીજું આદીશ્વર ભગવાનનું આવેલ છે. સંવત ૧૮૬૮માં બંધાયેલું સ્વામી નારાયણનું મંદિર તથા કણપીઠમાં આવેલી બાનકૂ ભણસાળીની હવેલીનું મકાન મોટું છે અને ઇમારતો આકર્ષક છે, હવેલીનું મકાન સં. ૧૬૯૫માં ચણાવેલું પણ ૧૮૩૬માં સુરતની પ્રચંડ આગમાં જર્જરીભૂત થવાથી હાલની હવેલીનું મકાન ચણાયું છે.

સુરતમાં તાપી કાંઠે આવેલો કિલ્લો, રાણીનો બાગ, જુમ્મા મસ્જિદ, દરિયા મહેલ, અંગ્રેજોની કોઠી, નવાબની વાડી, ટાવર, પારેખ હુન્નર શાળા વગેરે પુરાણાં તથા નવીન સ્થળો અને મકાનો જોવા જેવા છે. શહેરમાં મચ્છરનો ઉપદ્રવ કાયમ રહે છે. શહેર બહાર નાથ ગામમાં પણ કેટલાક મકાનો આવેલા છે.

સુરતથી મારડોલી, મોનમડ-બાગ નંદુરબાર અમલનેર થઈ

કિનારે વસેલું આ એક નાનું ગામ છે, વસતી કોળી તેમ જ ખારવા લોકોની છે. આ ગામનું મૂળ નામ 'રડિ' છે પણ ત્યાં વૉક્સ સાહેબનો હજીરો (કબર) થવા પછી તેનું નામ હજીરા પડયું છે.

એ સુરતથી ચૌદ માઇલ થાય છે. મોટર વગેરે વાહનો જાય છે. રસ્તો મોરા પર્યંત અડધો પાકો અને પછીનો બાણુમાંથી થઇને જાય છે. એ ભાગમાં ખાડીના પાણી મોટી ભરતીમાં ફરી વળે છે અને ત્યારે ૬–૭ દહાડા મોટર વ્યવહાર બંધ રહે છે. એવે સમયે બાણુમાં માત્ર ગાડું ચાલી શકે છે અથવા તો વહાણમાં બેસીને તાપી નદીમાં થઇને જવાય છે.

કિનારો રેતાળ છે. સમુદ્ર કિનારા પાસે પાણીના કૂવા છે, જેનું પાણી બહુ હલકું અને આરોગ્યવર્ધક લેખાય છે તથા પેટના રોગપર પંકાય છે. અહીં સેનેટેરિયમો છે તથા મકાનો ભાડેથી મળી શકે છે. આસર વિરજીનું સેનેટોરિયમ બીજાના કરતાં સારી સગવડ વાળું છે. કમ્પાઉન્ડમાં કૂવો છે. નાહવા સારુ બાથરૂમોની પણ સગવડ છે. પાસે ઊંચી જગા પર દીવાદાંડી છે અને એકસો પંદર પગથિયાં ચઢવા પડે છે કચ્છ, કરાંચી અને ખંભાતના અખાત તરફ જતાં વહાણો અહીંયા દેખાય છે.

## જઘડિયા

રેવાકાંઠા એજન્સીમાં આવેલા રાજપીપળા રાજ્યનું એક તાલુકાનું મુખ્ય સ્થળ છે. ગામ બહુ મોટું નથી. અંકલેશ્વરથી નાંદોદ–રાજપીપળા તરફ જતી નાના માપની રેલ્વે લાઇન પરનું એ ચોથું સ્ટેશન છે. મોટર વગેરે વાહન મળી શકે છે. ગામ સ્ટેશનથી એક માઇલ દૂર છે અને મોટરબસ જાય છે. અહીંયાં જૈનોનું એક મોટું અને પ્રખ્યાત દેરાસર છે. ફરતી ધર્મશાળા પણ છે. મૂર્તિઓ–ત્રણેય આકર્ષક છે. જાત્રાળુઓની આવજા ચાલુ રહે છે.

જઘડિયા સ્ટેશનથી દોઢેક માઇલ પર નર્મદા નદીનો કાંઠો છે.

## આમોદ

ભરૂચ જિલ્લાના આમોદ તાલુકાનું મુખ્ય સ્થળ છે. વસતી બે હજાર ઘરોની છે. અહીંયાં ત્રણેક જૈન દેરાસરો છે. ગામ સ્ટેશનથી અડધો માઈલ દૂર થાય છે. કપાસનો પાક મુખ્ય છે અને જિનિંગ ફેક્ટરી છે. ભરૂચ–જંબુસર રેલવેપરનું આ સ્ટેશન છે.

અહીંયાંથી ગંધાર બાવીસ માઈલ થાય છે અને મોટર બસસર્વિસ છે. સડક કાચી છે.

આમોદમાં ચપ્પુ, છરી સારાં બને છે.

## ગંધાર

આ એક નાનું ગામ ખંભાતના અખાત પરનું એક બંદર છે. ભરુચ જિલ્લાના વાગરા તાલુકામાં આવેલુ છે. અહીંયાં બધા ગામડાંઓમાં મુસલમાનોની વસતી વધારે છે અને ખેતીકામ કરે છે. દરિયાનું પાણી ઘણે દૂર સુધી ફરી વળતું હોવાથી ખારવાળી જમીન છે અને એથી જ અખાત નજીકનો પ્રદેશ ખારો કહેવાય છે. અહી અગાઉ મીઠું પકાવતા હતા.

અહીંયાં એક પ્રાચીન જૈન દેરાસર છે તેનો કોટ આખાએ એ પણ મંદિર જીર્ણ થઇ ગયું છે ગામથી થોડેક દૂર એ આવવાથી ગામમાં આવેલ મહાવીર સ્વામીના મંદિરમાં બીજુ મંદિર ચણાવી મૂર્તિઓની તેમાં સ્થાપના કરવામા આવી છે. મૂર્તિઓ–ત્રણે પાર્શ્વનાથ પ્રભુની ઘણુ જ મોટી છે. મૂળનાયક અમીઝરા પાર્શ્વનાથ છે. મંદિરને ફરતી દીવાલ છે. ધર્મશાળાની પણ વ્યવસ્થા છે ગામ નાનું હોવાથી બધી ચીજ વસ્તુ જડી શકતી નથી. તળાવનું પાણી પણ બંગાગુર નથી.

## કાવી

ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકામાં ખંભાતના અખાતપર આવેલું આ એક નાનું પણ પ્રાચીન ગામ છે. ભરુચ કાવી રેલવેનું આ છેવટનું સ્ટેશન છે. ગામમાં લોક સંખ્યા ત્રણથી ચાર હજાર ગણાય છે.

અને પાણી કૂવાનું વપરાય છે. અહીંયાથી ખંભાત, ભાવનગર તરફ વહાણો જાય છે ખંભાતના નીરા તથા ભમતા કૂતરાના અવાજો ગાજે સંભળાય છે અહીંયા સામુ વર્ણના નામથી ઓળખાતા પુરાતન મંદિર છે તેને મોટા અને એક ઊંચા કોટના વિશાળ ચોકમાં આવેલા છે વડુનું મંદિર બાવન જિનાલય છે અને બન્ને જ એના કોટના દ્વાર પર ગોળ ઘુંમટ ચણીને પોણા ૭ ફૂટ ઊંચાનુ પ્રવેશદ્વાર રાખેલું છે આ મંદિર ૩૫૦ વર્ષો પૂર્વે બનાવેલું હોવાનુ કહેવાય છે શિખરો ઊંચા છે અને ચનુતર કામ સમજવા લાયક છે ચોતરામાં યાત્રાળુ વર્ગ માટે ધર્મશાળાની સગવડ છે ઓરડાઓ પૂરતા હવા ઉજાસવાળા છે મુખપર વરંડો અને પાકા કમ્પાઉન્ડ કાઢી રસોડા ઉતારેલા છે ધર્મ-શાળા પર અગાશી છે એના પરથી ખંભાતનો અખાત અને ખંભાત શહેરનુ દૃશ્ય જોઈ શકાય છે

અહીંયા પ્રથમ કપિલ મુનિનો આશ્રમ હતો એમ કહેવાય છે.

## જંબુસર

ભરૂચ જિલ્લાના જંબુસર તાલુકાનુ આ મુખ્ય મથક છે અને જંબુસર સીટી તથા જંબુસર રોડ એમ રેલ્વેના બે સ્ટેશન છે. જંબુસર રોડ ગાયકવાડ રેલ્વેનુ સ્ટેશન છે

શહેરની વસતી એક હજારની કહેવાય છે. શહેર સુધરાઈ ખાતુ હોવા છતાં રસ્તા અસ્વચ્છ અને સાંકડા છે. અહીંયા બે જૈન મંદિર છ, ત્રણ પ્રેસ અને નવ જિનિંગ ફેક્ટરીઓ છે

## વડોદરા

ગાયકવાડ સરકારના નામથી સુપ્રસિદ્ધ મરાઠા રાજ્યની રાજધાનીનું આ શહેર બી. બી એન્ડ સી. આઈ રેલ્વે પર મુંબઈ ઇલાકાના ઉત્તર ગુજરાત પ્રાંતમાં વિશ્વામિત્રી નદીના કાંઠા પર વસેલુ છે અહીંયાથી રેલ્વેનો એક ફાંટો ડભોઈ તરફ અને બીજો ફાંટો દિલ્હી-પેશાવર તરફ જાય છે સ્ટેશન ઉપર જ મુસાફરો માટે ધર્મશાળા,

નોજીંગ-બોર્ડીંગ હાઉસો અને ઈમામજી ગાયકવાડ વિશ્રામસ્થાનની વ્યવસ્થા છે મોટર વગેરે વાહનો ભાડે મળી શકે છે સામે આવેલા ગોળ મોટા ચોકમા ગાયકવાડનું કાંસાનુ પૂતળુ ઊભુ કરેલુ છે થોડેક છેટે નાનો જેવો બાગ પણ બનાવેલો છે

હાઈસ્કૂલ કોલેજ આદિના સુંદર, મોટા મકાનો અને કમાટીબાગ જે ઘણો મોટો કોઈ એમા મ્યૂઝિયમ, આર્ટગેલેરી, જીવતા પ્રાણીઓનુ સંગ્રહસ્થાન તથા ઝૂલતો પુલ છે, તે પણ નજીકમા આવેલા છે. કમા ટીબાગ આગળ ઘોડા પર બેસાડેલુ ગાયકવાડનુ પૂતળુ છે. મ્યૂઝિયમ અને આર્ટ-પિક્ચર ગેલેરી જોવાલાયક છે અહીંથી કેમ્પ, સયાજીગંજ અને માડવી એમ ત્રણ તરફ રસ્તા જાય છે માડવી તરફ જતો રસ્તો સરિયામ છે ઘણો રોજગાર કચેરીઓ હોસ્પિટાલ, નસવાર વગેરે આ રસ્તા પર છે નજરબાગ નામનો રા મહેલ માડવી પાસે જ આવેલ છે સ્ટેશનથી મા વી સુધી ટ્રામવેસ ચાલે છે

ઉપરોક્ત રસ્તા પર જ સ્મરણ મંદિર, સુરસાગર નામનુ તળાવ, ન્યુમિનીબાગ અને ત્રણ દરવાજાની કમાન આવે છે નજરબાગમહેલ નિરયલ જાઓ, નમીનાથી સુશોભિત છે એના ત્રીજા અને ચોથા માળ નેમ ક અગાશી પરથી વડોદરા શહેરનુ દૃશ્ય સારી રીતે દેખાય છે. ચીમનાબાઈ હોસ્પીટલ પછી અખાડ-સાઠમારીનુ મેદાન તથા ભદ્ર આવે છે સાઠમારીના મેદાનને ઊચી પહોળી ફરતી દીવાલ ચણી ગઢ જેવો કરી લીધેલો છે અને અંદરનો માણસ છટકી શકે એ માટે દીવાનમા બાકો રાખેલા છે

માડવીથી ડાબી તરફના રસ્તે સરદારોના મકાનો અને લાઈબ્રેરી છે લાઈબ્રેરી મોટી છે અને વ્યવસ્થા સારી છે જમણી બાજુના રસ્તે મકરપુરા પેલેસ જવાય છે બરોડા સેન્ટ્રલ લાઈબ્રેરીના પુસ્તકાલયના ત્રણ વિભાગો બાળ, મહિલા અને પુસ્તકાલયના પુરુષો સારુ પાડેલા છે વાચનાલયની વ્યવસ્થા જુદા મકાનમા અલગ કરી છે બરોડા બેંક, ચીમનાબાઈ

ઉદ્યોગ મંદિર, કિન્ડરગાર્ટન, ગુજરાતી શાળા વગેરે આ સડક પર જ છે. માંડવી પર ભગવો ઝંડો ઊડતો રહે છે.

બગીખાનામાં ઘોડાઓ, સીગરામો, મોટરો ઉપરાંત સોના-રૂપાના સાજ, તેમજ તોપો, ગાડીઓ વગેરે છે. હાથીખાનામાં હાથીઓ છે, જેમાં એક હાથીને ખૂબ કેળવેલ છે.

શહેરસફાઈ સારી છે. સર્વત્ર વીજળીની બત્તીઓ છે. લક્ષ્મી-વિલાસ, લાલ બાગ તથા મકરપુરાના મહેલો ગાયકવાડ સરકાર તથા રાજકુમારો વસતા હોય તે વેળા જોવા પરવાનગી મળતી નથી.

આ રાજ્યના કડી, વડોદરા, નવસારી, અમરેલી એમ ચાર પ્રાંતઃ છે. પ્રત્યેક પ્રાંત પર એક સૂબો છે. ગુજરાતના દેશી રાજ્યોમાં વડોદરા રાજ્ય સૌથી મોટું છે. અંગ્રેજી અમલ પહેલાં ગુજરાતનો ઘણો ભાગ તેના તાબે હતો. હાલ પણ ગુજરાતના કેટલાંક રાજ્યો ગાયકવાડને ખંડણી આપે છે કે જે અંગ્રેજી અમલદારો મારફત ઉઘરાવવામાં આવે છે.

અહીંયાં રેસિડન્ટ રાખવામાં આવેલ છે.

## અગાસ

આણંદથી ખંભાત તરફ જતાં રેલવે ફાંટા પર આવે છે. આ એક નાનું ગામડું છે, સ્ટેશનથી થોડેક છેટે શ્રીમદ્ રાજચંદ્ર જેમને કૃપાળુ દેવ તરીકે સંબોધવામાં આવે છે અને જેમણે વિતરાગજૈન ધર્મનું રહસ્ય બહુ ઉમદા સરળ શૈલીમાં તથા હૃદયભેદકવાણીમાં લોકોને ઉપદેશેલું છે, તેમના સંસ્મરણાર્થે તેઓશ્રીના અનુયાયીવર્ગ તરફથી એક આશ્રમ સ્થાપવામાં આવેલ છે.

આ આશ્રમના મધ્ય ભાગમાં એક મોટો હોલ છે, જેમાં કૃપાળુ દેવનો મોટો ચિત્રપટ તથા લઘુરાજ સ્વામી(લલ્લુજી સ્વામી)નું ચિત્રપટ છે. સવાર સાંજ ભક્તિ તથા પુસ્તક વાંચન થાય છે, પાસે જ મંદિર છે, જેમાં શ્રી ચંદ્રપ્રભુજીની શ્વેતાંબરી મૂર્તિ મૂળનાયક તરીકે અને પહેલે માળે દિગંબર મૂર્તિઓ પધરાવેલી છે, ભોંયતળિયે કૃપાળુદેવની મૂર્તિ

બેસાડેલી છે. આ આશ્રમ તરફ પાટીદાર વર્ગનો સારો ભાવ છે અને નાર, તારાપુર કાવીઠા, ભાદરણ આદિ ગામોમા મદિરો બાંધીને કૃપાળુ દેવના ચિત્રપટો પધરાવેલ છે

આશ્રમની મુલાકાતે આવતા મુમુક્ષુવર્ગ સારુ એક રસોડુ છે તથા ઉતારાની સગવડ ગાદલા વગેરેની વ્યવસ્થા સારી છે

## પેટલાદ

ગાયકવાડ સરકારના વડોદરા પ્રાતનુ મુખ્ય ગામ છે અને આણંદથી ખભાત તરફ જતા રેલવે રસ્તા પર આવે છે શહેરમા જાહેર ખાતાઓ, મિલો, જિનો વગેરે ખાતાઓ પણ છે રસ્તા સાકડા છે, વસતી વીસ હજારની લેખાય છે. ગામમા જૈન મદિર પણ છે

## ભાદરણ

ચાળીસ પાચ હજારની વસતીવાળુ આ વડોદરા સરકારનુ એક નાનુ પણ સુદર ગામ છે. પેટલાદ–ભાદરણ રસ્તાપર આવેલુ છે વસતી પાટીદાર વર્ગની સુખી છે, તમાકુનો પાક બહુ સારો થાય છે કૂવામા પપ જોડી ગામને પીવાનું પાણી આપવામા આવે છે. ગામમા ટાવર ચણી તેના પર ઘડિયાળ ગોઠવેલ છે કેટલાક જાહેર ખાતાઓ પણ છે

## ખંભાત

મુસ્લીમ રિયાસતની રાજધાનીનુ શહેર છે. વસતી ૨૮૦૦૦ની છે આણંદ–ખભાત રેલવે રસ્તાનુ આ ટર્મીનસ સ્ટેશન છે

ખભાત શહેરને ફરતો કોટ છે અને વિસ્તાર મોટો છે લાલ દરવાજામાથી બહાર પડતા જુના જમાન નજરે પડે છે ત્યા પ્રથમ શહેર વસેલું હતુ જેનુ પ્રાચીન નામ સ્તભતીર્થ હતુ. હાલમા ત્યા કશા પણ અવશેષો નજરે પડતા નથી રોજગાર પણ પડી ભાગ્યો છે. શહેરની મુખ્ય બજાર ટાવર પાસેથી શરૂ થાય છે. એ રસ્તો સાધારણ

ઠીક છે. બજાર પોળના રસ્તા સાંકડા અને અસ્વચ્છ છે. મચ્છરનો ઉપદ્રવ ઘણો છે.

અહીંયા ઇમારતી પત્થર માણેક વગેરે ઘસીને ખૂબ સારાં બનાવવામા આવે છે સાડીઓનુ વણાટકામ પણ સારુ થાય છે આ શહેરમા પ્રાચીન અનેક જૈન દહેરાસરો હતા એમાના ઘણા દહેરાસરોના બિંબો એક દહેરાના ભોયરામા પધરાવેલ છે તો પણ હજુ નાના મોટા ઘણા દહેરાસરો કાયમ છે શ્રી હેમચંદ્રાચાર્યનો જ્ઞાનભંડાર જેમા ૮૦૦થી ૯૦૦વર્ષો પૂર્વના પ્રાકૃત ભાષામા તાડપત્રો પર લખાયેલા ૧૫૦પ્રાચીન સૂત્રો છે જેની કિંમતનો ક્યાસ જેવી ને તેવી જ છે તે ખાસ જોવા લાયક છે

દોઢેક માઈલ પર વળના નામથી ઓળખાતા સ્થળે શ્રીમદ્ રાજચંદ્ર નિજાશ્રમ મંડળ તરફથી એક વિસ્તીર્ણ આશ્રમ બાંધેલુ છે તેમા દહેરાસર સુંદર વ્યવસ્થા તથા યાત્રિકો સારુ ઉતારા અને રસોડાની જોગવાઇ કરેલી છે મંદિરમાંગણ વધુ શાંત અને રમણીય છે શ્રીમદ્કૃપાળુ દેવની મૂર્તિ એક મંદિરમા બેસાડેલી છે અને થોડેક દૂર બીજા દહેરાસરમા ભોયરામા તીર્થંકરની મૂર્તિઓની સ્થાપના કરેલી છે એ મૂર્તિ બહુ ભવ્ય છે અને ચનુનું કામ વધુ જ આકર્ષક છે મુખ્ય દ્વાર પર લાઇબ્રેરીનું મકાન છે અને એની બાજુમા બાંધેલા હોલમા પુસ્તક વાચન સવાર સાંજ નિત્ય થતુ રહે છે

## આણંદ

ખેડા જિલ્લાના આણંદ તાલુકાનુ મુખ્ય સ્થળ છે અને બી બી એન્ડ સી આઇ રેલ્વે પરનુ જંકશન સ્ટેશન છે ગામ નાનુ છે વસ્તી ૫ થી ૭ હજારની લેખાય છે

અહીં ચરોતર એજ્યુકેશન સોસાયટીના મકાનો, ચરોતર આર્ય સમાજનુ મંદિર, ઇસ્પિતાલ, શહેર સુધરાઇખાનાનુ મકાન આદિ છે રેલ્વેનો એક ફાંટો ખંભાત અને બીજો ગોધરા તરફ જાય છે.

## ડાકોર

ખેડા જિલ્લાના ઠાસરા તાલુકામાં આવેલું આ એક તીર્થધામ છે. આણંદથી ગોધરા તરફ જતાં રેલવેના ફાંટા પર સ્ટેશન છે. ગામ સાધારણ છે; અને સ્ટેશનથી બહુ દૂર નથી. ટાંગા વગેરે વાહનો મળી શકે છે. અગિયારસથી પૂર્ણિમા દરમ્યાન આવનારા મુસાફરો પાસેથી જણ દીઠ દોઢ આનો સુધરાઇખાતા તરફથી લેવામાં આવે છે. યાત્રાળુઓ ગોરને ઘેર તથા ધર્મશાળાઓમાં ઊતરે છે. ગોમતી તળાવ પર આવેલ મોરાર ભુવનમાં ઉચ્ચ વર્ણના લોકો ઊતરી શકે છે. મકાન સારું છે. મંદિરની પાસે જ વીશી તેમજ હોટલો વગેરેની સગવડ છે.

સ્ટેશનથી ગામ તરફ જતાં પુરુષોત્તમદાસ ડાકોરદાસ સ્કૂલનું મકાન તથા મહંતોના કેટલાક અખાડા આવે છે. સુપ્રસિદ્ધ શ્રી રણછોડરાયના મંદિરને લીધે ડાકોર વૈષ્ણવોનું ખાસ પવિત્ર ધામ છે મંદિરની સામે ગોમતી તળાવ છે. એ સિવાય બીજાં નાના મોટા-ડંકેશ્વર મહાદેવ, લક્ષ્મીજીનું મંદિર, ત્રિકમજીનું મંદિર, રામ મંદિર વગેરે મંદિરો છે. ભાવિકોની આવજાવ બહુ છે. અતીત વર્ગનો પડાવ સદાય રહે છે અને ભજન, ધૂન વગેરે થતા રહે છે.

શ્રી રણછોડજીનું મંદિર મોટું છે. ફરતો ચોક છે. અંદરનો ગર્ભાગાર નાનો છે. મૂર્તિ શ્યામવર્ણ છે અને સમય સમયના શણગારથી વિભૂષિત કરી તેના આગળ ભોગ ધરાય છે દર્શનાર્થે અંદરના ગર્ભાગારમાં પણ જઇ શકાય છે. યાત્રાળુઓ ગોમતી તળાવમાં નાહીને મંદિરમાં જઇને દર્શન પૂજા વગેરે કરે છે.

ગોમતીનું તળાવ વિશાળ છે અને ઘાટો બાંધેલાં છે. પરમ ભકત બોડાણાનો દર પૂર્ણિમાએ શ્રીકૃષ્ણના દર્શન કરવા ડાકોરથી દ્વારકા જવાનો નિયમ હતો પણ વૃદ્ધાવસ્થાને કારણે તેમાં મુશ્કેલી પડવાને લીધે ભગવાને ભકતની દાઝ જાણી અને ભકતને શ્રમ ન પડે એટલા સારુ પોતે દ્વારકા છોડીને ડાકોરમાં પધાર્યા. બોડાણાની ભકિતને પરિ-

ણમે શ્રી કૃષ્ણ ભગવાન ડાકોરમા બીરાજ્યા ત્યારથી ડાકોર ભારત વર્ષમા મહાન તીર્થ તરીકે પ્રકાશ ગયુ છે

પૂર્વે એનુ નામ ડંકપુર હતુ ડંકનામના ઋષિએ ઉગ્ર તપશ્ચર્યા કરી શ્રી શંકરને આ સ્થળમા નિવાસ કરવાની ફરજ પાડી હતી એવી દંતકથા પ્રચલિત છે

## ગોધરા

પંચમહાલ જિલ્લાના તાલુકાનુ મુખ્ય શહેર છે અને આણંદ ગોધરા રેલ્વે શાખાનુ ટર્મીનસ અને બી. બી. એન્ડ સી. આઇ. ના વડોદરાથી દિલ્હી પેશાવર તરફ જતા ફાંટા ઉપરનુ મોટુ સ્ટેશન છે

શહેરની બાંધણી ઢંગધડા વગરની છે શહેરને કોટ કિલ્લો છે અહીંના લાકડાનો સામાન સારો બને છે બે મેનો ગજમાર ધીમ્તો છે

અહીંયાથી ચાંપાનેર પાવાગઢ જવા સારુ મોટર સર્વિસ તેમજ રેલ્વેની સગવડ છે અંતર ૨૯ માઇલનુ છે વચ્ચે વેજલપુર, સ્ટેશન કાલોલ અને હાલોલ ગામો આવે છે

## ચાંપાનેર

પંચમહાલ જિલ્લાના હાલોલ તાલુકામા આવેલુ છે અને વડોદરાથી દિલ્હી તરફ જતા ફાંટા પર ચાંપાનેર જંક્શનથી નીકળતી નાની લાઇન પરના પાવાગઢ સ્ટેશન ઊતરી જવાય છે એક સમયે આ સ્થળે મોટુ વૈભવશાળી નગર હતુ ગુજરાતના પ્રતાપવાન મહારાજા વનરાજ ચાવડાના ચાંપા નામના પ્રધાને તે વસાવ્યુ હતુ. ગુજરાતના સુલતાન મહમદ બેગડાએ સન ૧૪૮૪મા ચાંપાનેરને પોતાની રાજધાની બનાવી અનેક સુંદર મકાનો બંધાવીને શહેરને શોભિત કર્યુ હતુ મુગલ બાદશાહ હુમાયુએ સન ૧૫૫૩મા એના પર ચઢાઇ કરી પતાઇ રાવળ પાસેથી તે સર કર્યુ હતુ

શહેરને ફરતે સંખ્યાબંધ ખંડિયેરો આસપાસના વિસ્તારમા માઇલો સુધી જોઇ શકાય છે અને કિલ્લાનો ઘણોખરો ભાગ હજી

અખંડ છે તો પણ દીવાલો, બુરજો ઉપરથી કયાંક પત્થરો પડી ગયા છે અને અંદર ધર્મશાળાઓ આદિ ૨૫-૩૦ મકાનો છૂટા છૂટા નજરે પડે છે તે નવા બાંધેલાં છે, નાનાં ગામડાં જેવું પણ રહ્યું નથી. ધર્મશાળાઓમાં દિગમ્બર જૈન ધર્મશાળા તથા અમદાવાદવાળા પર શોતમ હરિવલ્લભની ધર્મશાળા છે. બીજી સ્વચ્છતામાં સારી છે.

પાવાગઢની તળેટીમાં આવેલું આ જૂનું શહેર ઇતિહાસમાં જાણીતું છે. અહીંનો કિલ્લો અજેય ગણાતો હતો. તેને તાબે કરવાને માટે ઘણી વખત હિન્દુ રાજાઓ અને મુસલમાન રાજાઓ વચ્ચે લડાઇઓ થઇ હતી. કિલ્લાને બે દરવાજા છે. પરશોત્તમ હરિવલ્લભની ધર્મશાળા પાસેના દરવાજામાંથી બહાર પડતાં પાસે જ જુમામસ્જિદ છે. ત્યાંથી થોડેક જતાં એક તરફ લીલારંગના ગુંબજ અને બીજી તરફ જતાં કેવડા મસ્જિદ છે. કેવડા મસ્જિદ પાસેથી એક તરફ ચાલતાં નગીના મસ્જિદ તથા બીજી તરફ ચાલતાં કાતરા મસ્જિદ આવે છે પહેલાં ચાર મકાનો લગભગ કાયમ છે. એ એક સરખી બાંધણીના છે; જ્યારે છેલ્લી મસ્જિદના માત્ર બે જ મિનારા કાયમ છે. બાકીનું મકાન ખંડિયર બની ગયું છે. જુમા મસ્જિદનું મકાન મોટું છે. બધા મકાનો ઉપર ગુંબજ છે અને જાળી આદિનું કોરણી કામ જોવાલાયક છે.

કિલ્લાના બીજા દરવાજા પાસે જૈન શ્વેતાંબરી સાધુ શિલવિજયજી મહારાજ સારુ તેમના એક ભાવિકે એક મકાન બંધાવેલું છે. એમાં પંપ તથા વીજળીની બત્તીઓની વ્યવસ્થા છે. એ સાધુ ચોમાસામાં અહીંયાં આવીને રહે છે અને બાકીના ભાગમાં વિહાર કરે છે.

## પાવાગઢ

ચાંપાનેરના કિલ્લાની બહાર પડતાં જ પાવાગઢનો ડુંગર શરૂ થાય છે. તળેટીથી શિખર સુધીનું અંતર લગભગ ત્રણ માઇલનું છે અને

જમીનથી ઊંચાઇ ૨૭૦૦ ફૂટ છે ડુંગરની ટોચ ઉપર મહાકાળીનું મંદિર આવેલું છે. દૂધિયું તળાવ અને દિગંબર મંદિર પાસે થઇને મહાકાળીનો મંદિર પહોંચતા ઘણા પગથિયા ચઢવા પડે છે દૂધિયા તળાવનું પાણી ખૂબ ઠંડું રહે છે. ઉનાળામાં આ પહાડની હવા ઠંડી રહે છે.

ડુંગર ચઢતા પ્રથમ એક તળાવ, પછી ખાપરા ઝવેરીનો મહેલ, પાંચકૂવા મામી હવેલી તેલીયુ તળાવ મકાઇ કોઠાર, દિગંબર જૈનમંદિર ગંગા જમનાના કુંડો, નવલખા કોઠાર, છાશિયું તળાવ, મોટું દિગંબર જૈનમંદિર અને છેવટે મહાકાળીનું મંદિર આવે છે ખાપરા ઝવેરીનો મહેલ તથા પાચકુવા કે જ્યાંથી વિશ્વામિત્રી નદીનો ઉગમ થાય છે તે જરૂર જોવા જેવાં છે

પાવાગઢના કિલ્લાની બાંધણી ઉત્તમ છે અને તેને સાત દરવાજાઓ છે. પાંચમા દરવાજા પછી આવતી ઊંડી ખાઇ પર પુલ બાંધેલો છે. ગુજરાતમાં મોટો પહાડ પાવાગઢનો છે. ખાપરા ઝવેરીનો મહેલ એટલે સારો એક ખંડ કે જે ખીણના ઢાળ પર આવેલ છે. અને ઘણા પગથિયા ઉતરવા પડે છે, અને કેટલાયે ખંડોના દરવાજાઓ પસાર કર્યા પછી ત્યાં પહોંચાય છે આ અવશ્ય જોવા જેવો છે

## વડતાલ

ખેડા જિલ્લાના આણંદ તાલુકામાં આવેલું છે અને બી બી એન્ડ સી આઇ રેલવેના આણંદ જંકશન પછીના બોરીઆવી સ્ટેશનથી એક ફાંટો ત્યાં સુધી જ જાય છે અહીં સ્વામીનારાયણ સંપ્રદાયના આચાર્યની ગાદી હોઇ મોટું મંદિર આવેલું છે. મંદિર વિશાળ અને ભવ્ય છે બાંધણી તથા કારીગરી ઉમદા છે. એના કમ્પાઉન્ડમાં સાધુ તથા ભકત જનોને રહેવા માટે ઘણા ઊંચા મકાનો બાંધેલા છે તેમ જ રાંધવા, જમવા તથા સાથે વગેરે જાતનો સારું માટી સગવડ કરેલી છે. બસોથી ત્રણસો સાધુ, બ્રહ્મચારી, ભકતો ત્યાં હંમેશા રહે છે

મંદિરોને લઈ ત્યાં થોડાક ઘરો વસેલાં છે. રસ્તા ગંદા રહે છે. શ્રી સ્વામીનારાયણનો જન્મ સંવત ૧૮૭૩ ના ચૈત્ર સુદ ૯ ને દિવસે થયો હતો, તેથી દર વર્ષે તે તથા અન્ય પ્રસંગોએ મોટા મેળાઓ ભરાય છે. મંદિરની આસપાસ હરિમંડપ, અક્ષર-ભૂવન, આચાર્ય મહારાજની હવેલી વગેરે મકાનો છે. થોડેક છેટે ગોમતી તળાવ બાંધેલું છે.

## નડિયાદ

ખેડા જિલ્લાના એક તાલુકાનું મુખ્ય શહેર છે અને બી. બી. એન્ડ સી. આઈ. રેલવે પરનું એક સ્ટેશન છે. વસતી ૩૦ થી ૩૫ હજાર મોટે ભાગે પાટીદાર કોમની છે. આ પ્રદેશ ચરોતર કહેવાય છે.

શહેર સુધરાઈખાતું જાગતું હોવાથી સફાઈ તથા સ્વચ્છતા સારી છે, પણ રસ્તા સાંકડા છે. કેળવણીની સંસ્થાઓ, લાઇબ્રેરી, ઇસ્પિતાલ વગેરે જાહેરખાતાઓ તથા પાણીના તળાવોની સગવડ છે. શહેરમાં બે ત્રણ સ્થળોએ ટાવરો ઊભા કરી ઘડિયાળો મૂકેલાં છે.

ગામના પાદરે એક તરફ સતરામનું મંદિર અને બીજી તરફ નડિયાદ અનાથાશ્રમ બાંધેલ છે બન્ને વિસ્તારવાળી જમીન પર બાંધેલા છે. મંદિરનો ચોક બહુ મોટો છે. અનાથાશ્રમમાં દોઢસોથી વધારે અનાથોને આશ્રય અપાય છે. વાસણો બનાવવાનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં છે. મુસાફરો માટે લોજિંગ બોર્ડીંગ હાઉસોની સગવડ છે. જિલ્લાનું સ્થાનક ખેડા બાર માઇલ થાય છે અને મોટરબસ જાય છે.

## કપડવણજ

ખેડા જિલ્લાના એક તાલુકાનું મુખ્ય શહેર છે અને નડિયાદથી એક રેલવે લાઇન અહીં સુધી નાખેલ છે. વસતી ચૌદેક હજારની ગણાય છે. અહીંયાં સાબુ, કાચના કારખાના તથા કપાસ પીલવાની ફેક્ટરીઓ અને તેલની મિલો છે. શહેરને ફરતો કોટ જર્જરિત હાલતમાં છે, શહેર પુરાણું છે. પાંચેક જૈન દહેરાં છે. વોરાવાડમાં મોટા

ગોરા મકાનો બાંધેલાં છે. શહેરના રસ્તા સાંકડા છે. અહીંથી લસુંદ્રાના ગરમ પાણીના કુંડો તરફ જવાય છે.

## અમદાવાદ

ગુજરાતનું આ પાટનગર અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનું મોટું જંક્શન સ્ટેશન છે. ઉતારુ વર્ગનો અવરજવર બહુ હોવાથી પ્લાટફાર્મો હેઠળથી મોટું બોગદું બાંધેલું છે. વીરમગામ તરફ જતી પહોળા માપની લાઇન ઉપરાંત સાંકડા માપની એક મેઇન લાઇન અજમેર તરફ, એક ધંધુકા તરફ અને એક ઇડર તરફ જાય છે. શહેર સાબરમતી નદી પર વસેલું છે અને વેપાર ઉદ્યોગનું મોટું મથક છે. વસતી તેમ જ શહેરનો વિસ્તાર દિન પ્રતિદિન વધતા જ રહ્યાં હોઇ હિન્દુસ્તાનના અગ્ર શહેરોમાં એ એક લેખાય છે.

શહેરને ફરતો કોટ છે અને તેમાં ચૌદ દરવાજા છે. આ શહેરમાં પહેલાં ગુજરાતની રાજધાની હતી અને હાલ મુંબઇ ઇલાકાના ઉત્તર વિભાગના કમિશ્નર રહે છે, અને તેથી તેને રાજનગર પણ કહે છે. કાપડ સુતરની અનેક મિલો આ શહેરમાં છે, અને એ વિભાગ મણિનગર સુધી જોવાય છે, ઉપરાંત દીવાસળી, દેશી કાગળ, તાંબા પિત્તળના વાસણો વગેરેના કેટલાક કારખાના છે. અમદાવાદનું કસબી કામ પણ મશહૂર છે.

રસ્તા સાંકડા અને વસવાટ ગીચ છે. માત્ર ગાંધીરોડ તથા એક બે બીજા સડકો માપસર પહોળી છે. ગાંધીરોડ, પાનકોરનીપોળ, રતનપોળ, પતાસાની પોળ, માણેકચોક તથા કાળુપુર વગેરે વેપારના મથકો છે શાક માર્કેટ માણેકચોક પાસે તથા મરકતી માર્કેટ કે જ્યાં કાપડનો થોકબંધ રોજગાર થાય છે તે કોટની બહાર સ્ટેશનની નજીકમાં છે. ચોખા બજાર, સાકર બજાર, લોજિંગ-બોર્ડીંગહાઉસો, ધર્મશાળાઓ વગેરે સ્ટેશન પાસે જ છે કોટની બહાર ચારે તરફ વસતી દૂર દૂર સુધી ફેલાયેલી છે. મચ્છરનો ઉપદ્રવ બધી જગોએ છે.

અમદાવાદમાં જૈનોનાં ઘણાં દેરાસરો છે, અને જૈન જાત્રાળુ સારુ શહેરમાં કેટલીક ધર્મશાળાઓ છે. હઠીસિંગનું દેરાસર દિલ્હી દરવાજાની બહાર આવેલ છે. એ વિશાળ જગ્યા પર બાંધેલું છે અને ખૂબ ભવ્ય છે. તેના થાંભલાઓ પરની નકશી સુંદર કલાપૂર્ણ છે. અમદાવાદના ધનવાન શેઠ હઠીસિંગે દસ લાખ રૂપિયા ખરચીને આ મંદિર સને ૧૮૪૮માં ચણાવેલ છે.

કાંકરિયું તળાવ અથવા હોજે કુતુબ મણિનગર તરફ જતાં રાયપુર દરવાજા બહાર આવેલું છે. તળાવ વચ્ચે એક નાના બેટ પર નગીનાવાડી નામનો બગીચો છે અને તેમાં નાનું જૂનું મકાન છે. બાગમાં જવા માટે પુલ બાંધેલો છે. આ તળાવ હવાખાવાનું સુંદર મથક છે. રસ્તાની બન્ને બાજુ નાળિયેળીના વૃક્ષો છે. સુલતાન કુતુબુદ્દિન અહમદશાહે ઇ. સ. ૧૪૫૧ માં આ તળાવ બંધાવ્યું હતું.

જુમા મસ્જિદ માણેકચોકમાં આવેલી છે અને હિન્દની મોટી મસ્જિદોમાંની એક ગણાય છે. કામ સાદું છે. તે ઇ. સ. ૧૪૨૪ માં સુલતાન અહમદના અમલ દરમિયાન બંધાઇ હતી. ભદ્રમાં ત્રણ દરવાજા ખાસ જોવા જેવા છે. ભદ્રનો કિલ્લો ઊંચો છે. ઇમારતો મજબૂત બાંધેલી છે. અત્યારે એ સરકારી ઓફિસો માટે વપરાય છે. ભદ્રકાળી માતાનું મંદિર કિલ્લાની અંદર છે. એ મંદિર ઘણું જૂનું આકર્ષણ ખૂબ છે. સામે મોટો ચોક આવેલો છે. સ્ટેશન પાસેથી ઊપડતી મોટર બસોની માફક અહીંથી પણ અનેક સ્થળોએ બસો જાય છે. વિક્ટોરિયા ગાર્ડન અને સાબરમતી નદી પર આવેલા એલિસબ્રિજ નજીકમાં જ છે.

સીદી સૈયદની મસ્જિદ લાલ દરવાજા બાગમાં આવેલી છે, જેની પાછલી દીવાલમાં નકશી જાળીઓ સુંદર કોતરેલી અલંકૃત છે. એ મસ્જિદ મોગલોની સત્તામાં બંધાઇ હતી. શાહીબાગ નામનો મહેલ જ્યાં હાલ ઉત્તર વિભાગનો કમિશનર રહે છે તે ઇમારત પણ સુંદર છે અને સને

૧૬૧૮ મા મુગલ બાદશાહ શાહજહાન ગુજરાતનો સૂબો હતો ત્યારે બંધાવેલ છે આસ્ટોડિયાના દરવાજા પાસે સુલતાન મહમદ બેગડાની રાણી સિપ્રીની મસ્જિદ નાની છે પણ એની બાંધણી અને કોતરણી બહુ સુંદર છે

આસ્ટોડિયાના દરવાજા પાસેથી વટવા તરફ જતા રસુલાબાદ નામનું પરું આવે છે ત્યા ગુજરાતના એક મહાન ઓલિયા શાહ આલમના રોજો છે રોજાનું મકાન ભવ્ય છે અને કબરની ચોપાસ મૂકેલી સિનિત જાળીઓનું કામ તથા તેનો દરવાજો ખાસ જોવા લાયક છે ઇ સ ૧૮૫૦ મા બંધાયેલું સ્વામીનારાયણનું મંદિર પણ અમદાવાદમા જોવા જોગ છે

એલીસબ્રિજ સ્ટેશનને સામે પાર આવતા મહાત્મા ગાંધીજીએ સ્થાપેલો સત્યાગ્રહ આશ્રમ જોઇ શકાય છે એ હાલ હરિજન આશ્રમના નામથી ઓળખાય છે ત્યા હરિજનોને સામાન્ય અને હુન્નર ઉદ્યોગનું શિક્ષણ આપવામા આવે છે અમદાવાદ પછીના સાબરમતી સ્ટેશનથી ઉતરીને પણ ત્યા જઈ શકાય છે

આ તરફ છ માઇલના અંતરે સરખેજ નામનું ગામડું છે ત્યા સંતમહમદ ખટ્ટુ ગંજબક્ષની દરગાહ છે આ દરગાહ તથા પાસે આવેલ મસ્જિદ અહમદશાહના પુત્ર મહમદશાહ અને તેના પુત્ર કુતબુદ્દિને બંધાવ્યા હતા ત્યા એક મોટું તળાવ બાંધેલું છે તળાવ પર જૂના બે મહેલોના ખંડિયેરો છે મસ્જિદ સાદી છે અને તેને આગ્રાની મોતી મસ્જિદ જોડે સરખાવવામા આવે છે ગાન્નની જાળીઓનું કોતરકામ તથા ઘૂમટ વચ્ચે લટકતી ચાંદીની સાંકળ જોનારનું ધ્યાન ખેંચે છે દરવાજા પર કાચનું મીનાકારીનું કામ છે

અસારવા, અમદાવાદ-પ્રાંતીજ રેલવેનું બીજું સ્ટેશન છે અમ સ્ટેશન પાસેથી પણ મોટર-બસ જાય છે ત્યા માતા ભવાની તથા દાદા હરિની મોટી પ્રખ્યાત વાવો છે ભવાનીની વાવ અમદાવાદ પૂર્વના

ગણાય છે: દાદા હરિની વાવ મહમદબેગડાની દાસી હરિએ ત્રણ લાખની રકમ ખરચીને બંધાવી હતી. કોતરકામ ઉમદા અને ખાસ જોવા લાયક છે.

આશરે પાંચસો વર્ષ પહેલાં સુલતાન અહમદશાહે આ શહેર વસાવ્યું હતું, અને એના ઉપરથી શહેરનું નામ અહમદાબાદ પડ્યું છે. એ પૂર્વે કરણ સોલંકીએ વસાવેલું કર્ણાવતી શહેર પણ અહીં હતું. કરણનું અવસાન સને ૧૦૯૪માં થતાં તેના પ્રતાપી પુત્ર સિદ્ધરાજ જયસિંહે આ શહેરમાં ઘણી ભવ્ય ઇમારતો ચણાવી હતી. ત્રણ સૈકા પછી સુલતાન અહમદશાહે આ શહેર ફરીથી વસાવ્યું હતું અને તેના વંશજોએ ૧૫૭૨ સુધી હકૂમત ચલાવી હતી.

ઈ. સ. ૧૫૮૪માં મોગલ સમ્રાટ અકબરે ગુજરાત પર વિજય મેળવી અમદાવાદ સર કર્યું. કાળક્રમે મોગલસત્તા નબળી પડી અને મરાઠાઓ સબળ થયા. પરિણામે પેશ્વાના ભાઈ રઘુનાથરાવ અને દામાજીરાવ ગાયકવાડે મળીને સને ૧૭૫૭માં અમદાવાદ જીત્યું અને અડધું અડધું શહેર વહેંચી લીધું. ઇ.સ. ૧૮૧૭ના કરારોની રૂએ પેશ્વાની માલિકીનું અડધું અમદાવાદ અંગ્રેજોને મળ્યું અને થોડા સમય બાદ આખું અમદાવાદ અંગ્રેજોને તાબે આવ્યું.

## ઈડર

ઇડર રાજસ્થાનનું મુખ્ય શહેર છે અને અમદાવાદ પ્રાંતીજ રેલવે પરનું એક સ્ટેશન છે. વસતી સાત હજારની લેખાય છે.

શહેર ડુંગરોની વચ્ચે વસાયેલું છે. ઇડરનો કિલ્લો જોવા લાયક છે. શહેરમાં ૫ થી ૬ અને ગઢ પર બે એમ આઠેક જૈન દેરાસરો છે. શહેરમાં તેમ જ ગઢ પર જાત્રાળુઓ સારુ ધર્મશાળાઓની સગવડ છે. ગઢ પર ચડવાનું બહુ કઠિન નથી. હવાપાણી શહેરના કરતાં ગઢ પરના સારા છે. ઉપર બીજી વસ્તુ કંઈ મળતી નથી.

## પાલનપુર

પાલનપુરના મુસલમાન સંસ્થાનનું આ પાટનગર છે અને શહેરની અઢાર હજારની વસતી લેખાય છે. અહીંના મુસ્લીમ રાજકર્તા દીવાન કહેવાતા હતા પણ મુંબઈના ગવર્નર લોર્ડ સીડનહેમે 'નવાબ'નો ખિતાબ આપ્યા પછી હવે નવાબ કહેવાય છે.

સ્ટેશનથી થોડેક દૂર ધર્મશાળા છે અને એની સામે જ વીશી છે. સ્ટેશનથી શહેરના કોટ સુધીનો રસ્તો સુમારે બે એક ફર્લાંગ થાય છે. ધર્મશાળા, ઇસ્પિતાલ, દવાખાનું વગેરે એ રસ્તા પર જ છે. શહેરને ફરતો કોટ છે. શહેરમાં ૧૦-૧૨ જૈન દેરાસરો અને જૈન શ્રીમંતોના મોટા સુંદર મકાનો છે. જૈનો મુંબઈમાં મોટા ભાગે ઝવેરાતનો વેપાર કરે છે. કોટને સાત દરવાજા છે, જેમાંથી એક સંબંધ રાત ખુલ્લો રહે છે. સ્ટેશન પાસે એક કીર્તિસ્તંભ ઊભો કર્યો છે.

## અંબાજી

ગુજરાતનું આ પ્રખ્યાત તીર્થક્ષેત્ર છે અને આર. એમ. રેલવે પર આવેલ આબુરોડ સ્ટેશનથી જવાય છે. અંબાજીનું તીર્થ આબુરોડ સ્ટેશનથી દસ માઈલ પર અરવલ્લીની પર્વતમાળાના દક્ષિણ-પશ્ચિમ છેડે આરાસુરના પહાડમાં આવેલ છે. એ દાંતા સંસ્થાનનું એક ગામ છે. મોટરબસ ઠેઠ સુધી જાય છે. ગામમાં પ્રવેશતાં વાણિયા પાસેથી રૂ. ૧।।।=।।। તથા બ્રાહ્મણ પાસેથી રૂ. ૦।।=।। રાજ્ય તરફથી જણ દીઠ લેવામાં આવે છે. અહીં ઘણી ધર્મશાળાઓ છે.

મંદિર સાદું છે. બંધાયાનો સમય જણાયો નથી. કેટલાંક સ્તંભો ઉપર ગોળમાં સૈકાના લેખો કોતરેલા છે. માનસરોવર નામનો કુંડ કે જે થોડે છેટે છે તેના ઉપર ૧૫૪૫ ની સાલનો લેખ છે અને રાવમારમલની રાણીના નામનો નિર્દેશ છે. ચાર માઇલ પર કોટેશ્વર મહાદેવનું મંદિર છે કે જ્યાં સરસ્વતી નદીનો ઊગમ છે.

## કુંભારિયા.

અંબાજીથી સુમારે તેઇક માઇલ થાય છે. ત્યાં જતાં જણુદીઠ આના આઠ રસ્તામાં આપવા પડે છે. એ મંદિરો અગિયારમી સદીમાં રાણા ભીમદેવના મંત્રી વિમળશાહે બંધાવેલા હતા, જેમાંથી પાંચ અવશેષ રહ્યાં છે, પાર્શ્વનાથ, મહાવીર સ્વામી, નેમનાથના મંદિરોની કોરણી ઘણી અદ્‌ભૂત અને ખાસ જોવાલાયક છે.

આ મંદિરોના થાંભલા, કમાનો, છત વગેરે પર કરેલી કોતરણી ઝીણી. સુશોભિત અને કલાપૂર્ણ છે, વળી આરસનો ચૂનો બનાવી જે પોલિશ એટલે ઓપ આપેલ છે તે અભ્યાસ કરવા જેવું છે, આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય ઉત્તમ છે. યાત્રાળુ વર્ગ માટે ધર્મશાળાની સગવડ છે.

## આબુ

માઉન્ટ આબુનું સ્થળ ઉનાળામાં ઠંડું અને આરોગ્યપ્રદ હોઈને ખૂબ વિખ્યાત છે અને રાજપૂતાના—માલવા રેલ્વે પરના આબુરોડ સ્ટેશને ઉતરીને જવાય છે. સ્ટેશન પાસેથી મોટર બસ જાય છે અને અંતર સુમારે અઢાર માઇલનો છે ને ઉપર સુધી પાકી ડામરની સડક બાંધેલી છે. દરિયાની સપાટીથી ૪૫૦૦ ફૂટ માઉન્ટ આબુ ઊંચો છે. સડકની એક તરફ હરિયાળા ડુંગર અને બીજી તરફ ઊંડી વીણી-છમ ખીણ છે. સડક સર્પાકારે જતી હોવાથી ચઢતા ઊતરતા મનને ખૂબ તાજગી મળે છે અને આનંદ થાય છે.

અહીં બ્રિટિશ કેમ્પ છે. લોજિંગ-બોર્ડિંગહાઉસોની સારી સગવડ છે. રાજપૂતાના હોટલ સૌથી વિખ્યાત છે જણુદીઠ રોજ સાત—આઠ રૂપિયાનો ચાર્જ આવે છે. મકાનો પણ ભાડે મળી શકે છે. કેમ્પનો વસાવટ ખુશનુમા છે. જોઈતી ચીજ વસ્તુ મળી શકે છે. અહીંના હવામાન મેથી જૂને અને સપ્ટેમ્બરથી ઓકટોબરમાં ખુશનુમા રહે છે એટલે વિઝીટરોથી કેમ્પ ભરચક રહે છે શિયાળામાં ઠંડી કડક પડે છે પણ ઋતુ સારી અને જીવન આપનારી છે.

આબુ પર્વતનું પ્રાચીન નામ અર્બુદગિરિ છે અને અરવલ્લી પર્વતની હારમાળા જે સિંધુ-ગંગાના મેદાનને એક બીજાથી અલગ પાડે છે અને સૌથી પ્રાચીન મનાય છે તેની નજીકમા જ પણ અલગ આબુની હારમાળા આવે છે, અને એનુ ગુરુશિખર દરિયાની સપાટીથી આશરે ૫૪૦૦ ફૂટ ઉંચુ ગણાય છે, આબુના પહાડ પર કેટલાક ગામડા છે. કેમ્પથી થોડેક છેટે દેલવાડા ગામ પાસે શિલ્પકળામા અજોડ અને દુનિયાભરમા સુવિખ્યાત જૈન મંદિરો આવેલા છે અને તેમનુ નિરીક્ષણ કરવા યુરોપિયન, અમેરિકન આદિ સેકડો પ્રવાસીઓ પ્રતિવર્ષ આબુની મુલાકાત લે છે

અહીંયા બીજા અનેક સુંદર સ્થળો છે જેવા કે અર્બુદા દેવીનું મંદિર, નખી તળાવ, વશિષ્ઠાશ્રમ, સનસેટ પોઇન્ટ, પાલનપુર પોઇન્ટ, અનાદ્રા પોઇન્ટ, અપર પોઇન્ટ, ગાડરોડ, નનરોક, બેઇલીઝ વોક ટ્રેવર તળાવ વગેરે. કેટલાક મંદિરો, ગુફાઓ પણ જોવા જેવા છે. અર્બુદા દેવીનુ મંદિર એક ઊંચી ટેકરી પર છે અને આબુના સીવીલ સ્ટેશનથી બહુ દૂર નથી ઉપર ચઢવા સારુ પગથિયા બાંધેલા છે. ઉપરથી આસપાસનું દૃશ્ય ખૂબ રમણીય માલૂમ પડે છે નખી તળાવ બજારથી થોડે છેટે છે તળાવને ચો તરફ પાળ બાંધેલી છે, અને તેમા બોટીંગની વ્યવસ્થા કરેલી છે સનસેટ પોઇન્ટ બસ સ્ટેન્ડથી બે એક માઇલ દૂર છે, સૂર્યાસ્ત વેળાનુ દૃશ્ય નિહાળી શકાય છે.

વશિષ્ઠાશ્રમ જોવા જતા સેકડો પગથિયા ઊતરવા પડે છે. ત્યા એક કુંડ છે જેમા ગૌમુખીમાથી પાણી ઝરે છે, અને પાસે જ મંદિર છે. સ્થળ બહુ જ રમણીય છે પ્રવાસીને ત્યા આનંદ પડે છે. શ્રી વસિષ્ઠ ભગવાન રામચંદ્રજીના ગુરૂ હતા.

## દેલવાડા

સિરોહી રાજ્યની હકૂમતના આ ગામે જતા જાત્રાળુ પાસેથી સવા રૂપિયો વેરાનો લેવામા આવે છે મંદિરો પાસે ધર્મશાળાની સગવડ

છે અને તેમાં જ પીશી ને. સુપ્રસિદ્ધ જૈનમુનિ શ્રી શાંતિવિજયજી જેમના અનુયાયીઓ સર્વત્ર હિન્દ ભરમાં છે, તેઓશ્રીનો મુકામ મોટા ભાગે અહીં જ રહેતો હતો. તેઓશ્રી મોટા ભાગે મૌન જ સેવતા અને કોઇ વેળા પ્રકાશના ત્યારે મિતાક્ષરી ભાષામાં ધર્મનુ રહસ્ય સમજાવી દેતા હતા. તેઓશ્રીએ યોગ સાધના કરીને શક્તિનો ખૂબ વિકાસ સાધ્યો હતો. એક ન્યૂઝીલેન્ડનો વતની મુનિ શ્રી પાસે રહીને યોગાભ્યાસ કરતો હતો.

અહીંયાં સુપ્રસિદ્ધ જૈન દેરાસરો છે, જેમા આદીશ્વર અને નેમીનાથજીના દહેરાંની શિલ્પકળા દિગ્મૂઢ કરી મૂકે એવી છે બન્ને દહેરા શ્વેત સંગેમરમરના છે અને તેના પર કરોડોની રકમ ખરચીને કરેલી સુશોભિત કોતરણી તથા થાંભલા, છતો, કમાનો વગેરે ઉપર આલેખેલા તીર્થંકરના જીવન પ્રસંગો તથા નૃત્ય કરતી મૂર્તિઓ વગેરેનુ ખૂબ નાજુક અને વિભૂષિત નકશી કામ નિહાળી પ્રવાસી આશ્ચર્યમુગ્ધ બની જાય છે આદીશ્વરનું દેરાસર ગુજરાતના રાજા ભીમદેવના મંત્રી વિમળશાહે સંવત ૧૦૮૮ મા અને નેમીનાથનુ દેરાસર ગુર્જરેશ્વર વિશલદેવના મંત્રી વસ્તુપાલ તેજપાલે સંવત ૧૨૮૭ મા બંધાવેલ હતા.

## અચળગઢ

દેલવાડાથી ચાર માઇલ પર આ ગામ ટેકરી ઉપર આવેલુ છે અને ત્યાં જવાને ગાડા જઇ શકે છે. અચળગઢ પર ધર્મશાળા વગેરેની સગવડ છે. અહીં પણ ચાર જૈન દેરાસરો છે જેમા ચોથા જૈન અને ભવ્ય ચૌમુખજીનું મંદિર છે આ મંદિર અચળગઢના રહેવાસી સંઘવી સહસાએ બંધાવેલુ છે એ મંદિરમાં ચૌદ પ્રતિમાઓ છે જેનું વજન ૧૪૪૪ મણ ગણાય છે અને ધાતુઓના મોટા ભાગ સોનાનો મનાય છે, મંદિરના બીજા માળ પરથી આબુ પહાડનુ સુંદર દૃશ્ય દેખી શકાય છે.

